endogenous diseases

# જંગલમાં મંગલ.

આફ્રીકાના બીયાબાનમાં રચાયલો
વીચીત્ર કીસ્સો.

લખનાર:—"ગુલફ્રામ"
તે
જેહાંગીર નશરવાનજી પટેલ.

પ્રગટ કરનાર
દીનશા એદલજી કરકરયા
તે
"ચેરાગે-હિન્દ" ચોપાન્યાના માલેક અને અધિપતી.



આ વાર્તાનું પુસ્તક મી૦ જેહાંગીર નશરવાનજી પટેલે કોટ મધેથી
લખ્યું છે અને મી૦ દીનશા એ. કરકરયાએ મુંબઇ તારદેવ
માલીવાલા થીયેટર પાસે આવેલા જર પ્રીન્ટીંગ પ્રેસમાં
છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કીધું છે.

૧૯૩૩.

# મી૦ ગુલફામને હાથ રચાયલા નાટકો, સ્કીત્સ અને વાર્તાઓ.

નાટકો અને સ્કીત્સ—આંધરે ખેહરૂં; ચંડાળ ચોકડી; ફાટાનું ફટેસર; સોદાગરી દોર; મસ્તાન મનીજેહ; જેનટલમેન લોફર; ફકકડ બાલુસ; ધણીઆણીનો ધાક; પાતાલ પાણી; મધરાતનો પરોણો; ખુદા ગુનાહ; ધમેલો ધાંખરો; ટોપસી ટર્વી; ફાંકડો ફીતુરી; ભમતો ભુત; ચટાપટી; બેહેન કે બલા!, ઢાંગ માસ્તર; ઓ–મારો–માટી!; ચાનજી ચક્કર; ઘરનો ગવરનર; ધન ધન ઘોરી; સુખલો–જામાસ; કુંવારૂં–મંડળ; વાજતો ઘુંઘરો; ખુબીનું ખોરીઉં; લફંગો લવજી; વગેરે.

વાર્તા—સોનારનો ગઢ; ફુબાસનો વારસ; રંગેલું બાઝણું; કાપુરખું કીસમત ઉનાહ (પાપીનું પગલું) પાંડુરંગ હરી; સરોવરની સુંદરી; મેહલુજી અને સુના વહુ; ઓ ધન તું ક્યાં છે!; દીલસોઝ દોસ્ત; નવલ નાણાવટી; કાળો નાગ; એક ઝેરનો કટોરો; જરની જંજાળ; બેજન મનીજેહ; કન્યાનું કાલબુદ; મહોબતી બાઝાર; ગુલદસ્તે રમુજ; ભાનુ યાને સજીવન થયલો આશક; જબરદસ્તીના લગન; ગાંડા પટેલ; એ ફદાખુજી કોણ! મોટે ઘરના બાઇ સાહેબ; ઉદાસગીર; હમીદા; તકદીરનો તોર; આબી માસીના આશ્ચર્યો; પ્રતાપી લક્ષ્મી પ્રતાપ, સુરજ પુજનારી પ્રજા યાને અદેખી હમશીર; જેક ત્રેવરસ; ખુદાએ બનાવી જોડી; ખેપુકોટક; ખંડેરાવ ગાયકવાડ; તફરમચી તગડી; મુતીની આંખનો હીરો; માશુકનો ઇશારો; રજપુતાણી લક્ષ્મી; તલેસમાતી વીંટી; જમધર પુજારી; લવજી લફંગો; હૈદરાબાદનો હજામ; મારી બચગીના દહાડા; નરગીસ; હરીફનું કાવતરૂં;

રાજમાતાની સેવા; ઘેલો ગણેશ; પવીત્ર તાવીઝ; દરયાની દાકણ; હકદારનો હક અને જુલમી જાફર; શીતુરી દીલાવર; જફાકાર, નરગીસ; સ્વપણાની તાસીર; ચશમચોર, જંગલમાં મંગલ; વિગેરે.

ઉપલી ટીપ મધે જણાવેલા મી૦ ગુલફામને હાંથ લખાયલા નાટકો અને સ્કીત્સ મધેના કેટલાક નાટકો અને સ્કીત્સ અને કેટલીક વાર્તાઓનાં પુસ્તકો અત્યાર સુધીમાં બાહેર પડયાં છે, અને એહંદર લેતાં આએ મી૦ ગુલફામનું,

# ૪૯ મું પુસ્તક

## આજે બહાર પડયું છે

** * મી૦ ગુલફામને હાથ, ખુદ "ગુલફામ"નાં તખલ્લુસ અને બીજા અનેક તખલ્લુસ હેઠળ, લખાયલી અસંખ્ય ટુંકી વાર્તાઓ. સ્કેચ, કવીતા, ટુચકા, વગેરેનો સમાવેશ ઉપલી ટીપમાં કરી શકાય તેમ નથી.

---

# કાંઈક—ખુલાસો.

પરવરદીગારની યાદ સાથે આજે મારૂં ૪૯મું પુસ્તક બાહેર પાડવાને હું ભાગ્યશાળી થયો છું અને તે માટે પરવરદેગારનો હજારો હજાર આભાર માનું છું. આ વાર્તા પ્રખ્યાત સીનેમા ફીલમ ઉપરથી ઉપજાવી છે અને તે ફીલમ મધેના બનાવોને કાયમ રાખીને તથા અસલ વાર્તાને પણ તેના અસલ રૂપમાં જમાવી ને, મેં મારી તરફથી કાંઇક ઉમેરો વધારો કર્યો છે. સીનેમા ઉદ્યોગ સાથના મારા લાંબા સંબંધને પરીણામે મને મારી કેટલીક વાર્તાઓ અને નાટકો ઉપજાવવામાં સારી મદદ મળી છે એમ મારે અત્રે જણાવવું જોઇએ. એજ અનુભવને પરીણામે આએ વાર્તા આજે હું મારા મહેરબાન વાંચનારાઓ આગલ રજુ કરૂં છું. મારી કેટલીક વાર્તાઓ પુસ્તક રૂપે પ્રગટ કરવાની મહેનત લેનાર અને તેની કતેહમંદ કારસાજી કરનાર બાઇ દીનબાઇ એદલજી કરકરીઆનો પણ મારે આભાર માનવો જોઇએ. મેં ઉપર કહ્યું છે તે મુજબ આ વાર્તા એક સીનેમા ફીલમ ઉપરથી ઉપજાવી છે અને સીનેમા ઉદ્યોગ સાથે મને ઘણો લાંબો સંબંધ હતો માટે સીનેમા ઉદ્યોગને હીંદમાં ખીલવવામાં મુખ્ય મદદ આપનારી માદન થીએટર્સ લીમીટેડ પેઢીના મુરબ્બી શેઠ જમશેદજી ફરામજી માદનની પવીત્ર યાદ મારે હઇડે તાજી થાય છે, અને શેઠ જમશેદજી માદનને મુખ્ય અને મુળ મદદ આપનાર શેઠ રૂસતમજી ખરશેદજી દોટીવાલાની ખાસ દીલસોઝી અને પ્રીતીની યાદમાં આ પુસ્તક તેવણને અર્પણ કરવાની રજા મેં લીધી છે, ૫૮ વરસની જવાન ઉમરે શેઠ રૂસ્તમજી દોટીવાળા ગુજર પામ્યા છે પણ

તેવણે સીનેમા ઉદ્યોગ માટે જે કાંઇ કર્યું છે તેને માટે હીંદ મધેના સઘળાં સીનેમા ઉદ્યોગવાળાઓ સદાના આભારી બન્યા જ હશે.

આ નાનકડું પુસ્તક રજુ કરતી વેળા હું એટલીજ દોઆ ગુજારૂં છું કે મારા મહેરબાન વાંચનારાઓને તેથી કાંઇક ગમત ઉપજે અને એક નવીન પ્રકારનો વીચીત્ર કીસ્સો વાંચવાથી ખુશાલી પેદા થાય.

લા૦ સેવક,

ગુલફામ.

# સંતોષના બે સખુન.

મારી અદના કોશેશથી પ્રગટ થયલાં વાર્તાના પુસ્તકો, ચોપાન્યા વગેરેના હજારો વાંચનારાઓ સમક્ષ આજે નવું પુસ્તક હાજર કરતાં મને બેહદ સંતોષ ઉપજે છે અને આવી રીતે સાહીત્યની સેવા મારી અદના શકતીથી બજાવવાનું મારાથી બને છે તે માટે પરવરદેગારનો હું આભારી થયો છું. ગુજરાતી વાંચનારો વર્ગ સારા લખનારાઓની અને સારાં લખાણોની કદર બુજે છે અને તેવા લખનારાઓના મનપસંદ લખાણોને તેઓ આશરો આપે છે એમ જાણીનેજ મેં સારા લખનારાઓની વાર્તાઓના પુસ્તકો પ્રગટ કરવાની સંભાલ લીધી છે.

પોતાની આગળી વારતાઓ જેમ કશો પણ બદલો કે દામ લીધા વના મહેરબાનીની રાહે મને પ્રગટ કરવાની રજા મારા હેતવંતા મીત્ર ભાઇ ગુલફામે આપી હતી તેમ આ વાર્તા પણ પ્રગટ કરવાની પરવાનગી તેવણે કાંઇપણ બદલો કે દામ લીધા વના આપી છે અને વળી આ પુસ્તકમાં રજુ થતાં પીકચરોના સઘળા બ્લોક ભાઇ ગુલફામે કશો પણ બદલો કે દામ લીધા વના મને આપ્યા છે, જે માટે એ ભાઇનો ખરાં જીગરથી ભારે આભાર હું માનું છું.

મારી તરફથી પ્રગટ થયલાં આગલાં પુસ્તકોની માફક આ પુસ્તકને પણ સંપુર્ણ આશરો મલશે એવી ઉમેદ સાથે સંતોષના બે સખુન મેં ઓચર્યા છે અને આવીજ કોશેશ ભવીષમાં ચાલુ રાખવાની ઉમેદ મેં બાંધી છે.

લા૦ દોઆગો,

દીનશા એદલજી કરકરીઆ,

મરહુમ શેઠ

# રૂસતમજી ખરશેદજી દોટીવાળા,

જેઓએ

પોતાની જીંદગીમાં સીનેમા ઉદયોગને ખીળવવામાં
અતી કીમતી ફાળો આપ્યો હતો અને હીંદમાં
તે ઉદયોગને સંગીન પાયા ઉપર મુકવામાં
પોતાના સસરાજી મરહુમ શેઠ જમશેદજી
ફરામજી માદનને મોટી મદદ આપી
હતી તેવણ તરફની માન વખાણની
લાગણીમાં આ નાનુ પુસ્તક
અર્પણ કરવાની રજા
લઉં છું.

લા૦ ગુલફામ.



મર્હુમ શેઠ રૂસ્તમજી ખરશેદજી દોટીવાલા.

( હીંદી સીનેમા ઉદયોગને મોટી મદદ આપનારા

કલકત્તાવાલા-સાહસીક વેપારી. )

# જંગલમાં મંગલ.



## આફ્રીકાના બીયાબાનમાં રચાયલો વીચીત્ર કીસ્સો.



### શરૂઆતનો ખુલાસો.

"તારઝન"ની યાને "વાંદરાઓના રાજા"ની વાતથી મારા ઘણુખરા વાંચનારાઓ માહીતગાર થઇ ચુક્યા હશે. જેઓ "તારઝન"ની તવારીખ જાણતા નહીં હશે તેમની માહીતી માટે તેની તવારીખનો ટુંક સાર અતરે હું રજુ કરીશ, કારણ કે આ કથા તે "તારઝન"ના બેટાને લગતી છે, લોર્ડ ગ્રે સ્તોક નામનો એક અંગ્રેજ અમીર પોતાની ધણીઆણી સાથે આફ્રીકાના એક ઉજાડ બીયાબાન અને જંગલી જાનવરોથી વસાયલા મુલકમાં જઇ લાગ્યો હતો. ત્યાં ગ્રે સ્તોકની ધણીઆણીએ એક છોકરાનો જનમ આપ્યો અને ધણીઆણી મરણ પામી. એપ નામે ઓળખાતા મોટા કદાવર તન બદનના વાંદરાઓનાં ટોળાંએ હરીરો પાડયો અને ગ્રે સ્તોકને તેઓએ મારી નાંખયો પણ દુધમળ બેટાને એક વાંદરીએ ઉપાડી લીધો અને તેને પાળી પોશી પોતાના બેટા માફક ઉધારયો. તે બેટો અતી ઘણો જોરાવર અને ચંચળ તથા પીલતન જેવાં તન બદનનો નીવડયો. વાંદરાઓએ તેનું નામ "તારઝન" પાડયું. આખાં જંગલના જાનવરો વચે "વાંદરાઓનો સરદાર-તારઝન" (Tarzan of the Apes) નામથી તે ઓળખાવા લાગ્યો.

અનેક બનાવો બનવા પછી આ "તારઝન" પોતાને વતન જઇ પુગ્યો અને લોર્ડ ગ્રે સ્ટોકનો તે બેટો અને વારસ હતો એવું સાબેત થયું. તે પરણ્યો અને તેને ત્યાં બેટો જનમ્યો જેનું નામ જેક પાડવામાં આવ્યું. હવે આ એ કથામાં "તારઝન" ના બેટા જેકનો હેવાલ સમાવવામાં આવ્યો છે.

---

## પ્રકરણ ૧ લું.

### "એજેક્ષ"

આગબોટ "મારજોરી"ને લગતી એક બોટ ઉગામબી નદી ઉપરથી, વહેતાં પાણીના રોહપર ધીમે ધીમે પસાર થતી હતી. નદીના રોહ સાથ બોટ પસાર થતી હતી, માટે હલેસાં મારીને મહેનત કરવાની જરૂર હતી નહીં, જેથી તે બોટના ખલાસીઓ ખુશાલ અલોટાઇને ખુશ વાતચીત ચલાવતા હતા અને ફકત સુકાની પોતાનાં કામ ઉપર ધ્યાન આપતો હતો. તેઓ જે જગાથી પસાર થતા હતા ત્યાંથી ત્રણ માઇલનાં છેટાંપર આગ બોટ "મારજોરી" લંગર નાંખીને પડેલી હતી અને હંકારી જવા માટેની સઘળી ગોઠવણ તેની ઉપર રચાયલી હતી. બોટ માંહેલા સઘળા ખલાસીઓનું ધ્યાન એકાએક કીનારા તરફ ખેંચાયું. મોટા અવાજથી ચીસ પાડતો અને પોનાના કંટાયલા પતલા હાથોથી ચાળા કરતો, હાડપીંજર જેવો એક માણસ કીનારા પર ઉભો હતો.

જ્યારે બોટ કીનારાની લગોલગ આવી ત્યારે તેઓએ જોયું કે લેવાઇ સુકાઇ ગયલો એક માણસ ઉભેલો હતો, જેના માથા ઉપર સફેદ બાળ હતા. તેનું આખુ બદન એક લંગોટ સીવાય તદન નગન હતું. હાડકાં નીકળી આવેલાં ને બેસી ગયલા ગાલ ઉપરથી આંસુના રેલા વહેતા હતા.

તે માણસ કોઇ અજાણી ભાષામાં બોલવા લાગ્યો જેથી વડા ખલાસીએ કહ્યું, "તું ઇંગ્રેજી બોલી શકે છે કે?"

તરતજ તેણે ઇંગ્રેજી ભાષામા બોલવા માંડયું. સાફ શુધ ઇંગ્રેજી ભાષા તે બોલી શકતો હતો નહી અને ગોયા ઘણા વરસો પર ઇંગ્રેજી તે બોલ્યો હોય અને તે બોલવાની આદત ભુલાઇ ગઇ હોય તેમ તે યાદ કરી કરીને બોલતો હતો. તેણે અરજ કીધી કે "આ ત્રાસદાયક મુલક મધેથી મને બચાવો અને તમારી સાથે મને લઇ જાવો."

ખલાસીઓને દયા આવી અને તેઓએ તેને સાથે લીધો અને આખી ટોળી જ્યારે આગબોટ "મારજોરી" ઉપર જઇ પુગી ત્યારે તેણે પોતાની ગમખાર હકીકત કહી સંભળાવી અને પોતે કેમ જુખમરો સેહવયો હતો, દુઃખ સંકટ અને જુલમાટ કેમ ખમયો હતો અને કેવી રીબતી હાલતમાંથી પસાર થયો હતો તેનું વર્ણન તેણે આપયું. દશ વરસની લાંબી મુદત તેણે આવાં દુઃખ વચ્ચે ગુજારી હતી. આફ્રીકા મધે તે કેવી રીતે અને કેવા સંજોગ વચે આવી પુગયો તે તેણે કહયું નહી. પોતાની આગલી જીંદગીની હકીકત પોતાના બેહદ સંકટ દુઃખને સબબે તે ભુલી ગયો છે, એવુંજ ધારી લેવાનું તેણે છોડયું. પોતાનું ખરૂં નામ વટીક તેણે ખલાસીઓને કહયું નહી જેથી ખલાશીઓએ તેનું નામ પોતાની મરજીથી મીચલ સેબ્રાવ પાડયું. તે ખરેખર કેવી પાપી અને

બદમાસીભરી જીંદગી પોતાની જવાનીમાં ગુજારી ચુકયો હતો તે વાતથી તો ખલાસીઓ અજાણજ રહયા અને તેમજ વળી તે જાતનો એક રશીયન હતો અને તેનું ખરૂં નામ એલેક્ષીઝ પોલવીશ હતું તે પણ કોઇ જાણી શકયું નહી.

દશ વરસની વાત ઉપર તે પોતાના જેવાજ નીચ બદમાસ પાપી મિત્ર નીકલસ રોકોફ સાથે આ મુલકમાં ઠગાઇ અને દગાબાજીથી દોલત ભેગી કરવાની ઉમેદમાં આવ્યો હતો. પણ તેઓ બંને જંગલી ઝનુની તાયફાના સપાટામાં સપડાઇ ગયા હતા જે સબબે તેનો મીત્ર મારયો ગયો હતો પણ જંગલી માણસોએ તેને જીવતો રાખી મોત કરતાં પણ બુરી હાલતે પુગાડયો હતો. એ દશ વરસ દરમયાન તેણે સેંકડો વખત પોતાની જીંદગીને શ્રાપ દીધા અને જીંદગીથી તદનજ બેજાર થઇ ગયો પણ તે એટલો હીચકારો અને પાપી હતો કે આપઘાત કરીને મરવાની હીમત તેની ચાલી નહી.

તારઝનને આએ પાપી પોલવીશે જોયો હતો અને તેની અદેખાઇ કરીને તેને અનેક વાર ઠાર મારી નાંખવાની કોશેશ પોલવીશે કરી હતી અને જો કે તારઝને તેને કશું નુકસાન કરયું હતું નહી છતાં તે તારઝનનો કટો વેરી બનયો હતો. દશ વરસ તેણે તાયફાવાળાઓના ગામડાંમાં ગુજારયાં હતાં, સ્ત્રીઓ અને બાળકો તેને જોતાંજ પથરા તેની તરફ ફેંકતાં, પુરૂષો તેને લાકડી અને સોટાવડે મારતા, અને લાગ જોઇ ગામડાંમાંથી નાસી જવાની તેણે જયારે કોશેશ કીધી તયારે તેના જીવતા દાંત તેઓએ તોડી પાડયા. શીતળાના રોગનો તે ભોગ થયો પણ તેના કમનસીબે તે પાછો સાજો થયો અને શીતળાએ તેનો ચેહેરો ફેરવી નાંખયો, બેડોળ કદરૂપો બનાવી દીધો.

આવા એક માણસને, તેની આગલી તવારીખથી અજાણ્યા રહેલા ભોળા ખલાસીઓ આગબોટ "મારજોરી" ઉપર લઇ ગયા અને તયાં તેઓએ તેને ખોરાક આપી તેની સારવાર કરી તેને પાછો ટટાર કીધો. તેને ધીમે ધીમે શકતી આવી અને થોડોક કદાવતદાર બનયો પણ તેના દેખાવમાં તો કશો ફેરફાર થયોજ નહી. જોકે ૪૦ વરસથી ઓછી ઉંમરનો તે હતો છતાં ૬૦ વરસથી વધુ ઉમરનો હોય તેવો લાગતો હતો. તેના કરતુકનો પુરેપુરો બદલો કુદરતે તેને આપવાની ધારણા રાખી હોય તેવો તેનો અવતાર હતો અને હજી તેણે ઉગ્ર રનું ઝેર અને દીલનું કપટ છોડયું હતું નહી માટે હજી કુદરત તેને વધું બદલો આપતાં છોડશે નહી એમ તેણે ખયાલ બાંધયો નહી. તેના ઉંગરમાં ધીકકારની લાગણી પેઠી હતી બલકે તેની રગોરગમાં ફકત ધીકકાર વેર અને કપટનુંજ તતવ ફેલાઇ રહયું હતું. રશીયામાં તેણે ખુન કરયું હતું અને તેને હાથે મારયાં ગયલાં માણસના રૂહ તરફ તેને ધીકકાર હતો. પોલીસ તેની પુઠે લાગી હતી માટે પોલીસ તરફ તેને ધિકકાર હતો. તે નાસી ગયો અને કોઇએ બરાબર આશરો નહી આપયો માટે સઘળા માણસ જાત તરફ તે ધીકકાર ધરાવતો હતો, અને તારઝન જોરાવર, બહાદુર, અને સઘળાં જાનવરોનો સરદાર બનયો હતો માટે તેની તરફની અદેખાઇની લાગણીથી તેને ધીકારતો હતો. તે કુંજરો એકમારગી અને ચુપ રહેતો અને ખલાસીઓ તેને છેડતા નહી, કારણ કે તેઓ એવુંજ ધારતા કે દુઃખથી તે નાસીપાસ થઇ ગયલો હશે.

"મારજોરી" આગબોટ તવંગર વેપારીઓએ તઇયાર કરીને આફ્રીકન પેદાયશની શોધખોળ માટે મોકલી હતી અને તે આગબોટમાં લેબોરેટરી બનાવેલી હતી અને સાયનટીસ્ટો

કામ બજાવતા હતા. "મારજોરી" આગળ વધી અને એક તદનજ જંગલી, નહી જણાયલા ઉજડ ભાગપર આવી પૂગી અને તયાં તેણે લંગર નાંખ્યું. કેટલાક ખલાસીઓ કીનારાપર ફરવાને ઉતરયા અને પોલવીશ પણ તેમની સાથે કીનારે ગયો. તે એક મોટો ટાપુ હતો. જયાં ગંજાવર જંગલ હતું. તે ટાપુ ઉપર શોધખોળ ચલાવવામાં સાયનટીસ્ટો રોકાઇ ગયલા હતા અને ખલાસીઓ શીકાર કરવામાં અને બીજી મોજ ભોગવવામાં વખત ગુજારવા લાગયા, એક મોટાં ઝાડના છાંયડા હેઠળ પોલવીશ સુનો અને થોડા વખતમાં ઉંઘાઇ ગયો. તેના બદનને કોઇનો હાથ લાગવાથી તે ઝપકી ઉઠયો. તે ઉઠીને બેઠો અને ભડકીને જોયું તો પોતાની પડોશમાં એક ગંજાવર અતી મોટાં કદનો વાંદરો ઉભેલો હતો અને તેના ચેહરા તરફ તે બહુજ ટીકી ટીકીને જોતો હતો. તે રશીયન આ જોઇને ખરેખર ધાસ્તી ખાઇ ગયો. ખલાસીઓ તરફ તેણે નજર કીધી પણ તેઓ લાંબે છેટે હતા. પેલો વાંદરો જે એપ જાતનો હતો તેણે ફરીને તે રશીયનના ખભાંપર પોતાનો પંજો મુકયો અને ફરીને તેને ટીકવા માંડયો. પોલવીશે જોયું કે તે જાનવર કોઇબી રીતે ઝનુની બનેલું હતું નહી અને કશું નુકસાન કરે તેવી વળાણ દેખાડતું હતું નહી. પોલવીશ હવે ઉભો થયો. તે એપથી દુર થવાને સારૂ પોલવીશ ધીમે ધીમે ખલાસીઓની ભણી ચાલ્યો પણ એપ પોતે પણ તેનો હાથ પોતાના પંજામાં લઇ, માણસની માફક પોતાના પાછલા બે પગે તેની જોડાજોડમાં ચાલવા લાગયો. પેલા ખલાસીઓની લગભગ લગોલગ તેઓ જઇ પુગયા અને તે અરસામાં પોલવીશની પુરેપુરી ખાતરી થઇ કે તે વાંદરો તેને સહેજબી ઇજા કરવા માંગતો હતો નહી. દેખીતી રીતે માણસજાત સાથે આ વાંદરાએ

વસવાટ કીધો હોય અને માણુસજાતની સંગત સાંધી હોય એવું લાગતું હતું. પેલા રશીયને મનમાં ખયાલ કીધો અને તેને ગણતરી કીધી કે આ વાંદરો જો તેની સાથે રહેશે તો પઇસાની કમાણી કરવામાં એક ઘણું સારૂ સાધન તે થઇ પડશે અને તેટલા માટે પોલવીશે મનમાં ઠરાવ કરયો કે આ વાંદરાને પોતાની સાથેજ રાખવો.

ખલાસીઓએ આ વીચીત્ર જોડીને જોઇ અને તેઓ સઘળા તે બંને આગળ આવયા. વાંદરાએ તેમને જોઇને જરાણી ધાસ્તીની નીશાની દેખાડી નહી. તે ખલાસીઓથી ડરી જવાને બદલે વાંદરાએ તો દરેક ખલાસીના ખભાંપર હાથ મુકયો અને દરેક ખલાસીનો ચહેરો બહુજ ધયાનથી અને આતુરતા સાથ તપાસ્યો. દરેક ખલાસીને આ પ્રમાણે તપાસ્યા પછી વાંદરો પાછો પોલવીશની પડોશમાં જઇને ઉભો જે વેળા તેના ચેહેરાપર નાસીપાસી અને ગમગીનીનાં ચીહનો પ્રગટ દેખાતાં હતાં.

ખલાસીઓ આ વાંદરાને જોઇ ખુશ થઇ ગયા અને તેની આસપાસ ફરી વળયા તથા તે વાંદરા બાબે તરેહવાર સવાલો તેઓ પોલવીશને પુછવા લાગયા. પોલવીશે ફકત એટલુંજ કહયું કે "આએ એપ મારો પોતાનો છે." ફકત એટલુંજ તેણે કહયું અને બીજું કશું કહયુંજ નહી. બસ તે એગમજ બોલ્યા કાધો કે "એ તો મારો પોતાનો છે—એ તો મારો પોતાનો છે."

ખલાસીઓ મોટે ભાગે ચેડા ચવીત્રા હોય છે અને આએ ખલાસીઓ પણ તેવાજ રમુજી અને તોફાની હતા માટે તેઓ માંહેલો એક ખલાસી તે વાંદરાની પીઠ પાછળ ગયો અને તેની પીઠમાં તેણે એક ટાંચણ્ણો ભોકી. વીજળીની ઝડપે તે વાંદરો

ફરયો અને એક ઘડી અગાઉ જે પાળેલી બકરી જેવો નરમ અને ઠંડો જણાનો હતો તે પલકમાં ઝનુન અને ગુસ્સામાં દઇત જેવો બની ગયો. જે ખલાસીએ હસ્તા ચેહરા સાથ રમુજમાં ટાંચણી ભોકી હતી તે તો ફગલાઇને ફીકકો પડી ગયો. વાંદરાએ તેને પકડવા પોતાના બંને લાંબા હાથ પહોળા કીધા અને તે હાથના સપાટામાંથી છટકવાનું નહી બની શકે એવું હતું એમ જોઇને તે ખલાસીએ પોતાની કમરેથી લાંબી છરી બહાર કહાડી. પણ વાંદરાએ તો એકજ ઝટકામાં છરી ઝુટાવી દુર ફેંકી દીધી અને તેના પીલા મોટા કરવત જેવા દાંત તે ખલાસીના ખભાંમાં પેશ. બીજા ખલાસીઓ ગભરાયા, છરી પથરા લાકડી વગેરેનો ઉપયોગ કરી તેઓ વાંદરાને હટાવવાની કોશેશ કરવા લાગયા પણ સઘળું ફોકત. પોલમીશ બુમો પાડી તરેહવાર બોલવા લાગયો અને તેને ચીંતા ઉપજી કે જો આ ખલાસીઓ વાંદરાને મારી નાંખશે તો બત્રીશની કમાણીની તેની સઘળી આશા નાશ પામશે. પણ વાંદરાને મનસે તો આ હુમલો નજીવો હતો અને આવો હુમલો કરનારાઓને હાથપર તે મારયો જાય એવું તો જણાયું નહી, પણ હુમલો કરનાઓની જીંદગી જોખમમાં આવી પડી.

આગબોટનો કેપટન પોતાના મદદનીશ સાથે તરતનોજ કીનારે ઉતરયો હતો જે દુરથી આ દેખાવ જોઇને દોડતો આવયો અને પોતાની રીવોલવર તેણે કાહાડી. એપ સઘળા ખલાસીઓએ જમીનપર પટકી નાંખી એકલો ઉભો હતો અને તેની જોડમાં પોલવીશ હતો. સઘળાઓને એપે પટક્યા હતા પણ તે રશીયનને તેણે છેડયો હતો નહી માટે રશીયનને હીમત આવી. કેપટને પોકાર કરીને તે રશીયનને કહયું. "તું બાજુ થઇ જા, હું એક બે ગોળીમાં એને ઠાર કરી નાંખુંછું."



તે વાંદરો ઝનુન અને ગુસામાં દઇત જેવો બની ગયો.

(જુઓ પાનુ ૮.)

"નહી-નહી-એને મારશો ના." પોલનીશ બોલ્યો, એ તો ગરીબ છે. એ મારો છે."

"એ તારો હોય કે કોઇનોબી હોય-પણ એવું ઝનુની જાનવર કદીવનું જોયનું નથી." કેપટને કહયું.

"એ મારો છે. આએ ખલાસીએ એને ટાંચણી ભોંકી નેથી એ ખીજવાયો. એને પહેલાં હેરાન કીધો તયારે એ ઝનુની બનયો." પોલનીશ બોલ્યો.

કેપટને રીવોલવર નમાવી અને પુછપરછ કીધી અને ત્યારેજ તેને માલમ પડયું કે આ જાનવર ખરેખર તો ગરીબ હતું પણ તેને નાહક છેડવાથી તે ઝનુની બનયું હતું. વાંદરો હવે પાછો ગરીબ બની ગયો હતો. તે ધીમેથી કેપટનની લગોલગ ગયો અને તેનો ચેહરો ટીકીને જોયો અને જાણે પાછો નાસીપાસ થયો હોય તેવો અવાજ તેણે કહાડયો-ગોયા એક માણસ નીરાશીમાં છગરથી હાય ખેંચે તેવો તે અવાજ હતો. થોડીજ મીનીટમાં કેપટન સાથે વાંદરો પરોટાઇ ગયો અને કેપટને જોઇ લીધું કે આ વાંદરો લગભગ માણસ જેવી સમજદારી અને શયાનપત ધરાવતો હતો. તેઓ સઘળા હવે બારકસ ઉપર ગયા, પેલો વાંદરો પણ તેમની સાથે રહયો. આગબોટ ઉપર વાંદરો પોતાની ગરજી મુજબ ફરવા હરવા લાગયો અને સઉ કોઇ સાથે ભેળાવા લાગયો. કોઇબી વખત તે ઝનુન કે ગુસ્સો દેખાડે નહી. જેબી બંદરે આગબોટ જઇ પુગે તયાં આગબોટ ઉપર કામે કાજે આવનારાં નવાં માણસોના ચેહરા બહુજ ધયાનથી વાંદરો તપાસે અને હમેશાં નાસીપાસ થયો હોય તેવોજ દેખાવ કરે. આખરે આગબોટ બંદરો ફરતી લાંબે વખતે લંડનના બારાંમાં આવી પુગી.

આ અરસામાં પોલવીશે અને બીજા ખલાસીઓએ વાંદરાને તરેહવાર ત્રીક અને રમતગમત શીખવી અને તે ચંચળ જાનવર અજાયબી ઉપજે તેવી ત્રીક કરવા લાગયો. તે વાંદરાનું નામ "એજેક્ષ" પાડવામાં આવયું.

---

## પ્રકરણ ૨ જું.

### માસ્તર સાહેબની કમબખતી.

જાણે તરતનોજ એરંડીયાનો જોલાબ લીધો હોય તેવાં એબદશા જેવા ચેહરાનો હેરોલ્ડ મુર જોકે જવાન હતો તોપણ ઘરડાઓને બાજુએ બેસાડે તેવો તે દાદા બળયો હતો. તે શીખેલો અને અભયાસી હતો અને એક બ્રીટીશ અમીરના બેટાને શીખવવા ભણાવવા રોકાયો હતો. તે જોતો હતો કે જે જવાનયાને શીખવવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું તે અભ્યાસમાં એવો સારો વધારો કરતો હતો નહી કે તેથી તેના માત પીતાને સંતોશ ઉપજે. તે નાનકડા અમીરઝાદાની ગાતા આગળ મુર બળાપો કરતો બેઠો હતો અને બોલતો હતો કે, "હું એમ નથી કહેતો કે એ ચંચળ નથીઃ જો ચંચળ નહી હતે તો હું એને વધું સારી રીતે અભ્યાસ કરવાની ફરજ પાડી શકતે, પણ કમનસીબી અને મુસીબતની વાત તો એ છે કે એ જોઇએ તે કરતાં અતિશય વધારે ચંચળ છે. એટલો ચંચળ છે કે જેબી કાંઇ શીખવા માગે છે તે ચપ કરતો શીખી જાય છે અને વળી એટલો ચંચળ છે કે જે એ શીખવા નથી માંગતો તેની તરફ એ આડી નજરે જોતોબી નથી. એને સાહીત્ય ઉપર કશો શોખ છેજ નહ. ફકત જંગલી ફાડી ખાનારા જાનવરોની, વાંદરા, સીંહ, હાથી, અને

વધ એવાં પ્રાણીઓની અને જંગલી જીંદગીની તવારીખ કે વારતા હોય તો તે કલાકો સુધી બેસીને વાંચયા કરે. જંગલમાં જઇને જંગલી જાનવરો વચ્ચે જીંદગી ગુજારવામાં કાંઇ ઓર મજાહ છે એવોજ ખ્યાલ એના મનમાં પેસી ગયો છે. કોઇ આફ્રીકન મુસાફરની તવારીખ કે કોઇ જંગલી જાનવરોની કહાણી હોય તો રસ લઇ લઇને વાંચે, જરા જરામાં ફુરતી દમવા તઇયાર થાય, બગીચામાંથી ઝાડ પર ને તાડ પર ચહડે. એક ડાંખલી પરથી બીજી ડાંખલી પર કુદે અને જોર અજમાવી થાકી જાય તયારે ખુશાલ હંસે."

તે અમીરઝાદાની માતાએ કાંઇક વસવસાથી પોતાનો નાનકડો પગ જમીન પર ઠોક્યો.

"પણ એની એવી વળાણને તમો ઉત્તેજન તો નથી આપતાની?" તેણીએ પુછ્યું. 31,129

"ઉત્તેજન તો નથી આપતો પણ બાજે વેળા મારી શીખામણ પીઠ તુછીને ચાલતો થાય. મારી પીઠ એમ ફરેછ કે તેમ એ બારીએ જઇને બારીવાટે બગીચામાં ઉતરવાની કોશીશ કરેછ. એ તો કહેછ કે દાદરપરથી ઉતરવું ને ચહડવું તે તો બઇરાંનું કામ, એને ગનસે તો એમ કે માટીડા થયા તો બારી વાટેજ આવજા કરવી, ને બહાદુરી દેખાડવી. પણ બાઇસાહેબ, મારે કહેવું જોઇયે કે એની ઉમરના એક લાખ છોકરા એકઠાં કરશો તો એકબી એના જેવો જોરાવર અને કદાવર તમો જોશો નહી. એ જોરાવર એટલો છે કે કોઇ એવીજ ભલતી ચોપડી વાંચવા બેસે છે તો એની પાસેથી તે ચોપડી છુટાવી લેવી તે વાઘના ડાચામાંથી તેનો એક દાંત ખેંચી કહાડવા બરાબર છે."

"તયારે તમોને એવી ચોપડી લેવા દેતો નથી!"

"અરે લેવા શું દે? હું કોશીશ કરૂં તો ચોપડી બગલમાં મારીને એવી છલાંગ લગાવે કે મારા માથાપરથી સલંગ કુદીજ જાય. એક દહાડે એમજ એક ચોપડી એના હાથમાંથી લેવાની મેં કોશેશ કીધી. એ ઉભો થયો અને પોતે ગોરીલા જાતનો વાંદરો છે અને હું ચીંમપાનઝી જાતનો વાંદરો છું એમ રમત ચલાવી અને એવો દેખાવ કીધો કે ગોયા હું એની પાસેથી નાળીએલ ચોરી જવા માંગું છું. એક તો ચીડબી ચડ્ડે ને બીજુ હસવુંબી આવે પણ કરૂં છું?

થોડીક મીનીટ ચુપ રહેવા પછી તે છોકરાની માતા બોલી "કોઇબી સુરતે એના મગજમાંથી આવા ધખારા નાબુદ કરવાની અતીશય જરૂર છે. જેક ડાહ્યો છે, ભલો છે પણ તોફાન કરવામાં—"

તે બાઇ વધુ બોલવા પામી નહી. કોઇ મોટા જબરા વાંદરાનો અવાજ હોય તેવો "વુહપ" અવાજ તેમના સાંભળવામાં આવયો અને તે બંને જણા ચમકીને ઉભાં થયાં. બંગલાના બીજા મજલાની બારી આગળ તેઓ ઉભાં હતાં જે બારીની સામે એક ગંજાવર મોટું ઝાડ ઉગેલું હતું. આ ઝાડની એક ડાળી, જે મકાનની બારીથી થોડાક ફીટને છેટે હતી તે ઉપર એક જવાનયો બેઠેલો હતો અને ડાલીને હીલાવી હીંચકા ખાતો હતો તથા પોતાની માતાને અને પોતાના ઉસ્તાદજીને પોતાની તરફ ગભરાતમાં ફાટેલા ડોળા સાથે જોતાં જોઇને ગમત મેળવતો હતો.

તે છોકરાની માતા અને માસતર બારી આગળ દોડયા પણ તેઓ બારીની નજીક જઇ પુગે તે અગાઉ તો તે જવાનયો—જેક-ડાલીપરથી કુદીને બારીની પાળ ઉપર આવયો અને બીજી છલાંગથી બારીનો ઉંબર કુદાવી ઓરડામાં દાખલ થયો.

ને આનુની કોટે તે વળગી પડયો અને તેણીના બંને ગાલપર બોસા દઇ બહુ હેત પ્રીતથી બોલ્યો, "ઓ માયજી. એક અજબ પ્રકારનો મોટા કદનો એપ વાંદરો હમણા લંડનમાં આવીયો છે અને તેના તમાશા મ્યુઝીક હોલમાં દેખાડવામાં આવે છે. પડોશનો મારો દોસ્ત વીલી કાલે તેને જોઇ આવીયો અને વીલી કહેછે કે તે વાંદરો બધું માણસની માફક કરેછે, ફકત મોઢેથી બોલી શકતો નથી, બાકી સાઇકલ ચલાવેછ, કાંટા છરીએ જમેછ, દશ સુધી ગણેછ, અને બીજું ભલું ભલું કરેછ. જો માયજી, મને રજા આપો, હું જઇને જોઇ આવું, મને જોવાનું ઘણુંજ ગમેછ."

પોતાના બેટાનો ગાલ પ્રીતથી પસવારીને માતા બોલી "નહી, જેક બેટા, નહી. તું જાણેછ દીકરા, કે એવા તમાશા અને ખેલ મને ગમતા નથી."

"પણ કાંય નહી, મમા? બીજા બધા છોકરાઓ જોવા જાયછ, બગીચાનું જાનવરખાનુંબી તેઓ જોવા જાયછ, ને હુંજ કાંય નહીં જાઉં? બધા મને બાયલો કહેછ. હું કંઇ છોકરી છું કે જતાં બીહું! ઓ પપા ડીયર," જેક કુદકા મારી બારણા તરફ ગયો અને ઓરડામાં દાખલ થયલા એક ઉંચા કદાવર પહેલવાન જેવા તન બદનના પુરૂશની ગરદનમાં હાથ નાંખી, તેની ગરદનસે લટકીને બોલ્યો "પપા ડીયર મને જવા દેવો-મમાને સમજાવો."

" કયાં જવા માગેછ, મારા દીકરા?" પપાએ પુછયું. મમાએ જવાબ દીધો "એ તો મયુઝીક હોલમાં જઇને કોઇ તાલીમ પામેલો વાંદરો જોવા માંગેછ.".

"કોણુ? એન્જેલ!" પપાએ પુછયું.

હા-હા-તેજ-તેજ." જેકે જવાબ દીધો.

"તે વાંદરાને જોવા જવાનો તુને શોખ થાયછે તેથી તુને ઠપકો આપવાનું મને મન થતું નથી" પપાએ સહેજ હસીને જવાબ દીધો. "હું પોતે તેને જોવા જવાની ના પાડું નહી. લોક કહેછે કે તે વાંદરો બેહદ અજાયબી ઉપજાવનારી ત્રીક કરી દેખાડેછે ને તેની જાતવાળા વાંદરાઓ સાથે સરખાવતાં તે અતિશય મોટાં જબરાં કદનો છે. આપણે બધાં જોવા જઇએ. કેમ જેન તારો શું વીચાર?" પપાએ જેકની માતાને પુછ્યું.

જેન ઘડીભર ચુપ રહી અને પછી ઠરાવથી બોલી "નહી, મારી મરજી નથી." તે પછી તેણીએ જેકના શીક્ષક મુરને કહ્યું. "મી. મુર વખત થઇ ગયો, જેકને ભણાવાનું આજે મોડું થયું જાઓ અભયાસ પર ધ્યાન આપો" જેક નાસીપાસ થયો પણ પોતાની માતાના હુકમને તાબે થવાની તેને તાલીમ મળેલી માટે નીચે મુંડી કરીને પોતાના માસ્તર સાથે ગયો.

તેના જવા પછી જેન બોલી "જોન, મને ચીંતા ઉપજેછે. જંગલમાં જઇ, જંગલી જીંદગી ગુજારવાની અને જાનવરો વચ્ચે વસવાની તલબ એને થયા કરેછે અને તમારી ખાસીહત એનામાં ઉતરેલી મને લાગેછે. કાંઇબી કરીને એનો ખ્યાલ એના મનમાંથી નાબુદ કરવો જોઇએ. તમો તમારા પોતાના અનુભવથી જાણતા હશો કે કોઇવાર જંગલમાં જવાનો વીચાર કેવું જોરાવર ખેંચાણ કરે છે. જંગલમાં જઇને વસવાની કેવી બળવાન ઇચ્છા તમારાં જીગરમાં ઉભરી આવેછે અને તે ઇચ્છાને દાબતાં તમોને કેવી જીવ પર જોરાવરી કરવી પડેછે તે તમો જાણોછ. તેટલા માટે જો જેક એક વાર જંગલી જાનવરો વચ્ચે જવા પામે અને તેમની મોહીની એને લાગે તો કેવો ત્રાસદાયક બનાવ બને તે તમો સમજી શકશો."

જોન, જે સાધારણ રીતે લોર્ડ ગ્રેસ્ટોક નામથી ઓળખાતો હતો અને જે "તારઝન ઓફ એપસ" યાને "વાંદરાંઓનો

સરદાર તારઝન" એવી અટક મશ્કરીનો હતો ને બોલ્યો. "જંગલમાં જઈને જંગલ વચ્ચે જીંદગી ગુજારવાની ખાશીયતનો વારશો મારાથી જો જેકને મળ્યો હોય તો તેમાં કશી ખારની સબાબદી હું જોતો નથી. પણ એવી ખાસીયત પીતાથી પુત્રમાં ઉતરે એમબી તું માની શકતો નથી. મને લાગે છે જેન, કે તારા બેટાને જંગલના ખ્યાલથી અલગ રાખવા કાજે તું જોઈએ તે કરતાં અનીશય વધારે જાપતો તારા બેટા ઉપર રાખે છે. એને જાનવરો જોવાનો શોખ થતો હોય તો તે કુદરતી ઉદરેક જવાન ઉમરના છોકરાને એવો શોખ હોય છે અને જાનવરખાનામાં જઇને જંગલી જાનવરોને જોવામાં તેઓ મજાહ લે છે. એને જો આ વાંદરાને જોવાનો શોખ થતો હોય તો એમ નથી કરતું કે તે વાંદરાને જોતાંજ એ જંગલમાં દોડી જશે જાનવરો સાથે વસવા લાગશે અને કોઇ વાંદરી સાથે પરણી આવશે." પોતાની ધણીઆણીની પરોશમાં જેન બેઠી અને પ્રીતીથી બોલ્યો "જેન જેન તું કેટલી નરવસ છે. મારી આગલી તારઝન તરીકેની જીંદગીની સહેલની વાત જેકને તું જાણવા દેતી નથી ને મનેબી તેવી વાત જેક આગળ કહેવા દેતી નથી એમ અટકાવ નાંખવામાં મને લાગે છે કે તું ભુલ કરે છે જંગલની જીંદગીનો એને ચહેણી અનુભવ નથી જો મારી જીંદગીની સઘળી વાત હું એને કહું અને કેવી મુશીબત, જંજાળ, ધાસ્તી અને ફીકર વચ્ચે તયાં મેં જીંદગી ગુજારી હતી તેનો એને હું ખયાલ આપું તો જંગલમાં જઇને વસવાનો વીચાર એ છોડીજ દે. તયારેજ એ જાણે કે જંગલમાં વસવું તે ફુલના બગીચામાં સહેલ કરવા જેવું કે ટેબલપર બેસીને તરેહવાર પકાવેલાં મીષ્ટાનો ખાવાની મજાહ લેવા જેવું નથી."

પણ લેડી ગ્રે સ્નોક માથુ હલાવીને બોલી "નહી, જોન, નહી. તમારી આગલી તવારીખ જેક આગળ કહેવાની પરવાનગી હું કદીબી આપું નહી."

વાત અહીંજ અટકી.

સવારના ચાલેલી વાતચીત પાછી સાંજના ચાલુ થઇ. જોન પીતા અને જેક બેટા દીવાનખાનામાં બેઠેલા હતા હતા અને જેક ચોપડી વાંચવામાં રોકાયલો હતો. જેક એકાએક બોલી ઉઠયો. "પપા ડીયર, હું એન્જેક્ષને જોવા કાંય નહી જાઉં?"

"કારણ કે તારી માતાને તે પસંદ નથી."

"પણ તમારો શું વીચાર!"

"મારા વાચારનો સવાલજ નથી. તારી માતા ના કહે છે એટલે તયાં વીચારનો છેડો આવી ગયો."

"હુ જવશ." જેક થોડીક મીનીટ ચુપ રહેલા પછી બોલ્યો. "બીજા છોકરાઓ કરતાં હું કાંઇ જુદા પ્રકારનો નથી. એન્જેક્ષને જોવાથી તેમને કાંઇ ઇજા નથી થઇ તો મને કાંય થશે? તમોને કહ્યા વના હું જતે પણ મને તે કરવાનું ગમતું નથી તેથી હું તમોને કહુંછ હું અગાઉથી તમોને કહી દઉંછ કે હું તો જઇને જોવાનો."

"શાબાશ છે જેક, કે તું આવી ખુલ્લાં દીલથી વાત કરે છે હું તુંને કહુંછ તે સાંભળ. તારી માતાને તું નાફરમાન થશે અને એન્જેક્ષને જોવા જશે તો હું તને સજા કરશ. મેં આજ લગણ તુંને સજા કીધી નથી પણ આવા દાખલામાં સજા કરવાની મને ફરજ પડશે."

"ઠીક છે સાહેબ, તમારી મરજી મુજબ કરજો, હું એલેક્ષને જોક આવશે ત્યારે તમારી આગળ તેનો એકરાર કરસે પછી તમો મને ગમે તેવી સજા કરજો."

જેક પોતાના ઓરડામાં ગયો મી૦ મુર હમેશાં સુવા જવા અગાઉ પોતાના ચેલાના ઓરડામાં ડોકયું કરતો હતો તેમ આજે પણ તેણે ચેલાની ખબર અંતર પુછવા માટે ડોકયું કીધું. તેણે અજાયબી વચ્ચે જોયું કે બાલપનો લોરડ ગ્રેસ્તોક કપડાં પહેરીને ખરેખાર થયલો હતો અને પોતાના બેડ-રૂમની બારી વાટે બહાર નીસરી જવાની તઇયારીમાં હતો. મુર ઓરડામાં ધસી ગયો પણ તે ચરચાં છેટાંપર પુગયો નથી તેટલાં તો જેક પોતેજ તેની સામે આવીને ઉભો.

"તું કયાં જાયછ?" માસ્તરે પુછયું.

"એલેક્ષને જોવા." ચેલાએ જવાબ દીધો.

"આએ વાત સાંભળીને હું ઘણો અજબ થાઉં છું." માસ્તર બોલ્યો પણ તે વાત સાંભળીને માસ્તર જેટલો અજબ થયો હતો તેના કરતાં જેક તરફની રીતી જોઇને તે વધારે અજબ થયો, કારણ કે નાની ઉમરના પણ પહેલવાન જેવું જોર ધરાવનારા જેકે માસ્તર સાહેબને કમરમાંથી પકડીને ઉંચકી કહાડયા અને પોતાના બીછાનાપર તેવણુને પટકી નાંખયા. ઉંધી મુડીએ માસ્તર બીછાનામાં પડયો અને તેનુ મોહડું માથું નરમ ટકીયામાં જેકે દાબી દીધું.

"ચુપ પડી રહેજો-જરાબી ચું'ચાં કીધીછ તો હું તમોને ગુંગળાવી નાંખશ."

મુરે ખેંચતાણ કીધી પણ ફોકત. ચાદર વડે માસ્તરના હાથ પગ જેકે બાંધયા અને બીછાનામાં ઉંધો નાંખી તેને બીછાના સાથે પણ ચારસા સુજની વડે સીકડી નાંખયો.

આટલું કામ બજાવી જેક સફાઇથી બારી વાટે બહાર બગીચામાં ઉતરી ગયો અને થોડીજ મીનીટમાં મયુઝીક હોલમાં જઇ પુગ્યો.

---

## પ્રકરણ ૩ જું.

## પીતાનું વેર પુત્ર ઉપર.

ગંજાવર કદનો, કોઇણી સરવથી ઉંચા બદનના માણસ કરતાં લગભગ એક ફુટ જેટલી વધુ ઉંચાઇનો વાંદરો એજેક્ષ તરેહવાર ત્રીક કરતો હતો અને આખું થીયેટર ચીકાર ભરાયલું હતું. એક સ્ટેજ બોક્ષમાં જેક બેઠો હતો.

વાંદરાના રખેવાળે સ્ટેજપર આવીને કહ્યું. "હવે આએ ચંચળ વાંદરાની એક નવીન પ્રકારની ત્રીક તમારા જોવામાં આવશે. સ્ટેજ બોક્ષ મધેના માણસોને એ વાંદરો બહુ ટીકી ટીકીને જોશે અને ગોયા પોતાના કોઇ ગુમ થયલા ભાઇને શોધવા નીકળ્યો હોય તેવો વીચીત્ર દેખાવ કરશે."

રખેવાળે એજેક્ષને ખાસ જેકવાળા બોક્ષ તરફ મોકલ્યો એવું ધારીને કે આ જબરાં જાનવરને જોઇને તે બોક્ષ મધે બેઠેલો ખુબસુરત છોકરો ધાસ્તી ખાઇને નાસી જશે અને તેથી ઓડીયંસમાં રમુજ અને હસાહસ ચાલશે. પણ રખેવાળ પોતાની ગણત્રીમાં ભુલ્યો. સંજોગ એવો બનગો હતો કે તે બોક્ષમાં જેક એકલોજ બેઠેલો હતો. તેને જોતાંજ આ પોલાદી કાઠીનો ગંજાવર વાંદરો એક પંખેરૂં ઉડે તેવી ઝડપથી જબરી લાંબી છલાંગ મારીને જેકની પડોશમાં બોક્ષમાં જઇ ઉભો. જેક બીહીધો નહી. જે જોઇને રખેવાળે

ખસવાનો પડી પોતાની તાલકી પંપવવા માંડી. જેક હસતા ચહેરાએ ઉભો થયો અને પોતાનો નરમ નાજુક હાથ વાંદરાના બાલોથી ભરેલા ખરબચડાં ચામડાંના માથા ઉપર મુક્યો. વાંદરાએ જેકના બંને બબાં પકડયાં અને તેના ચહેરામાં ટીકી ટીકીને જોયું જે દરમ્યાન જેકે તે વાંદરાનું માથું પસવારવાનું ચાલુજ રાખયું.

એન્જેલ્ક કાંઇક ગુંચવણમાં પડગો હોય તેવો જણાયો અને જેકનું માથું પોતાની છાતી સાથે તેણે દાબયું અને એક માતા પોતાના બચ્ચાં સાથે વહાલ કરતી હોય તેમ વાંદરાએ જેકના ગાલપર પંજો ફેરવવા માંડ્યો. તમાશબીનો ખુશાલ બનયા અને તાળીઓ પાડવા લાગયા અને જ્યારે રખેવાળે એન્જેલ્કને પાછો બોલાવયો તયારે તો ગમત અતી ઘણી વધી ગઇ, કારણ કે પોતાના નવા મીત્રને છોડીને રખેવાળ આગળ જવાની જરાબી દીલચાલ વાંદરાએ દેખાડીજ નહીં, રખેવાળ જ્યારે વાંદરાની આગળ ગયો તયારે તેણે નખરયાં સાથના પંજા ઉચકી, દાંત કચકચાવી એવો દેખાવ કીધો કે રખેવાળે હઠી જવામાંજ ડહાપણ વીચારયું અને પોતાની સલામતી જોઇ.

રખેવાળે જોયું કે જો આ પ્રમાણે આ વાંદરો નાફરમાની દેખાડીને ફાવી જશે તો ભવીષમાં તેના તમાશાનો છેડો આવી જશે. માટે તે નાફરમાની તોડવા કાજે રખેવાળ પોતાના ઓરડામાં દોડયો અને એક મોટો ભારે ચામડાનો ચાબુક લઇને પાછો આવયો. પણ જ્યારે તે પાછો ચાલ્યો તયારે તેણે જોયું કે એક નાફરમાન વાંદરાની સામેજ તેને થવાનું હતું નહી પણ તેના જોડીદાર ખુબસુરત અતી બળવાન છોકરા સામે પણ તેને લડવાનું હતું. કારણ કે પોતાની બેસવાની ખુરસી ઉપાડીને જેક તે રખેવાળની સામે લડવા

નીકળયો. દેખાવ વીચીત્ર હતો. એક બેડોલ પહાડ જેવાં તનબદનનો, બાલોથી ભરેલો જંગલી ઝનુની વાંદરો અને તેની પડોશમાં ઇવીનીંગ ડરેસ સુટ પહેરેલો ખુબસુરત ગોરો ઉંચા બદનનો ગંઠાયલો જવાનયો.

. તમાશબીનોને પહેલાં તો રમુજ ઉપજી પણ પછી તેમને ચીંતા ઉતપંન થવા લાગી. રખેવાળ ચુંદાઇ પીખાઇ જાય તેવો મામલો થઇ પડયો. શું કરવું તે કોઇને સુજે નહી, પણ તેટલાં અજબ પ્રકારે રખેવાળનો બચાવ થવા પામયો.

વાત એમ બની કે પોતાના માસ્તરની કમબખતી જગાડયા પછી જેક નાસી ગયો તયારબાદ એક નોકર જેકના ઓરડા આગળ આવયો અને તેને જણાયું કે માંહે કોઇ અફડાતફડી કરતું હતું. તે નોકરે જઇને લોરડ અને લેડી ગ્રેસ્ટોકને ખબર આપી. લોરડ ગ્રેસ્ટોક ચાર ચાર ફાંડયે કુદતો દાદર ઓળંગી જેકના ઓરડા આગળ જઇ પુગયો અને તેની ધણીયાણી તથા નોકર તેની પુઠે આવયાં. જોને પહેલાં તો પોકાર કરી જેકને બોલાવયો પણ તેનો જવાબ મળયો નહીં. અને કાંઇક કાંસવા કરંજવાનો અવાજ સંભળાયો. બારણું માંહેથી બંધ હતું. પોતાના પીલતન જેવાં બદનનાં સઘળાં બળથી જોને બારણાને આંચકો લગાવયો અને સાંકળ તુટી ગઇ અને બારણું ઉઘડી ગયું. માસ્તરનો દેખાવ જોઇને પહેલાં તો ધણીયાણી અને નોકર હસી પડયાં.

માસ્તરના હાથ પગ છોડવામાં આવયા બાદ જોને પુછયું "જેક કયાં છે?"

મુર ધીમેથી ઉભો થયો અને લકડનો પકડનો જઇને એક ખુરસીપર બેઠો અને બોલયો "હું મારૂં રાજીનામું આપું છું. તમારા દીકરાને માટે કોઇ શીક્ષકની જરૂર નથી પણ જંગલી જાનવરોને તાલીમ આપનારા એક ટ્રેનરની જરૂર છે."




તમાસગીરોને પહેલાં તો રમુજ ઉપજી, પણ પછી તેમને ચીંતા ઉત્પન્ન થઇ.

(જુઓ પાનું ૨૦.)

"પણ જેક ક્યાં છે ?" લેડી ગ્રેસ્ટોકે પુછ્યું.

"મને બાંધી રુંધીને એબ્જેકને જોવા ગયોછ."

આમ્બો સાંભળતાંજ જોન ઓરડામાંથી ધસીને બહાર નીક-ળ્યો અને પોતાની મોટરમાં બેસી કિનારબે મ્યુઝીક હોલમાં જઈ પુગ્યો.

વાંદરા સાથે ગભરાયલો અકળાયલો રખેવાળ ઉભો હતો અને ચાબુકને ફટકો લગાવવો કે નહી તેના ડામાડોળ વીચારમાં પડ્યો હતો તેટલાં એક કદાવર પુરૂષ તેની બાજુમાંથી પસાર થયો. જેક તેને જોતાંજ ખુશાલીમાં બોલ્યો "પીતાજી."

જોન પહેલાં તો એબ્જેક્ષ તરફ જોતો ઘડીભર ઉભો અને પછી બોલ્યો "કોણ આકુત ?"

જેક, રખેવાળ અને આખું ઓડીયંસ અચંબામાં ચુપ થઈ જોવા લાગ્યું. વાંદરો અને જોન પોતાના ગળાંમાંથી કાંઇ અજબ પ્રકારનો અવાજ કહાડતા હતા અને વાંદરાઇ જબાનમાં તેઓ વાત કરતા હતા. વાંદરો તો જોનને વળગીને, જાણે સાત–આઠ વરસનું બાળક હોય તેમ નાચવા કુદવા લાગ્યો. આ સઘળો દેખાવ નાટક તખતાની વીંગ મધ્યેથી ઘરડો ઓબી-યસ પોલવીચ જેતો ઉભો હતો. તેના ચેહરાપર કાંઇક એવો ફેરફાર થતો હતો કે તેવો ફેરફાર થવાના આરોપસરજ તેને ફાંસીએ ચહડાવવામાં આવે તો તે વાજબીજ ગણાય.

"તારઝન, મારા તારઝન." પોતાની ભાષામાં વાંદરો બોલ્યો "મેં તારી કેવી અને કેટલો લાંબો વખત સુધી શોધ ચલાવીછ ? આખરે તું મને મળ્યો. હું તારાં જંગલમાં આવું અથવા તો તું મારાં જંગલમાં આવ, આપણે સાથે રહીશું."

"તેમ બની શકશે નહી આકુત, પણ જો તું તારાં જંગલ ભણી પાછો જવા માંગતો હોય તો તે માટેની ગોઠવણ હું

કરી આપશ. મારા જંગલમાં તું સુખી રહેશે નહી, તારા જંગલમાં હું સુખી થવશ નહી. જા-તારા રખેવાળ સાથે જા-હું આવીને તારી મુલાકાત લેવશ."

આકુત-એજેક્ષ-પોતાના રખેવાળ સાથે ગયો અને તેનું ઠરેઠેકાણું જોને પુછી લીધું.

જોન અને જેક ગાડીમાં બેસીને ઘર તરફ ચાલ્યા જે દરમયાન જેકે સવાલ કર્યો "આએ વાંદરો તમોને ઓળખેછ તમોએ એની સાથે એની જબાનમાં વાતચીત કીધી. તમોને એ કયાંથી ઓળખે? તમો એની ભાષા કેમ શીખયા?"

હવે વખત આવી પુગયો હતો કે જયારે સઘળી તવારીખ જેક આગળ ખુલ્લી કરવી જોઇતી હતી. જોને પોતાની સઘળી હકીકત, ટુંકમાં જેક આગળ કહી અને જોને જે ઉલટથી તે વાત કહી સંભળાવી તેનાથી દશગણી ઉલટથી જેકે તે સાંભળી.

બીજે દહાડે જેન-જેકની માતા-જેકના ઓરડામાં આવી અને જેકને ખબર આપી કે "મેં એવી ગોઠવણ કીધી છે કે બે ચાર આઠવાડયામાં તું ડોવર ખાતે જઇને હવા ફેરબદલ કરી આવે." તેણીની એવીજ મતલબ હતી કે હાલ તરત એજેક્ષથી યાને આકુતથી જેકને દુર કરવો. જેકે આ હુકમ ચુપચુપ સાંભળયો અને તે ગોઠવણ મુજબ અમલ કરવાને કબુલ થયો. તે નાદાન પણ ચંચળ જવાનયાએ પોતાના મનમાં એક નવી બાજી રમવાનો દાવ રચી મુકયો હતો.

બે ચાર દહાડા પસાર થઇ ગયા. ઘરડો ઝનુની અને વેરસી પોલવીય પોતાના ઓરડામાં બેઠો હતો અને જોન ગ્રેસ્તોક ઉપર કેવી રીતે સખત વેર લેવું તેની ગણત્રી કરતો હતો. તેટલાં ખુદ જેક તેનાં ઓરડામાં દાખલ થયો. આકુત પણ ઓરડામાં હતો

પણ તેને એક સાંકળથી એક થાંભલા સાથે બાંધેલો હતો. જેકને જોતાંજ વાંદરો નાચવા કુદવા પડયો અને પોલવીચ ખુશાલીથી પોતાના હાથ ચોળવા લાગયો. તેણે જોયું કે વેર લેવાનો વખત આવી પુગયો છે. તેણે મનમાં ઠરાવ કીધો કે જેકને કચડી ભચડીને મારી નાંખવો અને તે પછી જોનને અને સઘળાઓને કહેવું કે વાંદરાએ તેને આવી રીતે મારી નાંખયો હતો.

સાહેબ સલામ કરવા પછી જેક બોલ્યો "મીસ્ટર, તમો આએ વાંદરાના માલેક છો, પણ જો એ વાંદરો મને વેચાતો આપો તો તમો કહો તે કીંમત આપવા હું તઈયાર છું."

"વેચાતો? અરે મારા દીકરા, વેચાતો કાંય આપું? તુંને એ ગમતો હોય તો તુને એ હું મુફત આપી દઉં છું. તારા જેવા સોહામણા છોકરાની કોઈબી માંગણી કોઈબી માણસ કબુલ રાખે."

"નહી એમ નહી. કાંઈબી કીંમત લેવો. એમ મફત તો હું નહી લેવું. તે મને નહી ગમે."

"અરે પણ તારે ગમે તે આપજેની. તું જે આપશે તે મારે કબુલ છે. પણ તું એ વાંદરાને કેમ લઈ જશે? એ તો છટકીને નાસી જશે. એના પંજા એની પીઠ ઉપર સફાઇથી બાંધવા જોઈયે." પોલવીચે પોતાની ઠગાઈ ચાલુ કીધી.

"તે કેમ? મને જરા દેખાડોની." નાદાન જેક હવે પોલવીચના છટકામાં સપડાવા લાગયો.

પોલવીચે એક જાડું સંગીન દોરડું એક ખુણામાંથી કહાડયું અને કહયું. "હું તુને શીખવું. આવ મારી આગળ. મારી તરફ પીઠ કરીને ઉભો રહે અને તારા બેઉ હાથ તારી પીઠે ફેરવ–હા–એમજ–શાબાશ. જો હવે આએ એમ એના

પંજા બાંધવાના અને તે પછી દોરડાનો છેડો આજે પ્રમાણે કમરની આસપાસ ફેરવી બંને પગ ઉપરથી આંટા મારવાના." તે એમ કહેતો ગયો અને જેકને મજબુત સીકડનો ગયો. બરાબર મજબુત સીકડીને બાંધવા પછી તેની છાતીમાં જોરમાં મુકકી મારી તેને પોલસીચે જમીનપર પટકી નાંખયો અને તેની છાતીપર તે ચડી બેઠો. જેકે મોહડેથી એક અવાજ પણ કહાડયો નહી. સીતમ ગુજરે કે દુઃખ ઉપજે તો ચુપકીદીથી ખરા મરદ બચ્ચાની માફક સહન કરવાની તાલીમ જોકે તેને મળી હતી નહી, તો પણ તે ખાસીહત ખુદરતી રીતે તેના પીતા તરફથી વારસા તરીકે તેને મળી હતી.

જેકનું ગળું પોલવીચે બે હાથે ભચડયું અને બોલ્યો. "તારો બાપ ફતેહમંદ ઉતરયો અને હું હાર ખાઇ ગયો. તેનું આજે હું વેર લેઉંછ. તારો બાપ એમજ સમજશે કે આએ વાંદરાએ તુને ઠાર મારયો છે અને તે તારા મોત પર રડશે અને વાંદરાને ગોળીથી ઠાર મારી નાંખશે તયારે મારાં પેટમાં તાહડક વળશે."

આકુત આ સઘળું જોતો હતો. તે જેકને બચાવવા તેની મદદે દોડવા અફાડપછાડ કરી રહયો હતો પણ ભારી દલદાર સાંકળ તેને અટકાવતી હતી. પોતાના સરવથી માનીતા દોસ્તનો દીકરો એક ખુનીને હાથ આ પ્રમાણે ઠગાઇથી મારયો જાય તે આએ જંગલી પણ વફાદાર, અવાચક પણ ઇમાનદાર જાનવર કેમ ખમી શકે ? એક જબરી ઝટક, સાંકળના વચમાંથી બે ટુકડા, એક લાંબી છલાંગ અને બેલોખંડી પંજા પોલવીચના ગળાંની આસપાસ ! પોલવીચ મારયો ગયો—જે પલીદો અને દોજખી દઇનો તેના આનમાની આવી પુગવાની રાહ જોતા બેઠા હતા તેમની સંફમાં તે જઇ પુગયો.

---

# પ્રકરણ ૪ થું.

## ઘરડાં બીમાર માસીજી.

પોતાના મોટા પાળેલા અને તાલીમ પામેલા વાંદરાને હાથે પોલસીચનું મરણ નીપજ્યું હતુ એવી ખબર વરતમાનપત્રોએ પ્રગટ કીધી. દીવસો સુધી તે ચરચા ચાલુ રહી પણ બેદરકારની વાત તો એ બની કે પોલસીચનો ખુની વાંદરો કંઈ ગુમ થઇ ગયો હતો એવું જણાવવામાં આવયું. જોન દરરોજ વરતમાનપત્રો વાંચતો હતો પણ તેને સહેજથી શક ઉપજ્યો નહી કે તે વાંદરાનાં ગુમ થવાના બનાવ સાથે તેના દીકરાને સંબંધ હતો. જ્યારે અઠવાડયાં વહી ગયાં અને જેક હવા ખાવા ગયલો પાછો ફરયો નહી અને તેની તરફથી કશો કાગળ પણ મળ્યો નહી ત્યારે જોનને અને જેનને ચીંતા ઉપજી. હવે જોને તપાસ ચલાવવાનું શરૂ કરયું. તેણે ખબર મેળવી કે જેક ડોવર ખાતે ગયો હતો અને તયાંથી આફ્રીકા જવાની પેસેજ તેણે મેળવી હતી. વળી એક ભાડુતી ગાડીના હાંકનારથી તેને એવી બાતમી મળી કે જે દીવસે પોલસીચનું ખુન થયું હતું તે દીવસે એક ખુબસુરત જવાન છોકરો તે ભાડુતી ગાડીમાં બેસીને પોલસીચને મકાને ગયો હતો. આટલી ખબર મળતાં તેને આધારે, શું બનેલું હોવું જોઇયે તેનો સાર લોરડ ગ્રેસ્તોકે ખેંચયો અને તે જાણીને લેડી ગ્રેસ્તોક બેહદ ગમખાર બની.

પણ જેકનું શું થયું?

પોલસીચે બાંધેલાં દોરડાંના ગાંઠ છોડવાનું તો આકુતને આવડયું નહી, પણ તેના સંગીન સાબુત દાંત તેની મદદે આવયા તે વડે તેણે દોરડું કાતરી નાંખયું. જેક છુટો થયો અને તે

પછી ચાંપ દાબીને તથા પેચ ફેરવીને આકુતની બાકી રહેલી સાંકળ તેના બદનથી છુટી કરી નાંખી. તે પછી જેકે પોતાના કોથળામાંથી કેટલાંક કપડાં કહાડયાં અને તે આકુતને પહેરાવ્યાં. જેકે જેબી કાંઇ કીધું તે આકુતે કરવા દીધું. મધરાતે અંધારૂં થતાં બને ઘરમાંથી બારી વાટે બહાર પડોશની સાંકડી ગલીમાં ઉતરયા અને ત્યાંથી તેઓ ડોવર ભણી જઇ પુગયા.

ડોવર ખાતેથી રવાના થતી એક આગબોટપર એક જવાન છોકરો પોતાની ઘરડી બીમાર પણ જબરાં મોટાં કદની માસીજીને લઇને આવી પુગયો. તે ઘરડાં ડોસાં-અલબત્તાં વાંચનાર ચેતી ગયો હશે કે ડોસાંરૂપે આકુત-ના મોહડાં ઉપર બુરખો હતો. કારણ કે ડોસાંની આંખ નબળી હતી અને સહેજબી હવા પવન લાગતાં તેવણને સરદી થઇ જાય તેવી નાજુક તબીયત તેવણની હતી. બીમારોને બેસાડવાની પઇડાં-વાળી ગાડીમાં ડોસાં આગબોટપર આવયાં અને માસીજીના ભાણેજે માસીજીને કેબીનમાં લાવાડોકાં ઠર પાડયાં.

આખી સફર દરમયાન ડોસાં કેબીન મધેથી બહાર નીકળયાંજ નહી. જેક તો બધા સાથે મળતો બેટતો રહયો અને સઘળાઓ વચે માનીતો થઇ પડયો અને વળી પોતાના અમીર લોહીની બુનીયાદથી ટેક એવો જાળવવા લાગયો કે સૌ કોઇ તેની વખાણ કરવા લાગ્યા, આખે સફર દરમયાન માસીભાણેજ સાથે ને સાથે રહયાં માટે જેમ જેકે માસીજીને નવી નવી તાલીમ આપી તેમ માસીજીએ પોતાની જબાનીનું ઘણું શીક્ષણ ભાણેજને શીખવયું તેથી અરસપરસ લાભ થતો ગયો.

આગબોટ ઉપર એક ચોખ્ખો ખીલાર જેવો માણસ હતો. તેનું નામ ડોનડન યુનાઇટેડ સ્ટેટસના દજનેક સહેરમાં નેક નામી કરીને બાઇ વટી આવયા હતા અને ટગલાબંદ નીકળેલાં

વારંટોથી છટકવા અને પોતાના પ્રાક્રમનો દાવ આફ્રીકામાં અજમાવવા આ સફરે તે નીલજ્જપણે નીકળયો હતો. તેણે પહેલાં તો જેક તરફ ઝાઝું ધ્યાન આપ્યું નહી. પણ જયારે એક દીવસે જેકને થોડીક ચલણી નોટ અને સોના રૂપાંના શીકકા ગણતાં જોયો ત્યારે આએ કાકા મવાલીના મોહડામાં પાણી છુટયું. તેણે ખબર કહાડી તો જણાયું કે આ છોકરો ફકત એકલોજ એક એકાંત કેબીનમાં રહેલો છે અને સાથે તો બુઠી, ખખવખ ચવલી, મરેચરે બીમાર અથા-તથા મારી છે.

અનેકવાર તે અમેરીકને જેકને પોતાની સાથે પાના રમવાને-યાને પાનાથી જુગાર રમવાને બોલાવયો અને લલચાવયો પણ જેકે ધસીને ના પાડી. આવી સમજાવટ કદાચ તે અમેરીકન ચાલુ રાખતે પણ એક ઉતારૂએ તે જોયું અને તેણે તે અમેરીકનને ચેતવણી આપી કે "આએ જવાન નાદાન છોકરાને જુગારની બદીમાં ઉતરવાને તું ફરીથી જો સમજાવવા માંડશે તો તારા દાંતની આખી બત્રીસી હું ગેપ કરી નાંખશ."

અમેરીકન આ ધમકી સાંભળીને હસી તો પડયો પણ તે દીવસથી જેકને લુટવાની કોઇ બીજી યુકતી પોતાના ચંગળ ચંડાલ ભેજાના મદદથી ઉભી કરવા માંડી.

આખરે એક કીનારાપર આગબોટ જઇ પુગી. તે કીનારાપર જબરૂં મોટું ગીચ જંગલ હતું. ત્યાં છુટાં છવાયાં બે ચાર નાનાં ગામડાં હતાં અને સુધારાથી અજાણ રહેલાં અજ્ઞાન જંગલી ઝનુની માણુસો ત્યાં વસતાં હતાં. જેક આગબોટના તુટકપર ઉભો રહી કીનારા ઉપરના માણુસજાતને હાથે બનેલાં નાના ગામડાં તરફ અને કુદરતના હાથે બનેલાં ગંજાવર વીસ્તારના વીશાળ જંગલ

તરફ જોતો હતો. એકાએક તેના જીગરમાંથી એક હાયનો અવાજ નીકળયો. તેણે તરતજ ઠરાવ કરયો કે એજેક્ષને આએ જંગલમાં છોડી પાછુ ઇંગલંડ જવું. કારણ કે તેની માના તેની જુદાઇમાં કેવી દુઃખી હશે તેનો ખયાલ તેને આવયો. કેપટન આગળ તે ગયો અને પુછ્યું "કોઇ આગબોટ અહીંયો ઇંગલંડ તરફ કોઇ વાર જાય છે કે ?"

"વરસમાં એકવાર જાય છે." કેપટને કહયું "આગબોટ એમેનયુલ આજ કાલ અહીં આવશે અને ઇંગલંડ ભણી રવાના થશે."

"અહી ઉતારાની કોઇ જગા મળશે કે ?"

"હા—અહીં એક નવું હોટલ છે."

જેકે તરતજ પોતાનો સઘળો સરસામાન પેક કરાવયો અને પેલાં હોટલમાં જવાની તઇયારી કીધી. એક નાની બોટ આગબોટની નજદીકમાં આવી અને દપીએ બાંધેલી ખુરસીપર બેસાડીને માસીજીને જેમ તેમ બોટમાં ઉતારયાં. જેમ કરતાં દોરડાં ખેંચનારાઓનાં કલેજાંની ખબર આવી ગઇ. કારણ કે મુઆં ડોસાંના બદનનું વજન કાંઇ જેવું તેવું હલકું હતું નહી. માસી ભાણેજના રવાના થવા પછી થોડાજ વખતમાં ફોનડન પણ કીનારે આવયો. બે મજલાના નાના હોટલથી તે દુરજ રહયો અને ખાસ કરીને જેકની નજરે નહી પડવાની તેણે બહુજ સંભાળ રાખી.

આજ કાલ આગબોટ આવી પુગશે અને પોતે પાછો ઇંગલંડ જઇ પોતાની માતાની માયી વાહી તેણીની ગોદમાં આરામ લેશે એવા મધુર ખયાલમાં જેક પોતાના બીછાનાપર સુતો અને માસીજી ભોંય ઉપરજ લેતયાં. કારણ કે હોટલના ખાટલા એવા ફરકડી જેવા હતા કે ડોસાં જો તે ઉપર ફક્ત

ગોસે તાણી ખાટલાની ચુસ અને પછવા ભાંગીને કડકડી નીસરણી માફક ઝુકી થઈ જાય. જેક મધુર ખ્યાલની મગજમાં મશગુર થઈને સુતો હતો પણ તે ખ્યાલને તાબેજ કરનારી જે સરજત તેની પીઠે ઉભેલીજ હતી તેનો ખ્યાલ તેને હતો નહીં.

જેક એકાએક જાગી ઉઠયો. ખુલ્લુંબા ચાંદરણીથી ઓરડામાં નરમ અજવાળું પડતું હતું જેની મદદથી જેક જોઈ શક્યો કે અમેરીકન ડોનલ્ડ તેના ડકયા હુકળ હાથ ચાલીને સંતોસતો હતો. ડોનલ્ડ તબ્યારેજ હતો. તે એક ઘરડી નબળી ડોશી અને એક નાના છોકરા સાથે કામ પાડવાની ઉમેદ રાખતો હતો અને તેમને જો ખબર પડે તો સપાટામાં ઠેકાણે પાડી દેવાને પોતે પુરતો બળવાન હતો એવું તે ધારતો હતો. મારીતો જાણ્યામાં નહી પણ જેક જાગી ઉઠયો કે તેજ ઘડીએ ડોનલ્ડને તેનો ટાટા પકડયો, અને જેક પાછો બીછાનામાં પટકાયો. એક વહેતી લાંબી છરી સાથનો હાથ ડોનલ્ડને ઉંચો કીધો, પણ તે હાથ પાછો પુર જોર સાથે નીચે ઉતરે અને વહેતી છરી જેકની છાતીમાં ચલાવી દેવાની ધારણા પાર ઉતરે તે અગાઉ તો તે હાથની કાંડી સાણસી દસ્તના કબજામાં એવી તો સપડાઈ ગઈ કે કાંડીના હાડકાં કચકચવા લાગ્યાં. ડોનલ્ડે ગભરાઈને પાછું ફરીને જોયું અને બેહદ અજાયબી વચ્ચે માણુ-સરૂપી વાંદરાને ઉભેલો દીઠો. મારીને બદલે આગે કોઈ જબરો મારો નીકળી આવ્યો. જેક પાછો ઉભો થયો અને હવે છટકવાને માટે ડોનલ્ડને પેંચતાણ ચલાવી. જેક તેને વળગવા ગયો પણ તેને છાતીમાં એક જોરમાં મુક્કી. પોતાના બીજા હાથે ડોનલ્ડને લગાવી અને જેક પાછો પટકાયો. પણ આ બનવ આકુતને એક હેલત રૂપે જોર અજમાવવાને ઉશ્કેરવા માટે પુરતો હતો. આકુતે તેને ગળચીમાંથી પકડયો અને પોતાના

ખીલાડી ડાચાંથી કરવત જેવા દાંત તેની ગરદનમાં ચલાવી દીધા.
કે નડન જમીનપર ઉખાયો, સહેજ તાણતોડ કીધી અને ખલાસ!

જે બનયું હતું ને જોઇને જેક હવે ધ્રુજવા લાગ્યો. તેણે જોયું કે એક માણસનું ખુન થયું હતું. પારકા મુલકમા પારકે આધારે એકલવાયો ને પડેલો હતો અને જાની રક્ષણમાં આ ખુન થયું હતું એમ જો તે સઉને જણાવે તો કોઇ માને નહી અને તેને તથા વાંદરાને તરતજ ઝાડની ડાળીથી ફાંસીએ લટકાવી દે એવો મામલો હતો. કાંઇખી કરવું તો જોઇયે. કદાચ પઇસાથી કામ બજાવી શકશે એમ ધારી પોતાની નોટોનું બંડલ તેણે શોધવા માંડયું પણ તે ગુમ થયલું જણાયું સઘળે શોધયું પણ મળયું નહી. કોનડનની લાશ ઉપરના સઘળાં કપડાં તેણે ઉતારી તે પણ બારીકીથી તપાસ્યાં પણ નોટનું બંડલ જડયું નહી. હવે અત્રે થોભવું સલામતીભરયું હતું, નહી એમ જોઇને નાસવાની પેરવી તેણે કીધી. હોટલના બીજા મજલાપર તેઓ હતા અને ઓરડાની બારીથી થોડેક છેટે એક મોટાં ઝાડની ડાંખળી ડોલતી તેણે જોઇ. એક સુરવાલ સીવાય તેના બદનમાં કશાં કપડાં હતાં નહી અને વધુ કપડાં લેવાનો વીચાર તેણે કરયો નહી. તેણે આકુતને ઇસારો કીધો અને બીજી પલે એક બીલાડીની માફક છલાંગ મારી બારીપરથી કુદી ઝાડની ડાંખળીને તે વળગી પડયો આકુત તેની પુઠે આવયો અને એક ઝાડપરથી બીજા ઝાડપર કુદકા મારી તેઓ ગામ છોડી જંગલના બીતર તરફ નીકળી ગયા. ઇંગલંડ પાછું ફરી માનપીતાને મળવાની તેની ઉમેદ તેનાં ઉમરમાંજ રહી ગઇ.

બીજી સવારે હોટલનો માલેક બેબાખરો પડયો. અજબ નેયું હતું કે એક માણસની લજબજ નગન–હાલતમાં લાસ

પહેરી હતી અને મારી આબેજ ગુમ થયાં હતાં. તે અમેરી-
કનની લાશ સોફીના આંગણામાં પડેલી હતી અને ગરદન
ઉપર હિંસક દાંતના જખમ હતા. મારીના તેમજ આબેજના
સઘળાં કપડાં પહેરેલાં હતાં. હોટલનો માલીક એગ્રી બાજવાળાનો
વીચાર કરવા લાગ્યો કે "એ મારી આબેજ ગયાં ક્યાં હશે
અને ગયાં કેમ હશે? મારી બીચારી એવી બીમાર હતી કે
ચાલવાનીએ શકતી હતી નહી અને પાંચ છ મજુરો તેણીને
ઉચકી સાંગડીને ગજલા ઉપર લઇ આવ્યા હતા તો તે
એકલી ચાલીને ગઇ કેમ હશે? હવે મારી વાટે મારાં કુડી
જાય તો આપડી ધોબીના મેલાં કપડાંના ગાંસડા માફક જંગલ-
પર પડતાંછને શીયાળાંની કાળી ફાટીજ જાય."

બાપડો હોટલનો માલીક વમાસણમાં પડ્યો અને તેમજ
આખું ગામ વમાસણમાં પડ્યું. બીજે દીવસે આગબોટ
એમેનયુલ જંગલની બંદર માટે આવી પુગી અને તે ઉપરના
ઉતારૂઓ મધ્યે એક ડીટેક્ટીવ હતો જેણે કાનડનની લાશને
ઓળખી અને સઉને તેણે જણાવ્યું કે તે એક ખુની બદમાશ
હતો. ખુની હોય કે ભલો હોય પણ તેને માર્યો કોણે? મારી
આબેજ ગયાં ક્યાં? આ એક ભરમભર્યો સવાલ હતો અને
તે સવાલ તેના ભરમમાંજ તે ગામમાં મહાકાળ રહેવા પામ્યો.

---

## પ્રકરણ ૫ સું.

### "મેરીયમ" અને "ગીકા."

ફ્રેંચ ગામબહાર કેપટન આરમંદ જેકોટ પોતાની છાવણી
સાથે આફ્રીકાના એક જંગલી મુલકની પાદરે પડાવ નાંખી
પડેલો હતો. કેપટન એક ખુરશીપર આરામથી બીડી ફુંકતો

હતો. તેટલાં બે માણુસો ઘોડેસ્વાર થયલાં ત્યાં આવી પુગયાં. તે માણુસો જંગલી મુલકમાં વસતા તાબકુાવાળાઓ હતા. હબશીઓની આરણી ભાષામાં તેઓ વાત કરતા હતા જે ભાષાથી કેપટન પુરેપુરો માહીતગાર હતો.

તેઓ બંને કેપટન આગળ આવયા અને તેઓ માંહેલો એક બોલ્યો "કેપટન તેં જે માણસને કેદ પકડયો છે તે મારી બહેનનો દીકરો થાય છે. તેનો છુટકારો મેળવવાની માંગણી કરવા હું આવયો છું, એના છુટકારાના બદલામાં ઇનામ તરીકે આએ આપવાને હું તઇયાર છું." તેણે પોતાના મોટા સાદયાના પહેરણુ હેઠળથી એક કોથળી કહાડી દેખાડી જે કોથળી સોનાના શીકકાઓથી ભરપુર હતી.

કેપટન હશીને બોલ્યો "લાંચ આપવી એ એક મોટો ગુનાહ છે એમ તું જાણતો નથી માટેજ તારો આએ અપરાધ હું માફ કરું છું. જે માણસને મેં પકડયો છે તેણે પંદરથી વીશ ખુન કર્યાં છે, ગરીબ નીરદોષ હબશીઓને મારી નાંખયા છે, વનજારો લુટી છે, સ્ત્રીઓને હેરાન કીધી છે, એ બધા અપરાધના બદલામાં એને પુરેપુરી સજા થશેજ."

"આએ કોથળીમાં શું છે ? તું જાણેછ ?"

"તે જાણવાની મને દરકાર નથી, હું એટલુંજ જાણુંછ કે મારી સરકારની પ્રમાણીકપણે સેવા બજાવવા હું અત્રે આવયો છું."

"જો મારી માંગણી તું કબુલ નહી કરશે તો પસતાશે."

"એ માંગણી જો હું કબુલ કરું તો મારા ઉમરમાં પસતાવાની અને હીનપણાની લાગણી કેવી ઉપજે તે હું જાણું છું.

"યાદ રાખજે—તાબકુાવાળાઓ જો સોગંદ લે છે ત્યારે—"




"આગ્એ ટોકલી માં શું છે?"

(જુઓ પાનુ ૩૨.)

" જા અહીંથી એકદમ ચાલી જા—અગર નહી તો તુંને લાત મારીને બહાર કહાડશ."

તે તાવફાવાળો વેર લેવાના સોગંદ લેતો રવાના થયો અને કેપટન પોતાના રસાલા સાથે કીનારા ભણી આગળ વધયો. ફરેંચ સરકારને તાબેના મુલકમાં તે જઇ પુગયો, તેણે પકડેલા માણસની તપાસ ચાલી અને તેને મોતની સજા ફરમાવવામાં આવી કે જે સજાને તે પુરેપુરો લાયક ઠરી ચુકયો હતો. તે કેદીએ ફાંસીના લાકડાંપર પોતાની સજા ભોગવી લીધી પણ તેજ દીવસે કેપટનની સાત વરસની બેટી જેન ગુમ થઇ ગઇ. કેપટન તવંગર હતો અને તેણે પોતાની બેટી માટે બહુ શોધ-ખોળ ચલાવી અને મોટાં ઇનામો આપવાનું જાહેર કરયું પણ બેટીનો પતો લાગ્યોજ નહી. એવી મોટી રકમનું ઇનામ આપ-વાનું કેપટને જાહેર કરયું કે ઘણાક ડીટેકટીવો અને ઘણાક ગરજાઉઓ આ કામ બજાવવાને કમર બાંધી નીકળયા પણ તેઓ માંહેલા ઘણાઓ નાસીપાસ થયા અને બાકીનાઓ આફ્રીકન રેતુના કે જંગલી ઝનુની માણુસોના ભાલાના ભોગ થઇ પડયા.

કેપટન આરમંદ જેકોટની બેટી ગુમ થઇ હતી અને તેણીને શોધી કહાડવા કાજે કેપટને કોશેશ કરવામાં અને ઇનામો આપવાનું જાહેર કરવામાં કશું બાકી રાખ્યું હતું નહી, એવું આપણે વાંચી ચુકયા છીયે.

કેરોલ જેનસન અને સ્વેન માલબીન નામના સ્વીડીશ પ્રજાના બે માણસોએ ત્રણ વરસ સુધી કેપટનની છોકરી બાબે શોધખોળ ચલાવી અને આખરે તે કોશેશ પડતી મુકીને તેઓએ હાથીદાંતના વેપારપર ધ્યાન આપયું. એક મોટા જુલ્લામાં તેઓ પોતાના લોભી, હવસી અને ઘાતકી કરર

સ્વભાવથી જાણીતા થયા. તયાંના દેશીઓ તેમનાથી બીહવા લાગયા અને તેમને ધીક્કારવા લાગ્યા. તેઓએ એવી નઠારી વરતણુંક ચલાવી કે તેમને પકડવાનો હુકમ તેમની સરકાર તરફથી કહાડવામાં આવયો પણ આ મુલકના બધાં ખુણા ખાંચરાંથી તેઓ માહીતગાર હતા માટે આસાનીથી તેઓએ છટકી જવાનું ચાલુજ રાખયું. તેઓ આશરે એકસો હબશીઓનો રસાલો ધરાવતા હતા જે માંહેલો દરેક માણસ તેમના જેવોજ ઘાતકી પાપી અને ખુની હતો. આ માણસોને યાદ રાખજો—જેનસન અને માલબીન—દઈત જેવા જોરેમંદ અને પીળી દાઢીવાળા રાક્ષસરૂપી માનવીઓ.

જંગલના ભીતરમાં એક નદીના કીનારાપર ગીચ જંગલની જોડમાં એક નાનું ગામડું વસાવલું હતું. આશરે વીસ ઝુપડાં અને અરધી ડજન તંબુનું તે ગામડું બનેલું હતું અને તયાં કાળી ચામડીના માણુસો વસતાં હતાં. લુટફાટથી અને દરોરો ચલાવીને આ ગામડાંના હબશીઓ માલ અસબાબ ભેગો કરતા હતા અને વરસમાં બે વાર દરીયા કીનારાના બંદરપર જઈ પોતાનો તે હરામ કમાણીનો માલ વેચી આવતા હતા. એક હબશી તંબુ આગળ આસરે દશ વરસની એક છોકરી જમીનપર બેસીને રમતી હતી. ચામડી સહેજ સાંવળી હતી પણ નાઝોઅદામાં તે છોકરી બીજી બધી સ્રીઓ છોકરીઓ વચ્ચે સરવોપરી હતી. એક ઢીંગલી સાથે તે છોકરી રમતી હતી જે ઢીંગલી એક હબશી ગુલામે પોતાની અક્કલ હુશીયારીથી તેણીને બનાવી આપી હતી જે ઢીંગલી એક વાંટીટીકી કદરૂપી વાંદરીને વધુ મળતી આવતી હતી. ગમે તેવી કદરૂપી અને બદસુરત, હાલહવાલ અને એબીપલ તે ઢીંગલી હતી છતાં તે છોકરીને તે બેહદ

પ્યારી હતી. આ ઢીંગલીનું નામ તે છોકરીએ "ગીકા" પાડયું હતું—ને છોકરીનું પોતાનું નામ મેરીયમ હતું. જુલમાત અને ધાક વચ્ચે ને છોકરી વસતી હતી. એક કંગાળ દેખાવના ઘાતકી હબશીને પીતાના નામથી તેણી ઓળખતી હતી જે હબશી મેરીયમને જ્યાર તયાર ઘાતકીપણે મારતો અને વગર કારણે હેરાન કરતો. તેવી રીતે મારતાં અને હેરાન કરતાં તે હબશી હમેશાં બોલતો—"આએ મારૂં વેર—આએ મારો કીનો."

મેરીયમ તરફ કોઇની પ્રીતી કે મહેરબાની હતીજ નહી. મહોગતને માટે તેણી ટળવળતી પણ તેણીની તરફ કોઇ આંખીને જોતું નહી. ગીકાને પોતાની છાતીએ દાબતી, દીવસના હજારો વાર તેણીને ચુમીઓ લેતી અને ઇનસાનયત પ્યાર મોહબતની ગેરહાજરીમાં આએ નીરજીવ હાથીદાંતના ડોકાં અને ઘાસના બદનના રમકડાં ઉપર તે પોતાના પ્યારની લાગણી બહાર પાડતી.

મેરીયમ બેસીને રમતી હતી તેટલાં તેણીનાં "પીતા' ના તંબુ આગળ બે માણસોને આવતાં દીઠાં. તે બે માણસો જેનસન અને માલબીન હતા. તેઓ "પીતા" આગળ આવયા અને કહયું કે તેઓ હાથીદાંતની ખરીદી કરવા આવયા હતા.

"પીતા" જે પોતાના ગામડામાં વડો હતો અને જે શેખને નામે ઓળખાતો હતો તેણે કહયું ",મારી પાસે હાથીદાંત નથી—હું હાથીદાંતનો વેપાર કરતો નથી જાઓ—ચાલી જાઓ—મારૂં ગામડું છોડી જાઓ."

તે માણસો તરતજ પીઠ ફેરવીને ચાલતા થયા કારણ કે તેઓ જાણતા હતા કે આ ઝનુની ગામવાસીઓ વચ્ચે તેમની મરજી વીરૂધ ઉભું રહેવું તે મોતને તેડું કરવા જેવું હતું.

શેખ પાછો તંબુમાં દાખલ થયો નહી પણ મેરીયમ જયાં ગભરાયલી સંકોચાયલી બેઠેલી હતી ત્યાં ગયો અને તેણીનું પાંખડું પકડી તેણીને જમીનપરથી ઉંચકી ઉભી કીધી અને આંચકો મારી તંબુના માંહેલા ભાગમાં તેણીને તેણે ફેંકી દીધી. તે પછી તે પોતે તંબુમાં દાખલ થયો અને મેરીયમને આરબી ભાષામાં સખત ઘાતકી અવાજથી ચેતવણી આપી કે "પેલા બે બદમાશ છાવણી નાંખીને પડેલા છે, તેઓની છાવણી જયાં સુધી આ જગાએ રહે તયાં સુધી તું તંબુની બહાર નીકળતી ના—જો નીકળશે તો તારાં હાડકાંનો ખીમો કરી નાંખીશ."

જયારે શેખ આવી ચેતવણી મેરીયમને આપતો હતો તયારે પેલા બે બદમાશો પોતાની છાવણીમાં જઇ પુગી પોતપોતા વચ્ચે વાત ચલાવતા હતા.

"એ વીશે કશો શક નથી માલબીન," જેનસન બોલ્યો "આએ છોકરી તે તેજ હોવી જોઇએ એ વીશે કશો શક નથી. મને અજાયબી એ ઉપજેછ કે એ છોકરીને આપીને મોટી રકમનું ઇનામ મેળવવાનો દાવો આ પીંડારો હબશી શા માટે કરતો નહી હશે ?"

"કેટલાક હબશીઓ એવા છે કે જેઓને પઇસા કરતાં કોઇ બીજી ચીજ વધારે પ્યારી હોય છે." માલબીન બોલ્યો "પઇસા કરતાં કીનો તેમને વધારે વહાલો છે."

"તોપણ સોનાની ચાવીથી દરવાજો ઉઘાડવાની કોશેશ કરવામાં કશું ગયું નથી."

"શેખ પોતે તો સોનાને કાજે પોતાનો કીનો છોડવાનો નથી, શેખના કોઇ નોકર ચાકર કે કોઇ બીજાં માણસ મારફતે ગમે તો કોશેશ કરી જો."

તેઓએ કોશેશ કરી જોઇ. શેખના એક કદાવર અંગના ગુલામને તેઓએ હાથમાં લીધો અને ઝળકતાં સોનાની લાલચ ઉપર તે ગુલામ કબુલ થયો કે રાતના મોડેથી મેરીયમને છુપેથી તે ઉપાડી લાવશે. તે છોકરી હાથમાં આવે કે તરતજ છાવણી ઉઠાવીને નાસવા માંડવું એવી ગોઠવણ આ બે બદમાસોએ કરી રાખી અને તેટલા માટે મધરાત થવા અગાઉ તો સઘળું બાંધી રૂંધી સફરપર નીકળી પડવાની સઘળી તઇયારીઓ તેઓએ કરી મુકી. સઘળાં માણુસો પણ પોતપોતાને માટે ઠરાવેલા બોજા આગળ તઇયાર બેસી રહ્યા હતા એવી ધારણાથી કે જેવો હુકમ મળે તેવોજ બોજો બાંધે લાઠી ચાલુ મુકવું.

મધરાત થતાંજ બે માણુસો શેખના ગામડાં તરફથી આવી લાગયાં અને તેમને જોતાંજ માલબીન અને જેનસન ખુશાલીમાં અને આશામાં તેમની તરફ દોડી ગયા. તે બે માણસો એક કરકટી ઉપાડી આવવા હતા જે તેઓએ માલબીન અને જેનસનના પગ આગળ મુકી.

"સોનાની લાલચથી તમોએ જે કાંઇ મેળવવાની આશા રાખી હતી તેના બદલામાં આજે અધીયો શેખે તમારે માટે મોકલ્યો છે." પેલી કરકટી ઉઠાવી લાવનારા માણુસો માંહેલા એકે કહ્યું અને બીજીજ પળે તે કરકટી-ઉઠાવનારા ને બંને માણુસો વીજળી ઝડપે દોડી ગયા.

માલબીન વાંકો વળયો અને કરકટીપર ઢાંકેલું કપડું તેણે ઉઠાવયું તે કરકટીપર એક લાશ પડેલી હતી-જે ગુલામને લાંચ આપી મેરીયમને ઉઠાવી લાવવાનું કામ તેઓએ સોંપયું હતું તે ગુલામની તે લાશ હતી. શું બનેલું હોવુ જોઇયે તે આ બદમાશો સમજી ગયા અને બીજી પાંચ મીનીટ પસાર

નહી થઇ તે અગાઉ તો માલબીન અને જેનસનની છાવણી ઉજડ થઇ ગઇ—તે છાવણીના સઘળાં માણુસો ઉતાવળે જંગલ ભણી કુચ કરી ગોયા જીવ બચાવવા નાસવા લાગયાં.

---

## પ્રકરણ ૬ થું.

### જંગલમાં જેક શું શીખયો ?

તારઝનનો બેટો જેક અને આકુટ કયાં ગયા—શું કરયું અને કેમ દીવસો ગુજારયા તે આપણે જોઇશું.

જંગલના ભીતરમાં પહેલી રાત જે રીતે જેકે ગુજારી તે જેકની યાદદાસતમાં સદાકાળ તાજી રહી. કોનડોનના મારયા જવા માટે તેને સહેજબી બળાપો થયો નહીં. કારણ કે તેણે જોયું હતું કે તે બદમાશે પોતાની સરજત પોતાને હાથે ઠરાવી લીધી હતી અને તે ઘટતે ફેજે પુગયો હતો. પણ પોતાની સઘળી ગોઠવણ ઉંધી વળી ગઇ અને પોતાની માતાની મુલાકાત કરવાની તેની ઉમેદ બરબાદ થઇ એજ તેનો બળાપો હતો. કીનારા તરફ પાછું ફરવાની તેની હીંમત ચાલી નહીં. પાછો કીનારે જો જાય તો ત્યાં તેને ખુનના આરોપસર પકડવામાં આવે અને તે ખબર જો તેના માત પીતાને મળે તો તેઓના ગમમાં વધારો થાય અને વળી તેમની આબરૂ ઇજતને ધોકો પુગે. આવા ખયાલથી તેણે જંગલમાં થોડોક વખત ગુજારવાનો ઠરાવ કરયો.

જબરાં કદના એપ વાંદરાની ગોદમાં તે છોકરાએ આખી રાત ઉંઘ વનાની ગુજારી. ફકત સુરવાળ બદનમાં હતું જેથી જંગલની સરદીથી તેને તાઢ લાગી પણ ગુંછાદાર બાળથી

ભરેલાં વાંદરાના બદનને તે વળગી રહ્યો જેથી તેને કાંઈક ઉષ્ણ આવી.

સવાર પડતાં જેક ખુશાલ જાગ્યો અને આકુત પણ જાગરૂત થયો. આકુટ આખી રાત જેકને જાળવવામાં ખરેખર તો રોકાયલો હતો. જેક સવાર પડતાં બોલ્યો.

"આકુત મને ઠંડી લાગે છે અને ભુખ પણ લાગી છે. સાંમે થોડીક ખુલ્લી જમીન છે, તયાં આપણે જઇએ અને ખોરાક મેળવયે." એમ બોલી જેક ઝાડ પરથી નીચે ઉતર્યો.

પણ આકુટ તરત નીચે ઉતર્યો નહીં તેણે બહુ સંભાળથી આસપાસ જોયું. અને નસકોરૂં ચઢાવી હવાનો વાસ જોરાભેર ખેંચ્યો.

આકુટ તે પછી નીચે આવીને બોલ્યો. "સીંહ અને માદા તેમજ વાઘ અને તેની માદા સવારના પોહરમાં ભુખાં થઇને ખોરાકની શોધમાં નીકળે છે. જેઓ આસપાસ સંભાળથી જોવા વના બહાર આવે છે તેઓ તેમનો ખોરાક થાય છે પણ જેઓ સંભાળથી જોઇને પછીજ બહાર આવે છે તેઓ તે સીંહ વાઘનો ખોરાક કરે છે." જેકને જંગલના વસવાટનો પહેલો પાઠ આકુટે ભણાવયો.

તેઓ ધીમે ધીમે સાથે ચાલ્યા અને કેટલાંક ઝાડ પરથી તેમને ઇંડા મળયાં જે જેકે ખુશીથી કાચાંજ ખાધાં અને આકુટે કેટલાંક મુળયાં અને ફળ ભેગાં કરયાં. આવો નાશતો કરવા પછી તેઓ પાણીની શોધમાં નીકળયા. એક મોટું પાણીનું ખાબોચયું તેઓએ જોયું જે પાણી ઘણાક જાનવરોના પસાર થવાથી ગદલું બનેલું હતું અને વળી ભેંસરા જાનવરોનું એક ટોળું જે તયાં પાણી પીતું હતું તે આ જોડીને જોઇ ચારે પગે નાસી ગયું જેને પરીણામે પાણી

વધારે ડોહવાઈ આવ્યું. પણ જેકને તરસ લાગી હતી માટે પાણી કેવું હતું તે તપાસવાને તે થોભ્યો નહી પણ તેણે ખોબલીમાં લઇને પીવા માંડયું જે દરમયાન આકુટ તો આસપાસ નજર કરવામાં અને હવાના સુંગારા લેવામાંજ રોકાઇ રહયો.

આકુટે વધુ પાઠ ભણાવયો. "જંગલમાં વસ્તી વેળા આંખ ઉપર જેટલો આધાર રાખવાનો છે તેનાં કરતાં નાંખ અને કાન ઉપર વધારે આધાર રાખવાનો છે. જ્યારે આપણે અહીં આવયા તયારે ઝેબરાને આપણે જોયા અને તેથી મેં જાણ્યું કે ફાડી ખાનારા જાનવરની હાજરી અત્રે હોવી જોઇયે નહી. જો વાઘ કે સીંહ અહીં હોતે તો આ ઝેબરાને તેનો વાસ આવતે અને તેઓ નાસી જત. પવન ઉલટો ફુંકે છે માટે ઉલટી દીશાએ જાનવરની હાજરી છે કે નહીં તે વાસ ઉપરથી જણાતું નથી. તેથી મેં આંખનો ઉપયોગ કરયો અને કાંઇ જોયું છે."

"શું જોયું! આકુટ શું જોયું?" જેકે ચોંકીને પુછ્યું.

"સીંહ—જેને અમો તુમા નામથી ઓળખયે છીયે-તે ત્યાં દૂર પડેલો છે—જો ત્યાં."

"સીંહ! મને તો કાંઇ દેખાતું નથી."

"તયાં છે-તયાં પડેલો છે. પહેલાં મેં તેનો સનસારો સાંભળયો. તે સનસારાનો અવાજ તું પારખી શકતે નહી. તે પછી મેં જોયું કે બીજી જગાના ઘાસ સ્થીર ઉભેલાં છે પણ એક ચોકસ જગાના ઘાસ સહેજ હીલે છે. જો-ત્યાં ઘાસના તનખલાં હીલે છે. એનું કારણ શું! ઘાસની હેઠળ એ, ત્યાં સીંહ પડેલો છે."

જેકની આંખ સાધારણ માણસ કરતાં અતીશય બળવાન હતી અને તેણે આંખ ખેંચીને જોયું અને પછી તે બોલ્યો "હા–મેં જોયો. એ સીંહનું ડોકું આપણી તરફ છે."

"તુમા આપણને કશી ધાસ્તી નથી. કારણ કે એક જાનવર મારીને તેનો ખોરાક કરવા તે બેઠો છે અને આપણે જો તેની આગળ જઇશું તો તે જાનવર તેના કબજામાંથી લેવાની આપણી ધારણા છે એવું તે સમજશે અને દુર રહીશું તો આપણને છેડશે નહીં. તું જંગલમાં રહેવાનો છે માટે આવાં જાનવરની ખાસીયત તારે બરાબર જાણી લેવી જોઇશે. એકલદોકલ એપ મળી જાય તો તુમા હુમલો કરવાને ચુકે નહીં પણ જો ચાર પાંચ એપ સામતા હોય તો તુમા પોતેજ ગુપચુપ દુરથી ચાલી જાય. તુમા બેઠેલો હોય તો તેનો વાસ કેવો આવે તેની હું તુંને સમજ આપું."

આકુટે આવું શીક્ષણ જેકને આપવા માંડયું અને સીંહની હાજરી નજરે કેમ જોવી અને વાસથી કેમ પારખવી તથા કાનથી કેમ પીછાણવી તેનું ભણતર જાનવરથી આદમ જાતને લેવું જોઇયે એ પણ જેક શીખયો.

આકુટ ધીમે ધીમે આગળ ચાલતો હતો અને જેક સહેજ પછવાડે રહીને પોતાના નવાં શીક્ષણનો અનુભાવ મેળવતો હતો. તેટલાં આકુટે જોશમાં ચીશ પાડી. જેક ચોંકયો–આસપાસ જોયું તો એક ઝાડી ગયેથી એક સીંહણ બહાર નીકળતી તેણે દીઠી તે સીંહણ જેકની સાંમે આશરે પંદર કદમ દુર જમીન પર સંકોચાઇને બેઠી. એક છલાંગ જો સીંહણ મારે તો જેક તેની તરાપમાં સપડાય તેવો દાખલો હતો. આકુટે આ વેળા ચીશાચીશ કરી મુકી જેથી સીંહણે માથુ

ફેરવી તેની તરફ જોયું અને તે તકનો લાભ લઇ આકુટે કરેલા ઇશારાથી જેક દોડયો અને એક મોટાં ઝાડની ઝુલતી ડાંખલીને વળગી પડયો. સીંહણ ઘડીભર પોતાની નેમ ચુકી અને પછી જેકની પુઠે દોડી ડાંખલીથી લટકેલા જેક તરફ સીંહણે છલાંગ મારી પણ ફક્ત જેકના સુરવાલમાં તેણીના પંજા ભેરવાયા અને સુરવાલના ચીંદડાં થઇ ગયાં. બીજી પળે જેક સલામત ઝાડને મથાળે જઇ પુગયો.

આકુટ આ જોઇ એક ઉંચા ઝાડપર ચહડી સીંહણને ડાંખલી મારી તેણીને ખીજવવા અને ઠેકડી કરવા લાગયો. સીંહણ થોડો વખત ઉભી, તેણે જબરી બરાડ મારી અને પછી ગીચ જંગલ ભણી તેણી ચાલતી થઇ. ડગલે પગલે કેવી ધાસ્તી સમાયલી હતી અને જીંદગીનો સહેજબી ઘડીભર પણ ભરસો હતો નહીં એવું જેક પહેલેજ દહાડે શીખયો પણ તે શીખવા સાથે તે આવી જીંદગીની ખરેખરી મોજ મજાહ પણ લેવા લાગયો.

જેકનો હજીબી એવોજ ખયાલ હતો કે ટાપુના દક્ષીણ કીનારા ઉપર જઇ પુગવું અને તયાંથી કોઇ બંદરેથી ઇંગલાંડ ભણી રવાના થવું. આવા વીચારથી તે ધીમે ધીમે દરરોજ મંજલ કરવા લાગયો પણ તેમ કરતાં તે જંગલના વધુ અને વધુ ભીતરમાં દાખલ થતો ગયો. માણસ જાતે કોઇબી દીવસે જયાં પગ મુકેલો નહીં તેવા બીયાબાનમાં પોતાના સાથી સાથે તેણે લગભગ બે મહીના સુધી આ પ્રમાણે મુસાફરી કીધી. કોઇ શીકાર નજરે પડે તો તેની ઉપર છલાંગ મારીને કેમ ચહડી બેસવું અને પોતાના પંજા અને નખ વડે તથા દાંત

વડે તે શીકારને કેમ પકડીને કેમ મારી નાંખવો અને તેનું કાચું માંસ કેમ ખાવું ને જેક પુરેપુરૂં શીખતો ગયો.

એક દીવસે તેઓ સફર કરતા એક એવી જગાએ આવી પુગયા કે જ્યાં એક નાનું ગામડું તેમના જોવામાં આવયું. ગામડાંની બહાર નાનાં છોકરાંઓ રમતાં હતાં જેઓ તદન નગન હાલતમાં હતાં અને તેમની માતાઓ તેમનાથી થોડેક દુર બેસીને પોતપોતા વચ્ચે વાત ચીત કરતી હતી. સઘળાઓ કાળી ચામડીના હબશી કોમનાં હતા. લાંબે વખતે માણુસ જાતને જોઇ જેક ખુશાલ બનયો અને તે બાળકો સાથે રમવાની તેને ઉલટ આવી. તે બાળકો ભણી જેક જવા લાગયો પણ આકુટે તેનાં ખંભાપર પંજો મુકી તેને અટકાવયો. જેકે તે પંજો ખંખેરી નાંખયો અને ખુશાલીનો પોકાર કરતો તે બાળકો ભણી દોડયો. બાળકો કાળાં હતાં, કદરૂપાં હતાં અને જંગલી કોમના હતાં. પણ આખર માણુસ જાત હતાં જેમની સંઘમાં જવાની હોંશ જેક અટકાવી શકયો નહી. પણ તે બાળકોએ જેકનો અવાજ સાંભળતાં એક નગન ગોરી ચામડીનો, કદાવર બદનનો માણુસ દોડતો આવતો જોઇને બાળકો ગભરાયાં અને ગામડાં તરફ નાઠાં અને તેમની માતાઓ પણ ગભરાતની ચીસો અને બુમો પાડતી નાસી ગઇ. ગામડાં મધેથી તડાકામાં કેટલાંક માણુસો હાથમાં ભાલા અને તીર કામઠાં લઇને દોડતાં આવયાં જેક દોડતો અટકી ગયો અને તે દોડતાં આવતાં માણુસોને પોકાર કરીને સમજાવવા લાગયો કે તે એક મીત્ર તરીકે આવયો હતો. પણ તે હબશીઓ તેના બોલવાનો એક હરફ઼ બી સમજી શકયા નહીં અને તેઓએ ધસી આવવાનું ચાલુજ રાખયું. આકુટે પોકાર કરી તેને નાસવાને કહયું અને આખરે જેક નાસીપાસ થઇને તથા તે

માણસો તરફ ધીક્કાર દેખાડીને પીઠ ફેરવીને નાઠો અને ઝાડ ઉપર ચહડી ગયો, પેલાં માણસો ચોતરફ ફરી વળયાં અને જેકની શોધ તેઓએ ચલાવવા માંડી પણ જેક દુર નાસીને એક ઝાડની ડાંખળીઓ વચે છુપાઇને બેસી રહયો. બે કલાક સુધી તે હબશીઓએ શોધ-ખોળ ચલાવી અને પછી તેઓ સઘળા ધીમે ધીમે પાછા ફરવા લાગયા. એક માણસ સઘળાઓથી છેક પછાત પડેલો હતો તે બરાબર જેક વાળાં ઝાડની હેઠળથી પસાર થયો. જેક ઉપર તેની નજર પડી અને તેણે જેક તરફ પોતાનો ભાલો ફેંકયો. તે ભાલો છટકી ગયો અને બીજી પળે-જેમ એક વાઘ પોતાના શીકાર ઉપર એક છલાંગ સમેત જઇ પડે તેમ જેક તે હબશીના ખભા પર કુદી પડયો. બને જમીન પર પટકાયા પણ બીજીજ પળે જેક તે માણસની છાતીપર ચહડી બેઠો અને તેનું ગળુ પોતાની ગંઠાઇ રહેલી બળવાન બનેલી અને બીજાં જાનવરોને મારવાના અનુભવથી કસાયલી ચુંગાળમાં એવું તો ભચડયું કે બે પળમાં તે હબશી મારયો ગયો.

---

## પ્રકરણ ૭ મું.

### જંગલના બાદશાહ સામે બાથ.

નાની અકલ અને ઓછી સમજનો આકુટ વીચારમાં પડયો. જ્યારે જંગલી માણસોથી છટકીને જેક નાશી આવયો તયારે આકુટ એક ઝાડ પરથી બીજાં ઝાડ ઉપર કુદતો આગળ વધયો અને તેણે એવુંજ ધારયું કે જેક તેની પુઠે આવતો હશે પણ જયારે આકુટે પાછું ફરીને જોયું તયારે જેકને આવતો



બે પગમાં ઉછળી માર્યો ગયો.

(જુઓ પાનું ૪૫.)

દીઠો નહીં ત્યારે તે ચીંતામાં પડયો અને પોતાના જવાન છોકરાનના મીત્રને શોધવા ને પાછો ફરયો. થોડાંક ઝાડ કુદાવીને તે આગળ વધયો. એટલાં તો તે અટકી ગયો અને આ પ્રકરણને મથાળે લખયું છે તે મુજબ તે બાપડો વમાસનમાં પડયો. કારણ કે એક વીચીત્ર માણુસ ઝડપથી ચાલીને આવતો તેણે દીઠો. આંખ ખેંચીને તેણે જોયું અને તે નવાં માણુસનો ચહેરો બરાબર જોતાં તેના મુખ મધેથી ખુશાલીની એક નાની ચીસ પસાર થઇ ગઇ. તે નવો માણુસ બીજો નહીં પણ જેક પોતે હતો પણ નવાં રંગરૂપમાં સજ્જ થયલો હતો. તેના હાથમાં એક લાંબો ભાલો હતો અને તેના ખભાં ઉપર લાંબી, મંડારેદાં ઘાટની ઢાલ લટકાવેલી હતી કે જે હવે પેલા હુમલો કરનારા માણુસોએ પોતપોતાની ઢાલ લટાવી હતી. જેકનાં ટેટાં પર અને બાજુ પર પીતળનાં સાફ ઝલકતાં કડાં હતાં અને કમરથી ગુંટણ સુધી સીંહનું ચામડું લપેટેલું હતું અને તેનાં પટામાં એક મોટી વહેતી છરી ખોસેલી હતી.

આકુટનો અવાજ સાંભળતાં જેક કુદીને ઝાડ ઉપર ચહડી ગયો અને પોતે મેળવેલો આ માલ અસબાબ મગરૂરી સાથ તેણે આકુટને દેખાડયો. જેક બોલ્યો; “ મારા હથયાર વનના ખાલી હાથ વડે મેં તે લડાયક માણુસને મારયો. હું તેમનો મીત્ર થવા માંગતો હતો પણ તેઓ મારા દુશમનો બનયા. હવે મારા હાથમાં ભાલો આવયો છે અને હવે નુમા (સીંહ) ને દેખાડી આપશ કે એક ભાલાની મદદથી હું શું કરી શકું છ. આકુટ હવે આપણે ફકત એપ અને ગોરી ચામડીવાળાઓનેજ આપણા મીત્ર તરીકે ગણીશું. બાકીનાઓથી દુર રહીશું, અથવા તેમને મારી નાંખીશું. આ જંગલમાં રહીને આટલું હું શીખયો.”

હવે તેઓ પેલું હબશીઓનું ગામડું છોડીને વધુ અને વધુ દુર—ઉલટી બાજુના કીનારા તરફ ચાલવા લાગયા. દીવસો પસાર થયા અને જેક વધુ અને વધુ ગમત મેળવતો ગયો. કારણ કે ભાલો ફેંકવાની તાલીમ તે લેતો ગયો. પહેલાં તો ભાલો બરાબર ફેંકવાનું તેનાથી બનયું નહીં પણ એજ એકપુરી રમત અને કસરત તેને માટે હતી માટે તેણે તે ઉપર એટલી તો મહેનત ખુશીથી અને ખરેખર મોજ લેવા સાથે કરવા માંડી કે થોડાક દીવસમાં તેણે ભાલો આબાદ ફેંકવાની યુકતી સંપાદન કીધી અને જે નેમ ધારે તે નેમ મુજબ ભાલો ફેંકી શકે એવી તાલીમ પામવાથી તે મગન થયો અને તેની આવી નીશાનબાજી જોઇને આકુટ કાંઇ થોડો મગન થયો નહીં.

જેકના જીગરમાં એક ઉમેદ હતી. કીનારે જઇ પુગી તયાં કોઇ ગોરી ચામડીવાળા માણસો વચે ભેળાઇ જવા અગાઉ આકુટની જાતવાલા મોટા એપ વાંદરાઓ વચે થોડા દીવસ ગુજારવાની તેને ઉમેદ હતી. એવું જો બને તો જેક પોતાના પીતાને, ભવીષમાં મુલાકાત થતાં કહી શકે કે જે એપ વાંદરાઓ વચ્ચે તેનો પીતા સરદારી ભોગવી આવયો હતો તેઓ વચે સરદારના બેટા તરીકે પરોણાગત ચાખી આવવાની તેને તક મળી હતી. એપ વાંદરાઓના વસવાટવાલા ભાગમાં પોતે જઇ પુગશે તયારે તે વાંદરાઓ આગળ એક લાંબુ ભાશણ તે પોતે કરશે અને તેમના આગલા રાજા તારઝનની, તેમનાથી અલગ થવા પછીની જીંદગીનો હેવાલ તેમને આપશે એવી એવી અતકળો બાંધીને આ જવાન જીવડો મનમાં મલકાયા કરતો હતો.

આવી રીતે જે દીવસો પસાર થયા તે દરમયાન જેક ઉધરતો ગયો અને એવો બળવાન બહાદુર અને ચંચળ જડકુ

બનનો ગયો કે આકુટ પણ તેની આવી લાયકાત જોઇને અજબ થવા લાગ્યો અને પોતાનો ચેલો આવો બાહોશ બનયો હતો તે જોઇને તેને અદેખાઇ તો ઉપજતી નહીં, પણ ઉલટી બહુજ ખુશી અને મગન બનયો. જબરા કદના જંતુની સીંહની હાજરીનો વાસ આવતાં આકુટ ચેતી જતો અને તેમ જેક પણ ચેતી જતો પણ જયારે આકુટ તે જાનવરથી દુર જવાની કોશેશ કરતો તયારે જેક બેધડક તેની સામો થતો અને સીંહની લગભગ પડોશમાંથી તે પસાર થતો. અજબ જેવું હતું કે સીંહ જેવાં જાનવરો જેકને છેડતા નહીં. કારણ કે પોતાની જીંદગી દરમયાન કદીબી નહીં જોયલું, બે પગનું, ગોરી ચામડીનું અને આવી વીચીત્ર ચીજો બદન પર લઇને ફરતું જાનવર તે જંગલી સીંહોએ કદીબી જોયું હતું નહીં અને તેથી તેઓ આવાં વીચીત્ર જાનવર પર તરાપ મારવાની હીંમત કરતા હતા નહીં.

પણ જેમ સઘળાં માણસો એકજ ખાસીયતના અને એકજ વીચારનાં હોતા નથી તેમ સઘળા સીંહ પણ એકજ ખાસીયત કે વીચાર ધરાવતા હોતા નથી. જો દશ સીંહ જેકથી ડરીને અલગ થઇ ગયા હોય તો અગયારમો સીંહ પણ તેમજ નાખતી કરીને ચાલી જવો જોઇએ એમ કરતું નથી. તેવા અગયારમાં સીંહની સામે એક દીવસે જેકને થવું પડયું અને સઘળા સીંહને ધીક્કારથી હસી કહાડી તેમની પડોશમાંથી બેડર પસાર થવામાં ઝાઝું ડહાપણ નથી એવું જેક તે દીવસે શીખયો. તે સીંહ ઝાડી વચેથી પસાર થતો હતો. જેકની નજર તેની ઉપર પડી. જેકના જમણા હાથ તરફ તે સીંહ હતો અને ડાબી બાજુએ આકુટ ચાલતો હતો.

સીંહ ઝાઝો દુર હતો નહીં અને આકુટ પણ લગભગ જોડમાં હતો માટે જેકે પોકાર કરી આકુટને કહયું: "દોડ,

આકુટ, દોડ; મારી જમણી બાજુએ ઝાડી વચ્ચે નાગુ છુપાઇ બેઠો છે. ઝાડ ઉપર નાશી જા; હું–તારઝનનો બેટો–તારો બચાવ કરશ."

જેક આ પ્રમાણે બોલી સીધો સામો સીંહ તરફ ઉભો. જેક ધારતો હતો કે સીંહ તેને જોઇને જેમ બીજા સીંહ ચાલી ગયા હતા તેમ–ચુપચુપ ચાલી જશે. બીજા સીંહ શયતાન દાખો કરીને ચાલી ગયા હતા ખરા પણ આએ, જે અસાધારણ રીતે મોટાં જબરાં કદનો અને અતીશય ઝનુની વીકાળ જણાતો હતો તેણે ઉલટીજ વગાણ ધારણ કીધી. આકુટ તરતજ પામી ગયો કે જેક ખરેખર અતીશય મોટી ધાસતીમાં આવી પડયો હતો. તેણે ઝાડ ઉપર ચહડી જઇ પોકારો કરીને જેકને બોલાવયો પણ જેક ઉભોજ રહયો. કારણ કે સીંહ ઘણો નજદીક હતો અને જો જેક પીઠ ફેરવીને નાસવાની કોશેશ કરે તો પાછળથી ફક્ત એકજ છલાંગ મારીને સીંહ તેને વળગી પડે તેવો મામલો હતો.

આકુટ એક ઝાડ ઉપર ચહડી ગયો હતો અને તેની તરફ પીઠ કરીને જેક ઉભો હતો. જેકની સામે સીંહ ઘુરકતો અને પુછડી પછાડતો, ડોળા કકડાવતો અને દાંત કચકચાવતો છલાંગ મારવાના ધારણાથી જમીન પર સંકોચાઇને બેઠો હતો. શીંહની અગાઉ પછવાડે એક મોટું કાંટાદાર ઉંચું ઝાડ હતું. તે ઝાડ ઉપર જો જેક ચહડી જાય તો સીંહથી બચે, પણ તે ઝાડ અને જેકની વચ્ચે જંગલનો બાદશાહ પોતાના બળવાન પંજા અને લાંબડી ડાચાં સાથ જેકનો શીકાર કરવા તઇયાર ખડો હતો.

એક યુકતી જેકને યાદ આવી. તેના હાથમાં ભાલો હતો અને રમત ગમતના મેળાવડાઓમાં લાંબો બાણ લઇ, દુરથી




બાંબુની મદદથી છલાંગ મારવાની યુક્તી.
(જુઓ પાનું ૪૯.)

દોડી ઉંચી તડી કુદાવવાની કસરતમાં તેણે ઇનામ મેળવ્યાં હતાં જે કસરતની મદદથી આ વેળા આ સીંહથી બચવાની કોશેશ જેકે કીધી.

હાથમાં લાંબો ભાલો લઇને જેક ધમધુકાર સીંહની સામે દોડયો. આકુટ ઘાસની ખાઇને અને ઓચંબો પાગીને ચીસ પાડવા લાગયો, પોતાની ઉપર હુમલો આવતો ધારી તેની સામે ટક્કર ઝીલવાને સીંહ તઇયાર થયો. પણ જેક દોડતો ગયો તે હુમલો કરવા માટે નહીં પણ પોતાનો બચાવ કરવા માટે. તેણે સીંહની લગોલગ દોડી જઇ ભાલાનો છેડે જમીન પર મુકી એક જબરી મોટી છલાંગ મારી તે સીંહની પછવાડેના ઝાડની ડાલીને તે વળગી પડયો.

બાંબુની મદદથી છલાંગ મારવાની આવી યુકતી આકુટે અગાઉ કદીબી જોઇ હતી નહીં. જેકને આવી રીતે બચી જતાં જોઇ આકુટ તો એવો ખુશ થયો કે પોતાના રક્ષણવાળાં ઝાડમાં તે કુદવા નાચવા લાગયો અને નામુને તરેહવાર ઠેકડી કરીને ખીજવવા લાગયો. જેક ઝાડને વળગી પડયો ખરો પણ તે ઝાડ કાંટાદાર હતું માટે બેચાર સરેટા તેના નગ્ન અને સુંવાલી નરમ ચામડીપર પડયા.

સીંહ ઝાડ તરફ જોતો અતી ખીજવાયલો પોકારો કરતો ઉભો રહયો અને એવી તો બરાડ ઉપરાસાપરી મારી કે આખું જંગલ ગાજી ઉઠી રહયું. પણ તેની બરાડની ઉલટી આકુટે અને જેકે ઠેકડી કીધી. એક કલાક સુધી સીંહ ઝાડની આગળ ભમયા કીધો અને પછી તે થાકીને જંગલ વચ્ચે ચાલતો થયો.

જેક એક નવું લેસન શીખયો. નાહક જીંદગીને જોખમમાં નાંખવામાં મુરખાઇ હતી એવું તેણે જોઇ લીધું અને તે દીવસથી ખોટી મગરૂરી અને અહંકાર નહીં કરવામાંજ તેણે ડહાપણ વીચારયું.

જેક અને આકુટ આ જગાએ થોડા દીવસ થોભ્યા. કારણ કે જેકને પડેલા નાના જખમોમાં અકસ્માત થયો હતો અને તેથી તેને આસાયશ લેવાની જરૂર પડી હતી. થોડા દીવસ પછી તેઓએ પોતાની મુસાફરી પાછી ચાલુ કીધી.

---

## પ્રકરણ ૮ મું.

### બીજી બે ઉમેદ બરબાદ.

તેઓ બંન્ને ઝાડે ઝાડે કુદતા અને કોઇવાર જમીનપર ચાલતા, શીકારો કરતા અને અનેક રીતની ગમત મેળવતા આગળ વધતા હતા તેટલાં એક દીવસે એકાએક જેક ચોંક્યો. જમીન ઉપર પડેલાં પગલાં તેણે દીઠાં જે પગલાં માણસ જાતનાં હતાં અને વળી કેટલાક ભાર બરદારી જાનવરોના પણ હતાં. વળી તે નીશાનીઓ મધેના ચોકકસ પગલાં જોઇને જેક ખુશી થઇને નાચવા લાગ્યો, કારણ કે વેલાતી બનાવટના બુટનાં તે પગલાં હતાં. આખરે કોઇ ગોરા માણસોની મુલાકાત થવાનો પ્રસંગ હતો એવું ધારી જેક બહુજ મગન થયો. મોટી સંખ્યાના માણસો અને જાનવરોની ટોળી પસાર થઇ હોય એવું જણાયું. જેક ઉલટમાં આવ્યો હતો પણ આકુટ તેથી ઉલટીજ રીતની લાગણી દેખાડવા લાગ્યો, માણસ જાત સાથે કશું પણ કામ નહીં પાડવું એવો આકુટનો ઠરાવ હતો પણ જેક તો માણસ જાત વચ્ચે જવાને હવે આતુર બન્યો હતો. આકુટે જેકને ઘણો સમજાવ્યો, આકુટે કહયું; "તું તો અમારી જાતવાળો એક જવાન પણ ખુબસુરત એપ છે એમજ હું તો ગણું છું. આપણી કોમ વચ્ચે આપણે જઇશું અને

જેમ એકવાર તારો પીતા સધળી એપ કોમનો સરદાર અને રાજા બન્યો હતો તેમ તુંબી રાજા બનશે.

આકુટને બનાવી લેવા જેકે જવાબ દીધો "હું તો કોઇ ગોરા માણસની મુલાકાત એવી ધારાણાથી કરવાની ખાહેશ રાખું છું કે મારા માતપિતા ઉપર મારી તરફનો એક સંદેશો તેમની મારફતે મોકલવો."

પણ આકુટ પોતાની નાની સમજદારી અને ઠગઆક્કલ છતાં ચેતી ગયો કે પોતાની અસલ કોમ વચ્ચે ભેળાઇ જવાની ધારણા જેક રાખતો હતો અને એમ ધારીને આકુટ ખરેખર ગમખાર બન્યો. જેકના પીતાને જે જોરથી તે ચાહતો હતો તેવાજ જોરથી જેકને તે ચાહતો હતો અને એક શીકારી કુતરો જેમ પોતાના ધણી તરફ અખંડ વફાદારી દેખાડે છે તેમ જેકને તે જંગલી પણ સમજદાર જાનવર વફાદારીથી વળગી રહયો હતો.

જમીનપર પડેલાં પગલાંની નીશાની મુજબ જેક આગળ વધ્યો અને આકુટ તેની પુંઠેપુંઠ ચાલ્યો; જાણે જેક કોઇ ધાસ્તીવાળી જગાએ જતો હોય અને ધાસ્તી જેવી આવી પડે કે તરતજ તેને તેમાંથી ખેંચી લેવાને પોતે તઇયાર હોય તેમ જેકની પીઠે તે બહુ લગોલગ રહીને ચાલતો હતો.

એક ટોળી પસાર થતી હતી. આશરે એક ડઝન હબશીઓ ભારે બોજા લઇને ચાલતા હતા અને થાકથી કે બીમારીથી તેઓ સહેજ અટકતા તો તેમની સાથવાળા બીજા હથીયારબંધ હબશીઓ તેમને લાકડી વડે મારીને બોજો ઉઠાવવાની અને ચાલવાની ફરજ પાડતા હતા. તે ટોળીને મુખડે બે રાક્ષસી કદના ગોરી ચામડીવાળા માણસો હતા જેમની મોટી બરાવદાર દાઢી અને મોટી મુછને સબબે તેમના વીકાળ ઘાતકી ચહેરાને ઓરબી વધારે બીહામણું રૂપ મળતું હતું.

જેક આ ગોરી ચામડીવાળા દષ્ટાંતોને જોઇને મગન થયો અને તેના જીગરમાં ખુશાલીની લાગણી પેદા થઇ પણ બીજીજ પળે તે ખુશાલીની લાગણીની જગાએ કેહર અને ધીક્કારની લાગણી ઉત્પન થવા પામી. કારણ કે તે ગોરા માણસો પોતાના હાથ માહેલા ચામડાના ચાબુકથી પેલા ગરીબ ભારબરદારી હબશીઓની નાગી પીઠપર જબરા ફટકા લગાવતા હતા.

આકુટને ધીમેથી જેકે કહયું. "આએ માણસોના રૂપમાં શયતાનો છે. એવા માણસો સાથે મુસાફરી કરવાનું હું કદી પણ પસંદ કરૂં નહીં. અગર જો એમની સાથે હું રહું તો એ માણસો મધેનો જે પહેલો માણસ ગરીબ હબશીને ફટકો લગાવે તેનો ટોટો ભચડી, ગરદન કચડી જીવથી મારી નાંખું."

તે એપ કશું બોલ્યો નહીં અને જેક ઝાડ ઉપરથી કુદીને નીચે ઉતરયો અને સપાટામાં તે ટોળી તરફ ચાલ્યો. તે થોડેક ચાલ્યો તેટલાં તો એક ગોરા પુરૂષે જેકને દીઠો; જાણે તેને એકાએક ધાસ્તી ઉપજી હોય તેમ તેણે પોકાર કરયો અને પોતાના હાથ માંહેલી બંદુક જેક તરફ ટાંકીને ગોળી છોડી. તે સારે નસીબે નેમ ચુકયો અને તે પછી તે ટોળી માંહેલા હથ્યારબંધ હબશીઓ અને બીજો ગોરો માણસ ગોળી બાર કરવા લાગ્યા. જેક તરતજ, સહેજબી ઇજા પામ્યા વના એક ઝાડની પાછળ છુપાઇ ગયો. આ ગોરા માણસો કેપ્ટન નહી પણ જેનસન અને માલવીન હતા અને મેરીયમને ઉઠાવી જવાની કોશેશમાં નીશફળ નીવડીને તેઓ તરતજ ઉચાંગરી કરીને નાસતા હતા. રખેને મેરીયમનો કબજો ધરાવનારો હબશી સરદાર પુઠે આવી લાગે એવી તેમને ચીંતા હતી માટે જેકને જોતાંજ તેઓ ભડકયા હતા અને જેકને મારી નાંખવાને તેઓએ દમબદમ ગોળીઓ છોડવા માંડી.

જેક છુપાઈ ગયો અને તે ક્યાં હતો તે પેલાં માણસો જાણી શક્યાં નહીં. જેકને તેઓએ અઝરનો દીઠો હતો માટે તેઓ તેને માટે હવે જરા નરમ પડીને, અટકળો બાંધવા લાગ્યા. કોઈ કહે કે તે એક હબશી લડવઈઓ હતો; ત્યારે કોઈ કહેવા લાગ્યો કે ગોરો હથીયારબંધ જંગલી માણસ હતો, અને વળી એક જણે તો એવું પણ કહ્યું કે અગીઆર ફીટની ઉંચાઈનો અને હાથીના જેવી સુંઢ સાથના માથાનો તે કોઈ પ્રાણી હતો.

તેઓ ધીમે ધીમે આગળ વધી બંદુક અને રીવોલવર હાથમાં તઈયાર રાખી તપાસ કરવા લાગ્યા પણ જેક અને આકુટ દુર નીકળી ગયા હતા અને ઝાડોની ગીચ ડાલીઓ વચ્ચે બેસીને છુપેથી ચીમાઈને સઘળો તમાશો જોતા હતા.

જેક નાઉમેદ નાસીપાસ થઈ ગયો ને ઉચ્વાસથી બોલ્યો. "નાના જાનવરો ધાસ્તી ખાઈને મારાથી નાશી જાય છે; મોટાં ફાડી ખાનારા જાનવરો મને મારીને શીકાર કરવા માંગે છે; કાળા હબશીઓ ભાલાથી મને બેજાન કરવાની ધારણા રાખે છે, અને હવે ખુદ ગોરા માણસો પોતાની બંદુકો અને રીવોલવરથી મારૂં ખુન કરવાની કોશેશ કરે છે. આખી દુન્યામાં સઘળાઓ મારા દુશમન બન્યા છે, શું તારઝનના બેટાનો કોઈબી દોસ્ત દુન્યામાં છેજ નહીં ?"

આકુટ આ સાંભળીને જેકની લગોલગ આવ્યો અને બહુ પ્રીત અને દીલસોજીથી પોતાનો પંજો તેનાં ખભાંપર મુક્યો. વાંદરાઓની ભાષા ઘણી ભાંગી તુટી અને અધુરી હોય છે. તેઓ થોડાક શબ્દો ગળાંમાંથી અને છાતીના જોરથી કહાડે છે અને બાકીનું જે કહેવું હોય તે ઇશારાથી સમજાવે છે,

માટે આકુટે જે જવાબ દીધો તેનો તરજુમો જો કરયે તો નીચે મુજબનો થાય.

"તારા દોસ્ત છે અને તે મોટા એપ છે. આકુટના તેઓ દોસ્ત છે અને આકુટના દોસ્તના પણ તેઓ દોસ્ત બનશે. ફક્ત મોટા એપ જરૂરજ તારઝનના બેટાને આવકાર દેશે. આ માણસો તારી સાથે કામ પાડવા માંગતા નથી તો તુંબી તેમનાથી દુર રહેશે. આપણે જઇશું અને આપણી પોતાની કોમ જે એપ છે તેની શોધ ચલાવીશું."

"ઠીક છે, ચાલો, આપણી કોમ જે મોટા એપ વાંદરાઓની છે તેને શોધવા જઇયે." જેક ગમખાર થઇને બોલ્યો પણ આકુટ તો જેકનો આવો ઇરાદો જાણીને ખુશાલ બની નાચવા કુદવા લાગ્યો.

તેઓ થોડેક વધ્યા તેટલાં એક નાનાં હરણને ઝાડ હેઠળથી પસાર થતું તેઓએ દીઠું. એક સપાટામાં આ બે મીત્રના પંજામાં તે ઠાર થઇ ગયું અને તેઓએ જંગલના ફળ અને આ હરણના કાચાં માંસનો સ્વાદ લઇ લઇને નાસ્તો કીધો.

એક વરસ પસાર થઇ ગયું—એક વરસ !

એ વરસ દરમ્યાન બીચારી નાનકડી મેરીયમ દુખ અને સંકટ પામતી, ફક્ત ગીકા આગળ પોતાના દુખની વાતો કહેતી, ગીકાના બેહેરા કાનમાં પોતાના તેની તરફના પ્યારની લાગણી જાહેર કરતી અને ગીકાની ઉગર વનાની છાતીમાં દીલસોજીની લાગણી ઉત્પન કરવાની આશા બાંધતી. હબશી ગામડાંમાં દીવસ ગુજારતી રહી, પણ વળી બીજી તરફ જેક પણ શીકાર કરવામાં અને જંગલની જીંદગી ગુજારવામાં મોજ મેળવતો રહયો, આકુટને "જેક" નામ ગમ્યું નહીં માટે પોતાની મરજીથીજ વાંદરાઇ ભાષામાં તેનું નામ "કોરેક"

યાને "મારી નાંખનાર" પાડ્યું. એક વરસ પસાર થઇ ગયું હતું પણ જેક હજી છોકરોજ હતો પણ તે છોકરો કેવો! અજાયબી ઉપજાવનારૂં જોર તે ધરાવતો હતો, ઝાડે ઝાડ કુદવાની ચંચલાઇ અને ચપલતા એક વાંદરાને વીસરાવે તેવી દેખાડતો હતો અને બળવાન આકુટ સાથે તે રમત કરવામાં કુસ્તી ખેલતો ત્યારે આકુટ આજેજ થતો હતો. વાંદરાઓ અને તેમાં ખાસ કરીને એપ વાંદરા કેવી રીતે લડે છે તેની તાલીમ આકુતે એવી તો અચુક રીતે જેકને આપી કે તેવા લડાઇ આકુત સાથે ચલાવતાં જેક હમેશાં ફતેહમંદ ઉતરતો અને પોતાના ચેલાની આવી હુશીઆરી જોઇને આકુટ હરખાઇ જતો.

એક દીવસે તેઓ શીકાર કરી ખાઇ પીને લેટેલા હતા તેટલાં બહુ દુરથી તેમને કાંઇ અવાજ સંભળાયો. આકુત એકદમ ચોંકીને ઉભો થયો. તે બોલ્યો. "એપ; મારી કોમવાલા એપ; તેમના નાચ અને હોકહાકનો આ અવાજ છે. આખરે તેમનો પત્તો લાગ્યો. ચાલ આવ કેરેક આપણે તેમને જઇને મળ્યે અને તેમની સાથે જોડાઇયે."

જેક ખુશીથી તેની સાથે ચાલ્યો. પોતાના પીતાની એક વારની વફાદાર માનીતી પ્રજાને જોવાની તેના જીગરમાં ખુશાલી ભરી ઉમેદ ઉતપન થઇ. આકુટે બરાબર જેકને સમજ આપી આ જંગલી જાનવરો વચ્ચે એકાએક જવાનું હતું નહીં પણ તેઓ નાચતાં થાકી જાય અને પેટ ભરીને ખાઇ પીને આરામ લેવા માંડે ત્યારે તેમની આગળ જવાનું બંધ બેસતું થઇ પડે એમ આકુટે સમજાવ્યું. એપનું મોટું ટોળું એક મોટા કુંડાળામાં જબરા જોર સહીત નાચતું કુદતું હતું. આકુટે સમજાવ્યું કે "આ ટોળાંઓ આજે પોતાના નવા રાજાની

નીમણુંક કરી છે. અને તેની ખુશાલીમાં આ નાચ ચાલે છે. હમણા એપની આગળ જવામાં સલામતી નથી."

તેઓ બંને એક ઝાડ ઉપર છુપાઇને બેસી રહ્યા અને સઘળો દેખાવ ચુપચુપ જોવા લાગયા. નવો રાજા અતી મોટાં જબરાં કદનો અને ગંજાવર બળનો એપ વાંદરો હતો, જે આગલા રાજાને મારી નાંખીને બાદશાહી મેળવવા પામ્યો હતો. જયારે સઘળા વાંદરા નાચતા તદનજ થાકી ગયા અને જોઇએ તે કરતાં અતીશય વધારે ખાઇપીને ધરાઇ રહ્યા ત્યારે તેઓ ધીમે ધીમે ઉંઘાવા લાગયા આ પ્રસંગે આકુટે કહયું; "કોરેક હુશીયાર થા; મારી પુંઠે આવ, જેમ હું કરૂં તેમજ તું કરજે."

વાંદરાઓ સુતેલા હતા તે જગ્યાથી થોડેક દુર એક ઝાડ પર જઇને તેઓ બંને ઉભા અને આકુટે બહુજ ધીમો ઝીણો અવાજ પોતાના ગળામાંથી કહાડયો. તેજ ઘડીએ દસ પંદર વાંદરાઓ કુદીને ઉભા થયા. રાજાએ આ જોડીને ઝાડ ઉપર જોઇ અને ખીજવાટ અને ગુસ્સામાં તેણે ઘુરકવાનો પોકાર કહાડયો. તેના બદનના બાલ કાંટા મીસાલ ઉભા થયલા હતા, અને ખીજવાટ તથા ઝનુનમાં તેના દાંત કચકચતા હતા. તેની પાછળ બીજા કેટલાક જવાન નર વાંદરા હતા.

"હું આકુટ છું." આકુટે રાજાને કહયું; મારી સાથવાળો આએ કોરેક છે તારઝનનો બેટો છે, જે તારઝન એપ વાંદરાઓનો બળવાન અને ઇનસાફી રાજા હતો. હું પણ એપનો એકવાર રાજા હતો. તમારી સાથે રેહવા, વસવા, તમારી સાથે રહીને શીકાર કરવા અને તમારી બાજુમાં રહીને તમારા દુસ્મનો સામે લડવા અમો આવયા છીએ. અમો મોટા શીકારી છીએ. અમો ખરા લડાયક છીએ. અમારી સાથે સુલેહ સંપથી મીત્રચારી બાંધો એવી અમારી માંગણી છે.




"હું એરિક છું"

(જુઓ પાનું ૫૭)

રાજાની આંખ લાલ લોહીયારી બની ગઇ અને તેને ઝનુન ચઢડયું હોય અને તે વધુ અને વધું જોરદાર બનતું હોય એવો તેનો દેખાવ થયો. તેણે તરતનીજ બાદશાહી મેળવી હતી અને તેટલા માટે આએ બહારના પારકાંઓને જોઇને તેને અદેખાઇ ઉપજી. પોતાની પદવી ઉપર કદાચ તરાપ પડશે એવી ચીંતા પણ તેને ઉતપન થઇ તેમાં માણસ જાત તરફ તેણે ધીક્કાર હતો માટે એક માણસને જોઇ તેને વધારે બીજવાટ ઉપજયો.

"જા-અહીંથી ચાલી જા-જા-નહીં તો તમોને બંનેને મારી નાંખશ." તેણે ઘુરકતા અવાજે કહયું.

જેક તો આ ટોળીમાં સામેલ થઇ મોજ ભોગવવાની ઉમેદમાં હતો અને રાજાનો આ પોકાર સાંભળી તે અજબ અને નાસીપાસ થયો. રાજા બરાબર તેમની નીચે જમીન પર ઉભો હતો અને તેના બીજા મદદનીશો તેનાથી થોડેક છેટે અરધ કુંડાળા રૂપે ઉભા હતા. રાજા પર કાંઇ હુમલો થાય તો તરતજ તેને મદદ આપવાને તેઓ તઇયાર હતા, તો જો કે રાજા એવો બળવાન હતો કે તેને આ બેની જોડી સામે લડતાં કોઇની મદદની જરૂર પડે એવું હતું નહીં. જેકની ધારણાની કશી અટકળ આકુત બાંધે તે અગાઉ તો જેક ઝાડપરથી કુદીને જમીનપર આવ્યો અને રાજાની બરાબર સામે ઉભો રહયો.

"હું કોરેક છું" જેક પોકાર કરીને બોલ્યો. "હું 'મારી નાંખનાર' છું. તમો વચ્ચે તમારા એક મીત્ર તરીકે રહેવા વસવાને હું આવ્યો છું. તમો મને હાંકી કહાડવા માંગો છો તો ભલે હું ચાલી જાવું છું. પણ જવા અગાઉ હું તુને દેખાડવા માંગું છું કે તારઝનનો બેટો તારા કરતાં વધારે

ચહડયાતો છે—તારઝન જે અગાઉ તમારો રાજા અને સરદાર હતો તેનો બેટો તારાથી-કોઇની રાજાથી-કે કોઇની વાંદરાઓના ટોળાથી ડરી જવાનો નથી."

આકુટ આ બનાવ જોઇને અજબ થયો અને પોકાર કરીને જેકને કહેવા લાગ્યો કે તેણે પાછું ફરવું. રાજા પોતે પણ ઘડીભર દીગમુઢ થયો. આવી હીંમત અને બહાદુરી જોવાની વકી તેણે રાખી હતી નહી. પણ બીજી પળે રાગનું ઝનુન પુર જોશ સાથે ઉભરાઇ આવ્યું અને તે એકદમ જેક તરફ ધસ્યો અને તેઓની બથાંથમાં જેકને પકડી તેને કચડીને મારી નાંખવાને સારૂં તેણે પોતાના બંને હાથ લાંબા કીધા. પણ એપ વાંદરા સાંમે કેમ લડવું તે જેક શીખી રહેલો હતો અને વળી બોક્ષીંગ રમતમાં તે ઉસ્તાદ હતો. જેવા પોતાના હાથ જેકના બદનની આસપાસ ઘેરીને જેકને ખેંચવાની રાજાએ કોશેશ કીધી તેવીજ જેકે બેઠક મારી અને તેના બથાંથમાંથી તે છટક્યો અને પોતાના બળવાન બનેલા હાથની મુંગાલથી અને બાજુના ગંઠાયલાં ગોટલાંની મદદથી એવી તો કકડાવીને એક મુકકી રાજાને પેટમાં લગાવી કે રાજા તો ચીસ પાડતો ગોલાંટ ખાઇને ઉછલાઇજ ગયો.

આ વેળા જેકને મદદ કરવીજ જોઇયે એવું આકુને જોયું. જેકની પાડોશમાં જઇને ઉભું રહેવું તે મોતને આમંત્રણ કરવા બરાબર હતું એમ આકુટ જાણતો હતો. છતાં એક ઘડીભરબી તેણે આનાકાની કીધી નહી; છલાંગ મારીને તે જમીન પર ઉતરયો અને બીજા સઘળા વાંદરાઓ આ ઝટકાથી આચંબો પામી ઘડીભર સ્થીર થઇ ગયા હતા તેનો લાભ લઇ જેકને કમરમાંથી પકડી ઉંચકી લઇ આકુટ વાહોમ દોડયો—નાઠો.

બનેલા બનાવથી આશ્ચર્ય પામીને સ્થીર થઇ ગયલા વાંદરાઓ હવે જે બન્યું હતું તેનો ખયાલ કરીને અને પોતાના રાજાને અપમાન થયલું જોઇને વીફાળ બનયા અને આકુટની પુઠે દોડયા. આકુટ ઘરડો હતો પણ કઉવતદાર હતો તે દોડયો; સપાટામાં દોડયો અને બીજા વાંદરાઓ જેઓ નાચવાથી અતીશય થાકી ગયા હતા અને જોઇએ તે કરતાં અતીશય વધારે જોભરીને તદન અશક્ત બની રહેલા હતા તેઓ ઝાઝી ઝડપથી દોડી શકયા નહીં અને વળી લાંબે છેટે દોડવાની શકની ટકાવી શકયા નહીં. આમ હોવાથી આકુટને નાસવાનું અને દુરના ઝાડ ઉપર ચડી જઇ જેક સાથે છુપાઇ બેસવાનું ફાવયું. એપ વાંદરાઓ તેમને શોધવા એમ તેમ ફરયા, પોકારો મારયા, ચીશેઃ પાડી અને પછી થાકીને ધીમે ધીમે સઘળા રવાના થઇ ગયા.

અતીશય દુર નીકળી જવા પછી આકુતે પોતાની બગલમાંથી જેકને છુટો કીધો. જેક તો આકુટ ઉપર ખીજવાઇ ગયો અને ગુસ્સાથી બોલ્યો.

"શું કરવા તું મને ઘસડી લાવયો ? હું તેમને પાઠ શીખવતે. સઘળાઓને હું ચકુમન આપતે. હવે તો તે લોક એમ ધારશે કે હું હીચકારો હતો અને બીહકણ બનીને તેમનાથી નાસી ગયો."

"તેઓ જે કાંઇ ધારશે તેથી તુને કશી ઇજા થવાની નથી પણ તેઓ જે કાંઇ કરતે તેથી તુંને ઇજા થતે, બલ્કે તારૂં મોત નીવડતે." આકુટે જવાબ દીધો. "તું જીવતો છે.—એટલે બધું છે. જો તુંને ઘસડી નહીં લાવતે તો અત્યારનો તું મારયો ગયો હતો અને તુંને બચાવવાની કોશેશમાં હું પણ મારયો જતે. તું શું જાણતો નથી કે મોટા એપ વાંદરા એથી વધું

સંખ્યાના હોય છે. ત્યારે નામુ (સીંહ) પણ તેમને છેડવાનું અંખાડા કરે છે! તે શા કાજે? શું નામુ બીકણુ અને નાહીમત છે તેથી કે? તે સમજે છે કે તેમની સામે થવામાં બહાદુરી નથી પણ નાદાની અને હુલકાઇ શીખી લે. બહાદુરી અને હુલડાઇ વચ્ચે ફરક છે.

---

## પ્રકરણ ૯ મું.

### જુલમી હુબસીનાં થોભડાંનો ખુરદો.

એપ વાંદરાઓએ જેકને હાંકી કાહાડયો તે પછી બીજે દીવસે નાસીપાસ નીરાસ થયલો જેક ગમખાર બનીને પોતાના એક પુરા માનીતા અને વફાદાર ગોઠયા આકુટ સાથે ખોરાકની શોધમાં નીકળયો અને એપના રાજાની મુલાકાત ફરીને કરવાનો અને તેને પોતાના ભાલાની અણીનો સ્વાદ ચખાડવાનો જેકનો ઇરાદો હતો, પણ આકુટ તે સમજી જઇ તેને વધુ અને વધુ દુર ચલાવતો ગયો. તેઓએ ખોરાક મેળવ્યો, પાણી પીધું અને આસાયશ લીધી અને તે પછી ઝાડ પર ચહડી આસપાસના દેખાવ તરફ નજર કીધી. તે પછી તેઓ પાછા જમીન પર ઉતરયા અને ધીમે ધીમે આગળ ચાલ્યા, તેટલાં બને જણા એકદમ એકી વખતે એકાએક ઉભા રહી ગયા. બનેના ડોકાં એક તરફ વાંકા વલ્યાં. જાણે પથરના કોતરેલાં પુતળાં હોય તેમ તેઓ થોડીક પળ સ્થીર ઉભા રહ્યા જે પછી જેક થોડાક પગલાં આગળ ચાલ્યો અને સફાઇથી એક ઝાડ પર કુદી ગયો. આકુટ તેની પુઠેજ હતો. તેઓએ એવો સહેજ્જથી અવાજ કીધો નહીં કે જે કોઇ માણસ જાત ગમે તેવો નજદીક હોય તોબી સાંભળી શકે.

થોડે થોડેવારે તેઓ થોભતા અને પછી એક ઝાડથી બીજા ઝાડપર કુદી તેઓ આગળ વધતા. દેખીતી રીતે તેઓ મનમાં બહુ ગુંચવાતા હતા અને પોતાનો ગુંચવાડો જાહેર કરવાને તેઓ એક બીજા તરફ જોતા હતા. આખરે જેક જોઈ શક્યો. થોડેક છેટે એક નાનું ગામડું હોય એવું તેને જણાયું. કેટલાંક ઘાસનાં અને વાંસનાં ઝુપડાં હતાં અને કેટલાંક બકરાંના ચામડાંના બનાવેલાં તંબુ હતા. જંગલી ફાડી ખાનારા જાનવર માફક જેકના દાંત કચકચ્યા. કાલા હબશીઓના વસવાટનું તે ગામડું હતું એમ તેણે જાણ્યું અને હબશીઓએ તેની તરફ જે વરતણુક ચલાવી હતી તેનું વેર લેવાનો તેને ખ્યાલ આવ્યો. તેણે આકુટને ઇસારો કરીને કહ્યું "તું અહીંજ થોભજે–હું જઈને તપાસ કરી આવું"

જંગલના હાથ જેવાં મોટાં રાક્ષસી કદના ઝાડો એક બીજાની લગોલગ ઉગેલાં હતાં. જેમની ડાળીઓ ઉપર કુદતો, ડાંખળીઓથી લટકતો અને લાંબી ઠેકી ફલાંગ મારતો જેક આગળ વધ્યો. ગામડાંની છેક નજદીક જેક જઈ લાગ્યો ત્યારે તેણે કોઈનો અવાજ સાંભળ્યો. અવાજ જે દીશાએથી આવતો હતો તે દીશાએ તે આગળ વધ્યો. પીઠ કરીને એક માણસને બેઠેલું તેણે દીઠું અને પોતાનો ભાલો ઉઠાવ્યો–બીજીજ પળે તે ભાલો તે માણસની પીઠમાં આરપાર પસાર થઈ જતે પણ જેકે જોયું કે માણસ લગભગ બાળક જેવું હતું અને એક બાળકને આ પ્રમાણે મારી નાંખવું તે બીચકારાપણું અને ઝનુન પાપ જેવું હતું. ઝાડની ડાળી ઉપરથી ડોકાઈને તેણે જોયું તો એક નાની છોકરી–હબશી જેવી કાળી નહીં પણ સહેજ સાંવલાં રંગની ચામડીની–બેઠેલી હતી. તે પોતાના હાથમાં એક ઢીંગલીને લઈને રમતી હતી. આ છોકરી મેરીયમ

હતી–તે ઢીંગલી બેડોલ સુરતની "ગીકા" હતી. મેરેયમનો ચહેરો જેક જોઇ શક્યો નહીં પણ ગીકા તેણે જોઇ અને આવી રમુજી બેડોળ દેખાવની પુતળીને જોઇને તેને હસવું આવ્યું. મેરીયમ પોતાની ગીકાને જાણે પોઢાડતી હોય તેમ ખોળામાં લઇને એમ તેમ ડોલાવીને આરબ ભાષામાં હાલેડું ગાતી હતી. કોરેક જે 'મારી નાંખનાર' કહેવાતો હતો તેની નાજુક લાગણી પર અસર થઇ અને આ છોકરીને પોતાની ઢીંગલી સાથે રમતી જોવાની મોજમાં તે એવો તો ખુશાલી ચકચુર બની રહ્યો કે એક કલાક પસાર થઇ ગયો તેનું તેને ભાન રહ્યું નહીં. તે છોકરીનો પુરેપુરો ચહેરો તે જોઇ શક્યો હતો નહીં, પણ ફકત ભરાવદાર લાંબા કાળા બાલનો જથ્થો અને સાંવલાં નાજુક ઘટમદાર હાથ તે જોઇ શકતો હતો.

લોહી રેડવાનો –ઠાર મારવાનો–સઘળો ખ્યાલ કોરેકના ભેજાંમાંથી નાબુદ થઇ ગયો અને તેના નાજુક અમીર ખવાસના જીગરમાં પ્રીતી અને દીલસોઝીની લાગણી ઉભરી આવી. ગુપચુપ તેણીની આગળ જઇને ઉભું રહેવાનો તેણે વીચાર કીધો. પણ તેમ કરતાં તેણી ભડકીને નાસી જાય, ધભરાઇને ચીસ પાડે અને પાછો પોતે દુશ્મની હુમલાની જંજાળમાં આવી પડે એવી ચીંતા પણ તેને ઉપજી.

આવો વીચાર કોરેક–જેક–કરતો હતો તેટલાં તે ગામડાંની પાદરે કાંઇક ગડબડ થતી તેણે સાંભળી. ઝાડને મથાળેથી તેણે જોયું કે એક વનજાર ગામડાંમાં દાખલ થતી હતી અને તેને આવકાર દેવાને ગામડાંના રહેવાસીઓ તેની તરફ ખુશાલીના પોકારો કરતા દોડતા હતા. એક જબરાં મોટાં કદનો હબશી ઘોડેસ્વાર થઇને પહેલાં ચાલતો હતો અને તેની પાછળ મોટો રસાલો હતો. તેઓ ઉંટ ઉપર અને ગધેડાં



"મેરૈયમ"

(જુઓ પાનું ૬૨.)

ઉપર મોટો માલ અસબાબ લાધીને આવતા હતા અને કોઇ લાંબી મંજલ કાપી આવેલા હોય તેવા થાકેલા લાગતા હતા. પણ સફર સફળ અને ફતેહમંદ ઉતરી હોય તેવો દેખાવ રજુ કરનારી ખુશાલીની નીશાની તેમના ચહેરાઓ ઉપર જણાતી હતી. મેરીયમ તો આ સઘળા બનાવોથી બેખબર રહેલી, એકલીજ એકાંતમાં સઘળાઓથી અતીશય દુર રહેલી અને તંબુની પાછળ બેઠેલી પોતાની ઢીંગલીને રમાડવા અને તેણીની સાથે પોતે રમવામાં એવી તો મશગુલ થયલી હતી કે આ ગડબડ તરફ તેણીનું ધ્યાન ખેંચયું નહી.

પેલી વનજાર ગામડાંમાં દાખલ થઇ અને સઘળા ગામ વાસીઓ માલ અસબાબ ઉતારવામાં અને તે જગેજગ ગોઠવવામાં રોકાઇ ગયા અને તે કામમાં ગામના પુરૂષો સ્ત્રીઓ અને બાળકો પણ જોડાયાં. જ્યારે વનજાર સાથે આવેલાં માણસો થાક ઉતારવાને જમીન ઉપર બેઠા અને પોતાની સફરની હકીકત બીજાઓને કહેવા લાગયા તથા તેમને પાણી વગેરે આપવામાં કેટલીક સ્ત્રીઓ રોકાઇ ગઇ.

જે જબરાં કદનો હબશી વનજારને મોખડે ચાલતો હતો. તેને ગામનાં સઘળાં માણસો નમન કરતાં હતાં જે ઉપરથી જોઇ ધારવું કે તે આખાં ગામડાંનો સરદાર અને મુખત્યાર હોવો જોઇએ. તે કરડા ચહેરાનો ઝીણી ઝનુની આંખનો માણસ હતો અને પોતાને નમતાં ગામવાસીઓ તરફ તેણે સહેજબી નજર કીધી નહિ. પણ પોતાનો ઘોડો ચલાવીને એક તંબુ આગળ તે જઇ લાગયો અને ઘોડા પરથી તે ઉતરયો ત્યારે બીજા માણસો દોડતાં આવ્યાં અને ઘોડાને તેઓએ સ્વાધીનમાં લીધો. જે તંબુની પાછળ મેરીયમ બેઠી હતી તેજ તંબુના આગલા દરવાજા આગળ તે હબશી ઘોડા પરથી ઉતરયો અને

તંબુનો પરદો ઉઠાવી તેણે માહે જોયું જે પછી તે ધીમે કદમે ચાલતો તંબુની પાછળ મેરીયમ વાળી જગ્યાએ આવ્યો.

કોરેકે ધાર્યું કે આ હબશી આ છોકરીનો પીતા હશે પીતા અને બેટી વચ્ચે પ્રીતભરી મુલાકાત થશે એવો ખ્યાલ તેને આવ્યો અને મનમાં વમાસવા લાગ્યો કે—

"જો હું પાછો મારી માતાને અને પીતાને મળું તો તેઓ કેવા હરખથી મને છાતીએ દાબે અને પ્રીત દેખાડે ! એજ પ્રમાણે લાંબે વખતે પાછો ફરેલો પીતા આએ પોતાની દીકરીને ગળે લગાડશે અને આએ છોકરી વહાલ કરીને પીતાની ગરદનની આસપાસ હાથ નાંખશે. મારા નસીબમાં મારા માત પીતાની એવી પ્રીતભરી મુલાકાત લેવાનું હાલ તરત જણાતું નથી—પણ ખયર આએ બાપ દીકરીને મળતાં જોવાની મજાહ હું ભોગવી લેવશ."

આવો વીચાર કરીને કોરેક ઝાડની ડાંખળીઓ વચ્ચે છુપાઇને બેસી રહયો.

હબશી સરદાર ધીમે કદમે મેરીયમની પીઠ પાછળ આવીને ઉભો. હજુબી તે છોકરી તે હબશીની હાજરીથી બેખબર હતી. થોડીક પળ તે ઉભો અને પછી તેણે સેહજ ખંખાર માર્યો. તે છોકરી એકાએક જબરી ચોંકી અને તેણીએ માથું ફેરવીને તે હબશી તરફ જોયું. તેણીએ માથું ફેરવયું તેથી જેક હવે તેણીનો આખો ચહેરો જોઇ શકયો તે મધુરો, અતી ખુબસુરત, નીરદોષ બાળક સમાનનો ચેહરો હતો. તેણીની કાળી મોટી આંખ ભડકેલાં જાનવર માફક તણાએલી હતી. તે છોકરી આ હબશીને જોઇ ખુશાલીથી કુદીને ઉભી થશે અને તે હબશીની ગરદને વળગી પડશે એવી આશા જેકે રાખી હતી. પણ તેને બદલે તો તે છોકરી ધ્રુજરાયલી, બીહયેલી અને ધાસ્તી ખાઇ ગયલી હોય તેવી

લાગી ને છોકરી પોતાની જગાએથી ખસવા લાગી પણ પેલા હબશીએ તેણીને એક જોરમાં લાત મારી અને જમીન પર ગબડાવી દીધી અને પછી તેનું પાંખડું પકડી તેણીને પટકી નાખી.

તે હબશીના બરાબર માથાં ઉપર એક પળ અગાઉ જે દીલસોઝ પ્રીતી અને ખુશાલીથી છલાછલ થતાં છોકરનો જવાનયો બેઠો હતો ત્યાં હવે એક વીકાળ ફાડી ખાનારા સીંહ નો અવતાર ધારણ થયો. સીંહ રૂપે જેક તે ઝાડપર વીકાળ બની ગયો અને ગુસ્સા તથા ધીક્કારથી તેનું બદન ધ્રુજવા લાગ્યું તે છોકરીને પટકી નાંખી ફરીને તેણીનું પાંખડું પકડવા તે હબશી વાંકો વળયો પણ તેટલાં તો તે હબશી અને મેરીયમની વચ્ચે જેક કુદી પડયો.

હબશીને અચંબો ઉપજ્યો અને જેક તરફ તેણે જોયું. જેકના ડાબા હાથમાં ભાલો હતો પણ તેનો ઉપયોગ કરવાનો ખ્યાલ જેકને આવ્યો નહીં. તેણે પોતાના જમણા હાથની લોખંડી પંજાની અને પોલાદી ગોટલાંથી બળવાન થયલી મુકકી એવી તો સજડ હબશીના ડાચામાં લગાવી કે હબશીના થોબડાંનો ખુરદો થઇ ગયો અને તે બેહોશ થઇ ચટોપાટ છપાયો અને તેનાં નાંખ અને મોહડાંમાંથી લોહી વહેવા લાગયું.

મેરીયમ આ વેળા ઉભી થઇ તેણીને હોરેક પકડીને પોતાના પાસાંમાં દાબી. આવી રીતે રક્ષણ આપી છાતીસે દાબનારૂં માણસ આજેજ મેરીયમે પેહલીવાર જોયું અને તેણે જેકના પાસાંમાં વધું દબાઇ તેણીએ ધ્રુજતાં ઇશારો કરીને જેકને સમજાવયું કે આ હબશી જો પાછો હુશીયાર થશે તો તેણીને અને જેકને બંનેને મારી નાંખશે અથવા પોતાના માણસો પાસે મારી નખાવશે.

મગરૂરીથી જેકે પેહલાં તો છાતી કહાડી માથું ઉંચુ કીધું અને હબશી કે તેના સો માણસોની પણ પોતે દરકાર કરવાનો નથી અને સો માણસો સામે એકલે હાથે લડવાને તઇયાર થશે એવો તેણે દેખાવ કરયો પણ તેજ ઘડી ઘરડા અનુભવી આકુટની શીખામણ તેને યાદ આવી કે ' બહાદુરી અને હુલ્લડાઇ વચ્ચે ફરક છે.'

જેક તેમજ મેરીયમ, બંને, એક બીજાની ભાષા સમજી શકતાં હતાં નહીં માટે જેકે ઇશારાથી તેણીને પુછ્યું કે "તું મારી સાથે આવશે?"

મેરીયમે ખુશીથી માથુ ધુનાવી હા કહ્યું અને તરતજ જેકે તેણીને ઉપાડીને પોતાના ખભાં પર લીધી અને છલાંગ મારી ઝાડની ડાંખળીને વળગી પડી તે ઝાડને મથાળે જઇ પુગ્યો અને આ બોજા સાથે તે ઝાડે ઝાડે કુદતો આગળ વધ્યો. નાના હરણ અને જવાન ઝેબરાનો શીકાર કરી તેમના બદન ખાંધે બાંધીને ઝાડો પર કુદતાં માઇલો સુધીની મંજલ કરવાની તાલીમ તે લઇ ચુકયો હતો અને તેના કસાયલાં બદન અને અથાગ જોરને સબબે આ નાનકડી છોકરીનો બોજો તેને મનસે તો બીસાત વનાનો, માત્ર ફુલ સમાન લાગયો. મેરીયમ પણ તેને ગરદને વળગીજ રહી, તેણીએ જેમ જેકની ગરદનને પકડી રાખી તેમ વળી પોતાની નાની કદરૂપી ઢીંગલીને પણ તેણીએ એક હાથે પોતાની છાતીસે દાબી રાખી.

પોતાના નવા દોસ્ત અને પોતાને જુલ્મી જાલીમથી બચાવનારા દીલસોઝ મીત્ર ઉપર કોઇ ખુદરતી બસારતથી મેરીયમને વીશવાસ બેઠો અને મેરીયમ આ પ્રમાણે આ જંગલ બીયાબાનમાં જેકની જોડીદાર થઇ. વીધાતાએ સરજેલું તેજ

ગયું યાને જેક અને મેરીયમની જોડી આ જંગલમાં લાંબો વખત મંગળ કરવાને એકકની જોડમાં આવા બનાવથી આવી પડયાં.

---

## પ્રકરણ ૧૦ મું.

### "મારો ડોરેક."

પોતાના ખભાં પર નાઝુક નાની મેરીયમને લઇને જેક સપાટામાં દુર નીકળી ગયો અને તે પછી જ્યાં તે આકુટને થોભવાને કહી ગયો હતો તે જગ્યાએ તે આવી પુગયો. ગંજાવર કદના જબરા વીક્રાળ આકુટને જોઇને મેરીયમ ગભરાટમાં પડી અને તેણીએ ધાસ્તીની એક ચીસ પાડી અને જેકને ગળે વધું જોરથી તેણી વળગી પડી. આકુટ સમજ્યો કે કોરેક એક શીકારને પકડી લાવ્યો છે અને એમ ધારીને તે ઘુરકતો જેકની આગળ આવ્યો. તેને મનસે એક નાની નાઝુક છોકરી અને એક વાંદરું જનુની બચ્ચું એક સરખાં હતાં તે છોકરી અજાણી હતી માટે તેણીને મારી નાંખવીજ જોઇયે એવો આ જંગલી જાનવરનો ખ્યાલ હતો. આકુટે પોતાના હોઠ ચઢાવી પોતાના કરવત જેવા તીક્ષણ મોટા દાંત ખુલ્લા કરયા પણ તેજ વખતે કોરેકના દાંત તેવીજ રીતે ઝનુનમાં ખુલ્લા થયા. આકુટે જોયું કે જેક તે છોકરીની હીમાયતમાં ખુદ આકુટની સામે થવાને તઇયાર હતો.

આકુટે વીચારયું કે "કોરેક પોતાને માટે એક જોડીદારને લઇ આવ્યો છે." અને એમ ધારીને પોતાના કોમી કાયદાને માન આપીને તે સહેજ દુર ગયો અને કાંઇ ઉંડા વીચારમાં મશગુલ થયો હોય તેમ ગુપચુપ બેઠો.

જેકે એક જાડી સલામતી ભરી ડાંખળી ઉપર મેરીયમને બેસાડી અને પછી તે આકુટની નજદીક ગયો અને બોલ્યો "આએ છોકરી મારી સાથેજ રહેશે અને આપણે બન્ને જણા એનું રક્ષણ કરીશું."

આકુટે પોતાના ખભાં ચહડાવયાં. નાનાં બાળક જેવી એક છોકરીની જંજાળ માથે રાખી મુકવાની ગોઠવણ તેને ગમી નહીં. વળી આવી બાલ વનાની સુંવાળી ચામડીવાળી અને એપ માદા જેવા ચહેરા સાથે સરખાવતાં તદનજ વીચીત્ર અને આકુટને મનસે બેડોળ બદસુરત ચહેરા વાળી છોકરી જેકને કેમ પસંદ પડી હશે તે બાપડો આકુટ સમજી શકયો નહીં. તેણે તો એવીજ ઉમેદ બાંધી હતી કે જયારે હશે તયારે કોઇ મજાની જવાન અને ખુબસુરત વાંદરીનેજ જેક પોતાની માશુક બનાવશે.

કોરેકના ખોળામાં સુઇને મેરીયમે રાત ગુજારી પણ તેણીને દયત જેવાં મોટાં તનબદનના આકુટથી ધાસ્તી ઉપજવાનું તો ચાલુજ રહયું. એક નાના હરણનો જયારે જેક અને આકુટે શીકાર કર્યો ત્યારે કાંઇ નવુંજ જોવાનું મેરીયમને મળયું કે જે નવું–શીકાર પકડવાની રીત–તે ત્યાર પછી રોજબરોજ જોતીજ રહી. તરતના મારેલાં હરણનું તાજું કાચું માંસ ખાવાની મેરીયમે આનાકાની કીધી જે જોઇને જેક તરતજ જંગલમાં દોડયો અને કેટલાંક તાજાં ફળ લાવીને મેરીયમ આગળ મુકયાં જેથી મેરીયમ ઘણી રાજી થઇ.

જેક હવે મેરીયમ સાથે એપ વાંદરાની ભાષામાં વાત કરવા લાગયો જે મેરીયમ સમજી શકી નહી. અને મેરીયમે અરબી ભાષામાં વાત કરવા માંડી જે જેક સમજી શકયો નહીં આમ અરસપરસ અજાણી ભાષાઓમાં ગોળા ગગડતા હતા તે

દેખાવ જોતો આકુટ મનમાં કાંઇ રમુજ લેતો ચુપચુપ બેસી રહયો. આકુટને સઘળી જેકની બોલીની તો સમજ પડી પણ મેરીયમ કાંઇ અજબ પ્રકારનું હશી કહાડયા જોગ બડબડ કરતી હતી એવું તેને લાગ્યું. હવે તેણે જોયું કે મેરીયમ તેનાથી બીહતી હતી, મેરીયમને રમુજને ખાતર બીહવાડવા અને તેમ કરીને મોજ મેળવવા આકુટ મેરીયમની આગળ આવયો. મેરીયમ તેનાથી ડરીને જેકના પાસામાં વધારે દબાઇ. જાણે પોતાની ચુંગાલમાં મેરીયમને પકડવાની ધારણા રાખતો હોય તેવો દેખાવ કરીને આકુટે પોતાનો હાથ લાંબો કીધો. મેરીયમે બીહને ચીસ પાડી. જેકની જોરાવર મુકકી આબાદ આકુટની હડપચીની નીચે પડી અને આકુટ ઝાડ ઉપરથી ઉથલાઇને જમીન ઉપર સખત ઝીંખાયો.

જેક ઝાડ ઉપરથી એપને પડેલો જોઇ હસ્યો પણ બીજીજ પળે તેના ચેહરા ઉપર ધાસ્તીના ચીનહો ફરી વળયાં. જયાં આકુટ પડયો હતો ત્યાં નજદીકનીજ ઝાડીમાં સહેજ ખડખડાટ થયલો જેકે સાંભળયો અને બીજીજ પળે શીતા (ચીતો વાઘ) ઝાડીમાંથી નીકળી ઉભા થતા આકુટની પીઠ ભણી કુદયો.

મેરીયમ તો આ જોઇને ફાટીજ ગઇ, પણ કોરેક એક ઘડીભર પણ થોભયો નહીં. ચીતાનો પંજો આકુટના પીઠને લાગે તે અગાઉ તો ચીતાની ગરદન પર જેક આવી પડયો અને પોતાના સંગીન બનેલાં ડાંચાથી પોતાના દાંત તેની ગરદનમાં બેસાડયા અને કમરેથી છુરી કહાડી તેની છાતીમાં ભોંકી. ચીતાએ આવો હુમલો થવાની વકી રાખી હતી નહીં. તે ઉથલાઇ ગયો અને પોતાની પીઠે વળગેલી બલાને ખંખેરી નાંખવાને તેણે અછાડપછાડ કીધી. આકુટ છલાંગ મારીને ઝાડ

પર ચઢડી ગયો પણ બીજીજ પળે તેની નજર નીચે પડી અને જે બનતું હતું તે તેણે જોયું. જેટલો સપાટામાં તે ઝાડ ઉપર ચઢડી ગયો હતો તેથાં બેવડી ઝડપથી તે પાછો નીચે આવ્યો અને હવે ચીતાને બે દુશમનો સામે લડવું પડયું. મેરીયમને ધાસ્તી ખવાડવાની આકુટની વરતણુંક જેક ભુલી ગયો અને જેકે લગાવેલી મુકકીની વાત આકુટ ભુલી ગયો અને તેઓ એક બીજા તરફની વફાદારી ભરી દોસ્તી અને અખંડ મોહબતને ખાતર એક બીજાને મદદ આપવા લાગ્યા અને આખરે જેકની છરી વાઘના જીગરમાં પેઠી અને છેવટ આવી ગયું.

જેક પાછો ઝાડ ઉપર ચઢડી ગયો અને મેરીયમની પાસે જઇ બેઠો જ્યારે આકુટે તે મુએલા ચીતાના બદન ઉપર ઉભો રહી એપ વાંદરાઓના રીવાજ મુજબ મળેલી ફતેહનો તેણે ભયંકર પોકાર કરયો.

આ ચાલેલી ખુંખાર લડાઇ જોતાં મેરીયમને ધાસ્તી અને અજાયબી ઉપજી તેમ વળી જેકની બહાદુરી અને આકુટનું જોર જોઇને તે કાંઇ થોડી અજબ થઇ નહી. આવીજ રીતે હળવે હળવે દીવસો અઠવાડીયાં અને મહીના પસાર થવા લાગયા. એ અરસામાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યો નહી યાને જેક અને આકુટને માટે કશો બનાવ નવો કે અગતનો હતો નહીં. પણ મેરીયમને માટે તો સઘળું નવુંજ હતું. જેક અને આકુટ સાથે વાતચીત ચલાવવામાં શરૂઆતમાં તો ઘણી ઘણી મુશકેલીઓ નડી પણ ધીમે ધીમે તેણી એપ ભાષા શીખવા લાગી અને થોડાજ વખતમાં જેક અને એપ સાથે તે ભાષામાં તેણી વાતચીત ચલાવવા લાગી. વળી પહેલાં તો શીકાર દરમ્યાન તેણી બીહતી હતી, પછી તેણી તેવા

બનાવમાં મોજ લેવા લાગી અને ત્યારબાદ તેણીએ શીકારના કામમાં મદદ આપવા માંડી. કાચું માંસ ખાવાની તેણીને ધીમે ધીમે આદત પડી. શીકારની મદદ વેળા કે ચોકી પાહરો રાખવાની બાબતમાં આકુટ ફ્રેંક મેરીયમના સમાગમમાં આવતો બાકી હમેશાં મેરીયમથી દુર રહેવાનુંજ તે પસંદ કરતો. કારણ કે તેણે એકજ દાખલામાં જોઇ લીધું હતું કે ફક્ત રમુજ ખાતર મેરીયમને બીહધરાવવાથી જેક સાથની ગોઠવત અને દોસ્તીમાં ખલલ પુગવા જેવો સમો ઉભો થયો હતો. જેક તો તેણીની અતીશય જતન લેતો. મેરીયમને રાત ગુજારવામાં મુશકેલી પડતી હતી અને ઠંડીથી તેણી હેરાન થતી હતી તે જોઇને જેકે એક બુલંદ ઉંચા ઝાડને ગયાજે એક રાજો બાંધ્યો અને તે કામ બજાવવામાં મેરીયમે અને આકુટે મદદ આપી. આ માળામાં મેરીયમ રાત ગુજારતી અને ત્યાં તેણીને ઉંફ મળતી. તે માળો અતીશય ઉંચાણમાં હોવાથી ચીતો વાઘ ત્યાં સુધી આવે એવી ધાસ્તી હતી નહી. પણ જંગલના સાંપ અને અજદાહ કોઇ વાર નજરે પડતા અને તેમને મારી નાંખવાને માટે જેક અને આકુટને હમેશાં તઇયારજ રહેવું પડતું. વળી મોટાં કદના બબુન વાંદરા નજદીકમાં વસતા હતા જેઓ કોઇવાર અચાનક નજદીક આંવતા તો આ વીચીત્ર દેખાવની ત્રણની ત્રગડી જોઇને તે બબુન ફક્ત દાંત કચકચાવી નસકોરું ચઢાવી દુરથીજ પસાર થઇ જતા. જયાં તેઓએ માલો બાંધ્યો હતો ત્યાં નજદીકમાંથી એક નદી વહેતી હતી અને તેની આસપાસ ફળનાં પુરતાં ઝાડો હતાં, અને પક્ષીઓ પણ ભરપુર હોવાથી તેમનાં ઇંડા મોટી સંખ્યામાં મેળવી શકતાં અને નાના હરણ, બેગરા, સસલાં વગેરેનો શીકાર કરવાનું તેમને ફાવતું હતું.

સુધરેલી દુનયામાં પાછું ફરવાની આશા હવે જેકે છોડી ને માટે તેણે કરેલી બધી કોશેશ નીશફળ ગઇ હતી માટે હવે તે નાસીપાસ થઇ ગયો હતો; પણ જે સંગત અને સોહબતને માટે તે તલસતો હતો તે હવે મેરીયમની હાજરીથી તેને મળી ગઇ હતી અને મેરીયમની સંગતમાં તે સંતોષ માનીને બેઠો. બીજી તરફ મેરીયમ આ જીંદગીથી ઘણીજ ખુશ થતી હતી અને હબશીના ગામડાંમાં ગુજરેલી જુલમાત અને હાડમારીની જીંદગી સાથે સરખાવતાં હાલની જીંદગી તો તેણીને બેહશતખાના જેવી લાગતી હતી. બંને એક બીજાને સ્વચ્છ સાચા પ્યારથી—ભાઇ બહેન એક બીજાને ચાહે તેવા પયાર અને શીરીનગીરી સાથે ચાહતાં હતાં અને મેરીયમે કોઇબીવાર પ્યારનો કે મોહબત દીલસોજીનો એક બોલબી સાંભળેલો નહીં માટે જેકની પ્રીતીભરી લાગણીથી તેણીના નાજુક જીગરપર મીઠી અસર થઇ. કોરેક શીકારે જતો ત્યારે મેરીયમ તેની સાથે જોડાતી. ચુપકીદી કેમ જાળવવી અને સહેજબી અવાજ કર્યા વના કેમ ચાલવું હાલવું તે હવે તેણી પુરતી રીતે શીખી રહી હતી, ઝાડો પર કુદવાની અને છેક મથાળે જઇ ત્યાથી ડાંખલીએ લટકી બીજા ઝાડ ઉપર છલાંગ મારવાની તાલીમ મેરીયમે એવી તો સાબુત મેળવી કે આકુટ, જે પહેલાં મેરીયમની નબળાઇ અને બીહકણપણાને જોઇને ધીક્કાર દેખાડતો હતો તે પણ હવે શાબાશી આપવા લાગયો.

થોડાક માઇલને છેટે હબશીઓનું એક નાનું ગામડું આવેલું હતું. તે ગામડાં આગળ જઇને પાછું આવવાનું તો આ ત્રણ જણાને માટે ગોયા ખીસાત વનાનું હતું. આમ દશ માઇલ જવું અને તેબી દોડીને અને ઝાડો પર લાંબી છલાંગ

મારીને જવું અને તેમજ પાછું ફરવું એ તો આએ ત્રણ જણાની કસરત હતી અને સંગીન સખત ખોરાકને જેરવવા તથા જરૂપત કરવાને માટેનું આ એક અગતનું સાધન હતું. જેક તે ગામડાં મધેથી કાંઇ કાંઇ ચીજ ગુપચુપ ઉડાવી લાવતો. ઝળકતા દાણાના નેક-લેસ, બાંગડી વગેરે ઘરેણા મેરીયમને માટે તે લઇ આવયો, એટલુંજ નહીં પણ તેણીને માટે વાઘના અને હરણના ચામડાંના કપડાં લુગડા, એક નાનો ભાલો, એક મોટી છરી વગેરે હથીયારો પણ તે મેરીયમને માટે લઇ આવ્યો જેથી મેરીયમ બચાવ કરવાના અને હુમલો ચલાવવાના હથયારો વાપરવા લાગી. તેણી ધીમે ધીમે અંગ બદનમાં ખીલતી ગઇ. ખુલ્લી હવા, સખત કસરત, અને પુશટીકારક ખોરાક તથા પુરેપુરૂં આરામ ભરયું સુખ તેણીને જોરદાર અને જોબનવંતી બનાવવામાં મદદગાર થયું. કોઇવાર જેક અને આકુટ દુર જતા અને કોઇ નાનો શીકાર મેરીયમની નજરે પડતો તો તેણી પોતાના એકલા હાથે તે શીકારને મારવામાં ફતેહ મેળવતી અને તે જોઇને જેકને મગરૂરી અને આકુટને ખુશાલી ઉપજતી. નાના હરણ ઉપર હાથ અજમાવતાં તેણીએ વધુ આગળ વધીને હાથી જેવા બહાર નીકળેલા દાંતનાં ભુંડનો તેણીએ શીકાર કરયો જેથી આકુટ તો એટલો તો ખુશી થઇ ગયો કે તે ભુંડના બંને દાંત સંધાંથી છુટા કરી સાફસુફ બનાવી, એક યાદગારી તરીકે જાળવી રાખવા મેરીયમના ગળાંમાં હાંસરી મુજબ પહેરાવયાં.

વળી આ અરસામાં તેમના નવા દોસ્તો બનયા. નાની જાતના બહુ નાના કદના વાંદરા તેમની આગળ આવતા અને તેમની સાથે વાતચીત કરીને મજાહ મેળવતા. આકુટ હાજર હોતો ત્યારે આ નાનકડા વાંદરાઓ દુરજ રહેતા પણ આકુટની ગેરહાજરીમાં તેઓ જેક અને મેરીયમ આગળ આવતા

ખાસ કરીને મેરીયમ સાથે "નાસોગોસો" જેવી દોડધામ અને અછાડ પછાડની રમત રમતા અને તેઓ પણ પેલી લાડકી ઢીંગલી ગીકા તરફ પોતાની પ્રીતી દેખાડતા.

આ નાના વાંદરાએ વળી તદનજ નીર ઉપયોગી હતા નહીં. કોઈ હરણ કે ઝેબ્રા કે ઝીરાફ નજર પડતું તો તેઓ ગુપચુપ આવીને જેકના કાનમાં તેની ખબર પુગાડી જતા અને તેમજ વળી સીંહ કે વાઘ ભગતો જણાતો તો તેની બાતમી પણ આ ચંચળ નાના પ્રાણીઓ વખતસર આપી જતાં. તે નાના વાંદરાઓની ભાષા એપ વાંદરાઓની ભાષાને મળતી આવતી હોવાથી તેમની સાથે વાતચીત કરવામાં મેરીયમને ઝાઝી મુશકેલી પડતી નહીં. આ નાના કદના અને એપથી જુદીજ અને ઉતરતી કોમના વાંદરાએ "માનુ" ને નામથી ઓળખાતા હતા–માનુ સાથે વાંદરાઇ ભાષામાં મેરીયમ વાત કરતી અને તે વાતચીતનો તરજુમો અરબી ભાષામાં તેણી ગીકાને સમજાવતી. કારણ કે ગીકાને તો તેણી હજુણી પોતાની સઘળી ખાનગી વાતો કહેતીજ રહી હતી. ગીકાનો દેખાવ પણ હવે ફેરવાઇ ગયો હતો. હબશી ગામડાંમાં તે ઢીંગલી ઘાસની વણતનો પોશાક પહેરતી હતી પણ જંગલમાં તો મેરીયમે તેણીને માટે વાઘના ચામડાંનો પોશાક બનાવ્યો હતો અને તે પોશાકથી આ બદસુરત ઢીંગલી કાંઇક વધારે ખુબસુરત તો નહીંજ પણ વધારે અગલી દેખાતી હતી.

એક દીવસે આકુટ અને જેક દુરના ભાગમાં શીકાર માટે ગયા જેમને રવાના થવાને લાંબો વખત વહી ગયો. એવો બનાવ કાંઇ આજે પહેલો બન્યો હતો નહીં માટે મેરીયમને કાંઇ ઝાઝી ચીંતા ઉપજી નહીં. એક ઝાડના થડ આગળ મેરીયમ બેઠી હતી અને ઝાડના થડને અઢેલી ગીકાને તેણીએ

બેસાડી હતી. મેરીયમ પોતે ઘાસ ઉપર લેટી હતી અને તેણી પોતાની ઢીંગલીને પોતાના હ્રદયની ખરી લાગણી કહી સંભળાવતી હતીઃ—

"મારી નાની ગીકા, આપણો કોરેક ગયો તેને લાંબો વખત થઇ ગયો. એના વના આપુને ચેન નથી પડતું—ખરૂંની? આપણો કોરેક દૂર જાય છે ત્યારે આએ મોટાં જંગલમાં આપુને જરાબી સોહવાતું નથી. કોરેક આજે આપણે માટે શું લાવશે? મેરીયમને માટે નેકલેસ લાવશે કે? કે કોઇ દુષ્મનનો નરમ ચામડાંનો પેટી–કોટ લાવશે કે? કોરેક મને કહે છે કે દુષ્મનોઓ પાસેથી કાંઇબી લઇ આવવાનું જેટલું સહેલું હોય છે તેટલુંજ દુષ્મણો પાસેથી લઇ આવવાનું મુશ્કેલ હોય છે. કારણ કે દુષ્મની જો નહીં આપે તો તેને કોરેક મારી નાંખે. પણ દુષ્મણને તો ઉપાડીને કોરેક એક ઝાડના મથાળાં પર લઇ જાય અને મારા જોગું જે જોઇતું હોય તે તેણીની પાસેથી કઢાડી લઇ તેણીને પાછી છોડી દઇ નાસી આવે. જયારેબી ગામડાં તરફ કોરેક જાય છે ત્યારે પોતાને માટે તીર અને કામઠાં લઇ આવે છે અને મારે વાસ્તે રમકડાં ને ઘરેણાં લઇ આવે છે. જંગલ વચ્ચે કોરેક મહાન બળવાન છે—એવો આપણો કોરેક છે—ગીકા—નહીં, નહીં, એવો મારો કોરેક છે."

---

## પ્રકરણ ૧૧ મું.

---

### ગાફેલીનો ગઝબ.

મેરીયમ આ પ્રમાણે કોરેક–જેક–ની બહાદુરી અને ગુણના વખાણ કરતી પોતાના જીગરની લાગણી પોતાની નીરદોષપતા વચ્ચે પોતાની અવાચક ઢીંગલી આગળ જાહેર કરતી ચકચુર લેહરમાં હતી, તેટલાં તેણીના તે ખુશ ખ્યાલોમાં એકાએક

ખલલ પડી. પડોશના એક ઝાડની ડાંખળીથી લટકીને એક નાનકડો માનુ વાંદરો તેણીની આગળ બહુ ઉતાવળે કુદી આવ્યો. તે વાંદરો ઉશ્કેરાયલા અવાજે બોલ્યો:

"નાશી જા, ઉતાવળે નાશીજા, દુશમનો આવે છે."

પોતાની સુસેહશાંતીમાં અને ખુશનુમા ખવાબમાં ખલલ નાંખનારા તે નાનકડા વાંદરા તરફ મેરીયમે સહેજ નજર કીધી અને પછી તેણીએ જવાબ દીધો "નાસવું હોય તો નાસી જા."

"નહીં, નહીં તું નાશ ઝાડપર ચહડી જા." તે વાંદરો વધારે ઉશકેરાઇને ઇંતેજારીથી બોલ્યો.

"નાના માનુ તું નાહક ગભરાય છે. આ જંગલમાં જે મોટા કદાવર પ્રાણીઓ છે. તે ફકત કોરેક અને આકુટ છે. બીજા કોઇજ નહીં. શીકાર કરીને તેઓ પાછા ફરતા હશે અને તેમને જોઇને તું બીહધો હશે અને તેમને તેં દુશમનો ધાર્યા હશે. નાના માનું, કોઇ દહાડે તું તારો પોતાનો ઓળો જોશે અને બીહને નાસી જશે."

"દુશમન છે–મોટા એપ છે," એમ બોલતો અને ચેતવણીની ચીશો પાડતો માનું ઝાડ ઉપર ચહડી ગયો.

માનુએ જે દીશાએ પંજો કરીને દેખાડયું હતું તે તરફ મેરીયમે નજર કીધી. ઝાડો વચ્ચેથી બે કદાવર બદનોને પસાર થતાં મેરીયમે દીઠાં તે બે હતા અને મેરીયમે ધાર્યું કે તેઓ કોરેક અને આકુટ હતા.

દુરથી તેમને મેરીયમે દીઠા અને એક રમુજ કરવાનું મેરીયમને મન થયું. તેણીએ ધાર્યું કે પોતે ઉંઘાઇ ગઇ છે એવો દેખાવ કરવો અને જેકને ઠગવો. એવો વીચાર કરીને પોતાની આંખો બંધ કરીને મેરીયમ જમીન ઉપર પડી રહી. તેઓ નજદીક આવતા ગયા અને તેઓના પગલાંનો અવાજ

સાંભળીને મેરીયમ સહેજ ડરી. પણ તેટલાં તેમના પગલાંનો અવાજ બંધ પડી ગયો. કોરેક જયારેથી લાંબે છેટેથી લાંબે વખતે આવતો ત્યારે ખુશાલીનો પોકાર કરી મેરીયમને તેડતો—તેમ આ વખતે થયું નહીં. તેનું કારણ શું? તે પછી એવો ધીમો અવાજ તેણીને સંભળાયો કે કોઇ ઘણાજ ધીમાં પગલાંથી તેની આગળ આવતું હતું. કદાચ કોરેક પોતેજ કાંઇ રમત કરીને રમુજ મેળવવા માંગતો હશે તેણીએ પોતાની આંખ સહેજ ઉંઘાડી અને જેક ધીમેથી કેમ આવે છે. તે જોવાની તેણીએ કોશેશ કીધી પણ તે જોતાંજ તેણીની છાતી બંધાઇ ગઇ. તેણીની તરફ ધીમે પગલે કોરેક આવતો હતો નહીં પણ જબરો ગંજાવર કદનો એપ વાંદરો હતો અને તેની પાછળ તેવોજ બીજો વાંદરો હતો.

એક ખીસકોલીના જેવી ઝડપથી મેરીયમ ઉછળી અને પોતાના માથા ઉપર લટકતી ડાળી પકડીને ઝાડ ઉપર ચહડી ગઇ અને ડાંખળીઓ ઉપર કુદતી નાસવા લાગી. તેણીના પુઠે બેઉ એપ દોડયા. ઝાડોના છેક મથાળાંઓ ઉપર, કે જ્યાં મોટા વજનના ભારે એપ વાંદરા જઇ શકતા હતા નહીં ત્યાં નાના વાંદરાઓ ટોળાંબંધ ભેગા થયા હતા અને નાસતી મેરીયમ તથા તેણીની પુઠે લાગેલા એપની સાથે સાથે તેમના માથા ઉપર ભમતા આગળ વધતા હતા તથા તેઓ ચીસો પાડીને જબરૂં કોલીયાણુ કરી મુકતા હતા. વળી તે નાના વાંદરાઓ મોટા એપને તરેહવાર અપશબ્દ કહેતા તથા હીંમત રાખી નાશવાનું ઉત્તેજન મેરીયમને આપતા.

ઝાડ પછી ઝાડે કુદતી મેરીયમ આગળ વધતી ગઇ અને બનતાં સુધી ઝાડના એવા ઉપલા ભાગ પરથી પસાર થવા લાગી કે ત્યાંની નાજુક પતલી ડાંખળીઓ એપ જેવા ભારી

વજનના બદનને ટકાવી શકે નહીં. તે વાંદરાઓ જ્યારે લગભગ નજદીક આવતા ત્યારે મેરીયમ ઉપર આવીને, લાંબી છલાંગ મારીને હવામાંથી પસાર થતી. આ પ્રમાણે એક લાંબી છલાંગ મારતાં તેણીએ એક ડાંખળીને પકડી; તે ડાંખળી નીચે ઝુલાઈ પણ પાછી ઉંચકાઇ નહીં; તે ડાંખળી તેના સાંધામાંથી નબળી થયલી હતી માટે મેરીયમનું વજન તેને લટકતાંજ તે સાંધામાંથી છુટી થઇ ગઇ અને મેરીયમ તથા ડાંખળી નીચે પડયાં. તે ડાળ છોડીને મેરીયમે બીજી પકડી અને તેને લટકીને તેણીએ આગળ વધવાની કોશેશ કીધી પણ તે બે ત્રણ પળ આએ તુટેલી ડાંખળીની મોહકાનમાં પસાર થઇ ગઇ હતી તે મેરીયમને માટે નુકસાન કરનારી થઇ પડી. આ નાની નજીવી ઢીલે બુરૂં પરીણામ દેખાડયું. કારણ કે પેલા વાંદરાઓને મેરીયમની લગોલગ આવવાનું બની આવ્યું. અને જે મોટાં કદનો એપ આગળ ધસતો હતો તેણે પોતાનો લાંબો અને કાળા બાલથી ભરેલો હાથ મેરીયમની કમરની આસપાસ નાંખ્યો.

લગભગ તેજ ઘડીએ બીજો એપ ત્યાં આવી પુગ્યો. તેણે મેરીયમને મેળવવાને પોતાનો પંજો લાંબો કર્યો પણ પહેલાએ મેરીયમને એક હાથે પકડી રાખી બીજે હાથે પોતાના ગોઠયા સામે લડાઇ ચલાવી.

ઝાડના માહેલાં ભીતરમાં ડાંખળીઓની ગુચ વચ્ચે આ લડાઈ ચાલતી હતી. મેરીયમે પોતાની બલાંયમાં પકડી રાખનારા વાંદરાને બેવડું કામ બજાવવાનું હતું. એક તો પેલા ગોઠયા વાંદરા સામે લડવાનું હતું અને વળી મેરીયમને છટકી જતી અટકાવવાનું હતું. મેરીયમે તે વાંદરાની છાતી અને ગાલ ઉપર મુકકીઓ લગાવી પણ લાકડાં જેવા સુદન મારી ગયલા

તે ચામડાં ઉપર તેની નાજુક હાથની રૂના ગોટા જેવી નરમ મુઠ્ઠીની ફરી અસર થવા પામી નહી. મેરીયમે પોતાના દાંતથી તે વાંદરાના ખભાંમાં ડાપું ભરયું પણ વાંદરાના જાડા બાલ અને જાડી ચામડી ઉપર મેરીયમના ઝીણા મોતી જેવા દાંત કાંઇભી અસર પુગાડી શકયા નહી.

હાલતી અને લચતી ડાંખળીઓ ઉપર રહીને લડવાનું તથા મેરીયમને સંભાળી રાખવાનું તે વાંદરા માટે મુશકેલ થઇ પડયું જેથી તે વાંદરો કુદીને જમીન પર ઉતરયો અને તેની પડોશમાંજ તેનો હરીફ તેજ ઘડીએ આવી ઉભો. બંનેએ ત્રાશદાયક લડાઇ ચલાવી જે દરમ્યાન અનેકવાર મેરીયમ તેમના હાથમાંથી છટકી ગઇ, પણ જેટલી વાર મેરીયમ છટકી તેટલી વખત તેઓ લડવાને બદલે મેરીયમની પુઠે દોડી તેણીને પકડવા પર પહેલું ધ્યાન આપતા. એકવાર એકના હાથમાં તો બીજીવાર બીજાના હાથમાં મેરીયમ સપડાતી અને તેઓ એક બીજાને ફટકા લગાવતા તેમાં કોઇ કોઇ ફટકા ગરીબ બીચારી મેરીયમના બદન પર પણ પડતા. એક ફટકો મેરીયમને એવો પડયો કે તે જમીન દોસ્ત થઇ અને બેહોશ થઇ. મેરીયમ આ પ્રમાણે બેહોશ થઇ પડી તેથી તે બન્ને વાંદરાઓને વધારે સવળતાથી લડવાનું બની આવ્યું. એકબીજાને તેઓ મારતા, એકબીજાને દાપાં ભરતા, અને બંને પંજાથી નખરયાં દેતા, બંને લોહી લુહાન થઇ ગયા હતા. આસપાસના ઝાડો પર નાની જાતના સેંકડો વાંદરાઓ ઉભાઇ જતા હતા અને તેઓ જબરી ચીશ પાડતા હતા. તે લડનારાઓના માથાંઓ ઉપર સેંકડો પક્ષીઓ પોતાના ખુબસુરત દમામદાર પીછાં પોહળાં કરીને ઉડી રહયાં હતાં. દુરના છેટાં પર એક સીંહનો ગગડાટ થતો સંભળાતો હતો.

બંને વાંદરાઓ એકેકને વળગયા, એકેકના ચામડાં ચીરી નાંખ્યા અને દાંત વડે ખોટાં ઉખેડી કહાડયાં બંને જમીન પર પડતા. પટકાતા, એકેકને વળગેલા ગોલાંત ખાતા અને પાછા ઉભા થઇ એકકનાં મોહડાં માથાં ઉપર પંજાઓ મારતા. છેવટે એક વાંદરાએ બીજાની ગળાની નળી પોતાના દાંતમાં સાબુત પકડી અને કચડી. બીજાએ ગમે તેટલા અછાડા પછાડા મારયા પણ તેણે તે ગળાંનો કાકરો છોડયોજ નહીં. થોડી પળમાં લડાઇ ખતમ થઇ અને ગળાંની ઉખડી ગયલી નસ મધેથી ધમધુકાર વહેતાં લોહી સાથ એક વાંદરો મુએલો પડયો. જયારે બીજો બહુ જખમી થયલો પણ સલામત જીવતો રહેલો વાંદરો ઉભો થયો. મારયા ગયલા પોતાના હરીફની છાતી પર તેણે ઉભો રહીને ફતેહનો પોકાર કહાડયો જે વેળા નાના વાંદરાઓએ ચીશોથી એવું હલ્યાણ કરી મુકયું કે ગોયા આખું જંગલ તેથી ગાજી વાજી રહયું.

તે વાંદરાએ તે પછી મેરીયમને તપાસી. તેણીના ચહેરા ઉપર નાંખ મુકયું અને પછી તેણી જીવતી હતી એવી ખાતરી કરીને તેણે મેરીયમને ઉપાડીને પોતાની ખાંધ ઉપર લીધી અને જંગલ તરફ તેણે ચાલવા માંડયું અને નાના વાંદરાઓ તેની પુઠેજ દોડતા રહયા.

* * *

પેલી તરફ કોરેક શીકાર કરીને પાછો ફરયો અને નાના વાંદરાઓની ગભરાટ જાહેર કરનારી ચીશ તેણે સાંભળી તે સમજયો કે કોઇ ગંભીર બનાવ બનેલો હોવો જોઇએ. તે જાણતો હતો કે નાના વાંદરાઓ—માનુઓ—મેરીયમના મીત્ર હતા. કોઇબી માનુ જો બની શકે તો મેરીયમને મદદ આપવાને ચુકે નહીં એવી તેની ખાતરી હતી. જે તરફથી માનુ

ઓની ચીશનો અવાજ આવતો હતો તે તરફ જેક ઉતાવળે આગળ ધસ્યો. આકુટ પછવાડે આવે છે કે નહી તે જોવાની કે જાણવાની પણ જેકે દરકાર કીધી નહીં. મેરીયમની માનીતી ઢીંગલી તેની નજરે પડી. આવી રીતે પોતાની ઢીંગલીને કદીણી એકલી વીલી મુકીને મેરીયમ કયેણી જતી હતી નહીં. તેણે તે ઢીંગલી ઉપાડીને પોતાના કમરબંધમાં મુકી અને મેરીયમને બોલાવવાનો તેણે પોકાર કીધો. ફરી અને ફરી પોકાર તેણે કરયા અને જવાબ નહીંજ મળયો ત્યારે તેની ચીંતાનો પાર રહ્યો નહીં. માનુઓની ચીશનો અવાજ હજીભી સંભળાતો હતો, માટે તે અવાજને આધારે હવે તે યાહોમ દોડવા લાગ્યો. કદાચ મેરીયમ સંકટમાં આવી પડી હશે અને તેથી તેણીના બીજા માનુઓ ચીશો પાડી પોતાની દલગીરી જાહેર કરતા હશે અથવા તો મદદ માંગતા હશે. ફકત આટલોજ ખ્યાલ જેકને માટે પુરતો હતો અને તે પવન વેગે દોડયો.

થોડીજ પળ જતાં નાના માનુઓ મધેનો સર્વથી પછાત પડેલો એક માનુ તેને મલ્યો. અને તેણે ચીશ પાડી જેથી બીજા બે ચાર માનુઓ જેકની આસપાસ આવી ઉભા. તેઓએ જેકને બુમો પાડીને તથા પંજા વડે ઇશારો કરીને જમીન ઉપરનો દેખાવ દેખાડયો.

મુરદુ હોય તેવું મેરીયમનું બદન જબરાં કદના મોટા એપ વાંદરાના ખભાં ઉપર જોઇને જેકનું હઇડું ધપકતું અટકી ગયું. મેરીયમ મરણ પામી છે એવું ધારી તેણે પોતાની છાતી જોરસોર દાબી અને તેજ ઘડીએ તેના જીગરમાં કોઇ એવી લાગણી ઉભાવા લાગી કે જે લાગણીનું પજરણ શરૂઆતથીજ ચાલું થયું હતું, તેનો ખ્યાલ તેને હમણા સુધીમાં આવ્યો

હતોજ નહીં. તે હેવાનનાં ખભાં ઉપર પડેલાં બદનમાં પોતાની આખી દુન્યા, ખુદ પોતાનો જીવજાન, સમાયલો હતો એવું તેને લાગ્યું અને જીવતી મેરાયમને ખોદવા કાજે તેણીને મારનાર ઉપર વેર લેવાને તેનું લોહી ઉકળી આવ્યું. જેમ સીંહ ધ્રુરકે તેમ કોરેક ધ્રુરકયો અને તેનો અવાજ સાંભળતાં પેલો એપ વાંદરો થોભી ગયો અને તેણે માથું ઉઠાવીને કોરેક ભણી જોયું. તે વાંદરાને જોતાંજ કોરેકનાં ભેજાંમાં વધુ ઝનુન ચહડયું અને ધીક્કારની લાગણી વધુ જોશ પકડવા લાગી, કારણ કે તે વાંદરાને જેકે ઓળખ્યો. મોટા એપ વાંદરાની સંઘમાં જઇ વસવાની જેકે ઉમેદ બાંધી હતી અને તે ઉમેદ પાર પાડવા કાજે જેક અને આકુટ એપ વાંદરાઓ મધે જઇ પુગ્યા હતા ત્યારે, તે વાંદરાઓના નવા—તરતનાજ તખતનશીન થયલા—જે રાજાએ કોરેકને અને આકુટને હાંકી કહાડયા હતા તે તે રાજા હમણા મેરીયમનો કબજો ધરાવીને ઉભો હતો. જેકે તે જોયું અને તેથીજ તે વાંદરા સામેનું તેનું ઝનુન વધારે ઉશકેરાયું અને આગલું તથા હમણાનું વેર લેવાને તે શુરપર ચહડયો.

જેક ઝાડ ઉપર હતો પણ એક તડાકામાં તે નીચે આવ્યો અને સેંકડો માનુઓએ આસપાસના ઝાડોપરથી પોકારો કરીને તેને હીમત અને ઉત્તેજન આપ્યું. જેક છલાંગ મારીને જમીન ઉપર આવી પુગ્યો તે અગાઉ પોતાના નવા હરીફની સાંમે લડવાને સારૂં રાજા—એપ તઇયાર થઇ ઉભો અને મેરીયમના બદનને તેણે જમીનપર મુકી દીધું. જેકનો ચેહરો જોતાં તે એપ વાંદરાઓના રાજાએ પણ તેને ઓળખ્યો અને તે પણ પોતાને થયલાં અપમાન અને પેટમાં પડેલી સખત મુક્કીની યાદ તજી કરીને વેર લેવાને ઝનુનપર ચહડયો.

દેખાવ વીચીત્ર હતો. લગભગ સાત ફુટની ઉંચાઇનો અને ગેંડા જેવાં જાડાં બદનનો બળવાન સંગીન વાંદરો, લાલ લોહીયાળ આંખ અને રીસોઆયાં માફક ઉભા થયલા બાલ સાથે, મોહડાંપર ચહડેલાં ફીનથી વીક્રાળ અને ત્રાસદાયક બનેલા દેખાવનો લડવાને તઇયાર હતો, અને તેની સાંમે સુવાળી પટલી ગોરી ચામડીનો ઘટમદાર તનબદનનો જવાન્યો તે ઘસારાની ટક્કર ઝીલવાને ખડો હતો.

જેમ બે ઋતુની જબરા ગોધા એકેકની સામે ધસીને માથાની કકડાવીને ટક્કર લગાવે તેમ આ બન્ને હરીફો એક તરફ દોડયા અને એકેકને વળગી પડયા. જેમ જેક લાંબી મુસાફરી કરીને અને શીકારમાં આમ તેમ અફડાવા ઝુખાવાથી તથા મેરીયમની શોધ માટે પવન વેગે દોડવાથી થાકી ગયલો હતો, તેમ વળી એપ રાજા પણ પોતાના ગોઠયા સાથની છેલ્લી ખુંખાર લડાઇમાં સખત મહેનત કરીને થાકયો હતો તથા અતીશય લોહી જવાથી અને જખમી થવાથી તે નબલો પડયો હતો.

એપ રાજાને પોતાનો કબજો જાળવી રાખવાનો લોભ હતો અને તેમજ વેર લેવાની ઝેણુ હતી; તેમ કોરેકને બેવડું વેર લેવાનું હતું અને પોતાની જાતવાળી, પોતાના ઝીગરની પ્યારી, અને પોતાની હઇયાતીની લોહુબતણને મેળવવાની કોશેશ કરવાની હતી. આવી રીતે બે એકેકથી ઉલટા ખ્યાલના, ઉલટા ખવાસના અને ઉલટી ખાસીહતના હરીફો, ઝીંદગીનો પુરેપુરો છેડો આવે ત્યાં સુધી ઝનૂનેણ લડાઇ ચલાવવા અને એકબીજાને ઠાર કરવાની ધારણા રાખીને એકેકને વળગી પડયા.

---

## પ્રકરણ ૧૨ મું.



### તકદીરનો તોર શું છે?

ડોરેક અને એપ રાજા એક બીજાસે વળગી પડયા. ડોરેક —જેક—ફકત વેર લેવાનીજ ધારણાથી લડવા ઉતરયો હતો નહીં પણ મેરીયમને મેળવવાની તેની ખરી આરજુ હતી. કારણ કે હવેજ તેને લાગતું હતું કે પોતાની જીંદગી કરતાં પણ મેરીયમ તેને વધુ પ્યારી હતી. પહેલાજ સપાટામાં ડોરેકે પોતાના સંગીન ડાચામાં એપનું ગળું પકડયું—જે રીતે એપ રાજાએ પોતાના ગોઠયા વાંદરાના ગળાંનો કાંકરો કરડીને ઉખેડી નાંખ્યો હતો તેજ રીતે હવે તેના પોતાનાં ગળાંનો નળો જેકના ડાચામાં સપડાયો. બંને પછડાયા અફડાયા પણ જેક તેને એવો તો જળોની માફક વળગી રહયો કે તેને છુટો પાડવાની રાજાની સઘળી કોશેશ ફોકટ ગઇ.

આ આગડ પછાડની જીવલેણ લડાઇ ચાલતી હતી તે દરમ્યાન મેરીયમ સાવધ થઇ. તેણી ધીમેથી હોંશમાં આવી અને થોડીજ પળમાં સઘળી વાત તેના મગજમાં તાજી થઇ તથા બંને હમનબરદોને જીવ સટોસટની લડાઇમાં વળગેલા તેણીએ દીઠા.

"ડોરેક !" તેણી બોલી; "ડોરેક! મારા ડોરેક! હું જાણુતી હતીજ કે તું મારી મદદે આવશે; મારી નાંખ, ડોરેક; એને જીવથી મારી નાખ; છોડતો ના. એ મરી જાય ત્યાં સુધી છોડનો ના" તેણી કછળીને ઉભી થઇ અને જેકની નજદીક આવીને તેને હીંમત અને ઉત્તેજન આપવા લાગી.

મેરીયમે જોયું કે નજદીકમાંજ ડોરેકનો ભાલો પડેલો હતો. રાજા એપને વળગી પડતાં જેકે પોતાના હાથ માંહેલો ભાલો

ફેંકી દીધો હતો જેની ઉપર મેરીયમની નજર પડી. તરતજ મેરીયમે તે ભાલો ઉપાડયો અને જરાણી અચકયા વના, જરાણી ડમકમયા વના, આ લડાઇમાં જેકની હીમાયતમાં, પોતાના કોરેકની મદદમાં લડવાને તેણી તઇયાર થઇ. બંને જણા જમીન પર ગબડતા હતા અને પાછા ઉભા થતા હતા. મેરીયમે લાગ જોઇને ભાલાની ટોચ એપના પાંસળાંની વચ્ચે મુકીને પોતાના બંને હાથથી જોર કરીને ભાલો તેની છેક છાતીની અંદર ચલાવી દીધો. મેરીયમની આ મદદની જરૂર કોરેકને આગી હતી નહીં, કારણ કે એપ તદનજ ખલાસ થઇ ગયેલો હતો.

વાંદરો એમ મુરદું થઇ પડયો અને જેક, બદન પર સહેજ નખરયાંના ધસારા શીવાય તદનજ સલામત હાલતમાં હસતો ઉભો થયો. અને મેરીયમને તેણે હરખભેર ખુશાલીથી શાબાશી આપી.

બંને એક બીજા તરફ જુદાજ પ્રકારની અને તદનજ નવી લાગણીથી જોવા લાગ્યાં, મેરીયમને જેક ખરો પહેલવાન, ઉંચો કદાવર અને બેહદ ખુબસુરત નજર પડયો. જેકને દીવસો કેટલા પસાર થયા હતા તેનો ખ્યાલ હતો નહી, પણ એટલું તો તે જોઇ શકયો કે હબશી સરદારના ગામડાંમાં જે નાની બાળક છોકરી ઝાડ હેઠળ બેસીને બદસુરત ઢીંગલી ગીકા સાથે રમતી હતી તે હવે રહી હતી નહીં. પણ તેણીને બદલે એક જવાન જોબનવંતી સ્ત્રી તેણી સામે ઉભી હતી.

એક બોલબી બોલ્યા વના તેઓ બંને એક બીજાને ગળે વળગ્યાં અને બંનેના હોઠ પેહેલા મહોબતી બોસામાં એક બીજાને મલ્યા પણ આ વખતે આકુટ આવી પુગ્યો, શું બન્યું હતું તે તેણે જોયું અને તે બનેલો બનાવ કેમ બન્યો

હતો તે મેરીયમે અને કોરેકે તેને કહી સંભળાવ્યો, પણ તે સઘળું સાંભળવા પછી અને એપ રાજા મારયો ગયો છે તે જોવા પછી આકુટને પણ પોતાની કોમ તરફની લાગણીનું જોર થયું અને એપ વાંદરાઓ વચ્ચે વસવાની આશા ઉમેદ પુર જોર સાથે જોશ પર ચઢડી. આ પ્રમાણે કોરેક અને મેરીયમના ઉગરની લાગણીમાં જેમ મોટો ફેરફાર થયો હતો તેમ આકુટને પણ નવી લાગણી ઉતપન થઇ.

આવી રીને આ બે માનવ અને એક હેવાન ઉગરની નવી લાગણીના જોશમાં ચકચુર હતાં તેટલાં તેમના ખ્યાલો અને વીચારો વચ્ચે ખલલ થવા પામી.

આકુટે ધીમેથી અવાજ કરયો જે અવાજને કોરેક અને મેરીયમ ઓળખી રહયાં હતાં. તેઓને અત્યાર અગાઉનો અનુભવ મળ્યો હતો કે આકુટ કાંઇ ચેતવણી આપવાનો હોય ત્યારે આવો ધીમો, ચોકસ ઢબનો અવાજ કહાડતો હતો. પોતાની પાડોશમાં ઉભેલી મહોબતવંતી સુરતીના ચહેરા ઉપરથી કોરેકે પોતાની નજર ફેરવી અને આંખ કાન અને નાંખની મદદથી તેણે આસપાસ ધ્યાન દોડાવ્યું, આકુટ બરાબર જેકની પડોશમાં આવવાને ઉભો અને મેરીયમ જેકની પાછળ સંકોચાઇને ઉભી. તે ત્રણે કોટરી કહાડેલાં પથ્થરના પુટલાં હોય તેમ સ્થીર ઉભાં અને થોડેક છેટે આવેલી એક ગીચ ઝાડી તરફ તેઓ ટીકીને જોવા લાગ્યાં. જે જે સળુસારાથી તેમનું ધ્યાન ખેંચાયું હતું તેનો અવાજ વધતો ગયો અને થોડાજ વખતમાં તે ઝાડી મધેથી એક મોટા કદનો એપ બહાર નીકળ્યો. આ ત્રણેને જોઇને તે વાંદરો અચકીને ઉભો અને પોતાની પાછળ ડોકું ફેરવીને તે એપ વાંદરાએ ચેતવણીનો અવાજ કહાડયો. તેની પાછળજ એક બીજો તેવોજ મોટા કદનો એપ આવી

ઉભો અને વળી તરતજ તેમની પાછળ બીજા એપ વાંદરા વાંદરીઓ અને તેમનાં બાળકો આવી લાગ્યાં. લગભગ ૫૦ વાંદરાઓનું મોટું ટોળું ભેગું થયું અને ગભરાટથી ટોળું આ બન્નુ તરફ ડોળા ફાડીને જોવા લાગ્યું. મારવા ગયલા રાજાની આ આણી રૂઆબત હતી. આકુટ તેમને જોતાં કોઇની રીતે અચકાયા કે અટક્યા વીના પોકાર કરીને બોલ્યો.

"જુઓ-મોટા એપ-જુઓ. કોરેક, મહાન લડવૈયો કોરેક આ ઉભો છે. જેણે તમારા રાજાને મારી નાખ્યો છે. કોરેક, તારઝનનો બેટો એવો બળવાન છે કે આપણાં જંગલમાં એના કરતાં બળવાન કોઇબી નથી-એની બરોબરીનું કોઇબી નથી. હવે કોરેક તમારો રાજા છે-કોરેક સામે કયો એપ વધુ બળવાન હોવાનો ફાંકો દેખાડે છે!"

આ એક ચેલેંજ હતી યાને રાજા તરીકેની ઉમેદવારી જાહેર કરતો હતો, જેની સામે કોઇ બીજો ઉમેદવારી કરવા નીકળે છે કે નહીં એવો આકુટ સવાલ પુછતો હતો. પેલાં ટોળાં બાંધેલા વાંદરાઓ એક બીજા વચ્ચે ધીમેથી વાત કરવા લાગ્યા અને આખરે તેઓ વચ્ચેથી એક જવાન જોરમંદ અને પીલતન જેવાં કદનો વાંદરો બહાર આવ્યો. તેનું તનબદન ગંજાવર હતું અને ઉછળતી જવાનીમાં તે મસ્ત બની રહેલો હતો અને રાજા તરીકેની પદવી મેળવવાની ઉમેદમાં તથા રાજાનાં થયલાં ખુનનું વેર લેવાના ઝનુનમાં વીકરાળ બન્યો હતો.

કોરેક તેની સામે ગયો. તેણે લડાઇ કેમ ચલાવવી તેની રચના પોતાના મનમાં રચી મુકી હતી. તે પોતે થાકેલો હતો; લાંબી મંજલ કરવાથી અને રાજા સામે લડવાથી તેને થાક ચઢડી હતી, માટે આ દહાંત સામે જોર અજમાવીને લડવાના કરતાં કુનેહ કળથી લડવાનો અને ખાસ કરીને બોક્ષીંગની મદદ

લેવાનો તેનો ઠરાવ હતો. પેલો વાંદરો ધસી આવ્યો પણ કોરેક તો સ્થીર ઉભોજ રહયો. ડાપુ ભરવાને સારૂં ડાચું ઉઘાડીને તથા બલાંથમાં પકડી, કચડી નાંખવા સારૂં પોતાના લાંબાં હાથ પહોળા કરીને તે દોડયો આવ્યો. કોરેક સહેજ બાજુએ થઇ ગયો અને તે એપની બલાંથમાંથી છટકયો અને બીજીજ પળે વાંદરાની ડાબી આંખની બાજુમાં એવી તો કચડાવીને મુક્કી લગાવી કે તે વાંદરો પોતાની જમણી બાજુએ પટકાઇ પડયો. તે વાંદરાને હવે અતી ઘણું ઝનુન ચહડયું અને તે પાછો ઉભો થવા લાગ્યો, પણ તેનું બદન જમીન પરથી અરધું ઉંચકાયું નહીં તે અગાઉ તો કોરેકે બીજી મુક્કી,—એક ગોધાને તેવી મુક્કી પડે તો તેબી જમીનદોસ્ત થાય તેવી—સાબુત લગાવી અને પાછો એપ જમીનપર ઝીંખાયો. કોરેક તો તેના બદનની ઉપરજ વાંકો વળીને ઉભો રહયો અને ફરીને તે ઉભો થવા ગયો ત્યારે ફરીને તેવીજ રીતે તેને પટકયો. ફરી અને ફરી તે વાંદરો ઉભો થતો ગયો અને ફરી અને ફરી જોકની સાબુત મુક્કીઓથી તે વધુ અને વધુ જોરથી પટકાતો ગયો. વાંદરાની કોશેશ વધારે અને વધારે નબળી થતી ગઇ અને તેના નાક કાન અને મોહડાંમાંથી લોહી વહેવા લાગ્યું. સામે ઉભેલું વાંદરાંનું ટોળું જેઓ શરૂઆતમાં ચીશો પાડીને પોતાની તરફના ઉમેદવારને ઉત્તેજન આપતું હતું તે હવે તેજ ઉમેદવારની ઠેકડી અને હુરયો કરવા લાગ્યું અને તેમાં વાંદરીઓએ તો જબરી મશકરી કરવા માંડી.

સાતમીવાર એપ જમીન દોસ્ત થયો તે પછી તેને ઉભું થતાં વાર લાગ્યો, જે વેળા કોરેકે સવાલ કરયો "કાગોડા ?"

એપ વાંદરાઓ વચ્ચે એવો રીવાજ છે કે બે લડતા

હોય અને જો એક આજીજ થાય તો તે બોલે કે "હાગોડા" યાને "મને પુરતી સજા થઇ છે હું તારે તાબે છું."

પણ આવી નામોશીભરી રીતે હારનો એકરાર કરવાનું તે જવાન વાંદરાને ગમ્યું નહીં, માટે તે પાછો મુશકેલીથી ઉભો થયો પણ તેની તે છેલ્લીજ કોશેશ હતી. કારણ કે જોકે છેલ્લો ઉંચકનો ફટકો એવો તો લગાવ્યો કે તેની આંખે ચક્કર આવી ગયાં અને એ ગોલાંત ખાઇને પડયો અને ધીમા પણ સહુ સાંભળે તેવા અવાજે તે બોલ્યો "હાગોડા–હાગોડા."

"ઉઠ અને તારી જાતવાળાઓ વચ્ચે પાછો જા." કોરેકે તેને કહ્યું; "જે વખતે મને એકવાર પોતાની વચ્ચેથી હાંકી કહાડયો હતો તેમનો રાજા થવાની મારી ઇચ્છા નથી. તમો તમારે મારગે રહેજો; અમોને અમારે મારગે રહેવા દેજો. આપણે જ્યારેબી મળીશું ત્યારે મીત્રો તરીકે મલીશું પણ આપણે એક બીજા સાથે રહી શકીશું નહીં–ઉઠ–જા–તમારી સાથે મારે હવે કશું લાગતું વળગતું નથી–તમારી સાથે મારો સંબંધ નથી."

સઘળા વાંદરાઓ કોરેકનું જોર કુનેહ અને બહાદુરી જોઇને ખુશ થયા હતા અને તેની ઉપર ફીદા બન્યા હતા. કોરેકના છેલ્લા સખુન સાંભળી તેઓ સઘળા વીચારમાં પડયા અને તેઓએ પોતપોતા વચ્ચે મસલહત ચલાવવા માંડી.

આખરે એક ઘરડો વાંદરો કોરેકની નજદીક આવ્યો.

"તેં અમારા રાજાને મારી નાંખ્યો છે," તેણે કહ્યું; "રાજા થવાને જે સરવથી લાયક છે તેને તેં પુરેપુરો હરાવયો છે. જો તું ચાહતે તો તારા એ હરીફને મારી નાખી શકતે. હવે અમે શું કરીયે? રાજા વના અમો શું કરીએ?"

"આએ તમારો રાજા છે." આકુટ તરફ આંગલી કરીને કોરેકે જવાબ દીધો "એને તમારો રાજા બનાવો."

આકુટે પોતાનો પંજો પ્રીતી અને મોહબતથી જેકના ખભાંપર મુક્યો અને કહ્યું "ઓ કોરેક, મારી કોમ વચ્ચે જવાને અને ત્યાંજ મારી જીંદગીના દહાડા પુરા કરવાને હું ઘણો રાજી છું. મારી કોમનો રાજા બનવાનો લોભ પણ હું થોભાવી શકતો નથી પણ તારાથી હું જુદો કેમ પડું? તુંને હું વળગી રહેવસ અને તારી આગળજ રહેવાનું હું પસંદ કરીશ."

કોરેકને પોતાની પડોશમાં સંકોચાઇને દબાઇને બેઠેલી મેરીયમનો વીચાર આવ્યો. મેરીયમને વધારે ફાયદો થાય એવો માર્ગ અખતયાર કરવો જોઇએ. જો આકુટ તેમનાથી જુદો પડી રવાના થાય તો ફક્ત તેને પોતાનેજ મેરીયમનું રક્ષણ કરવું પડે યાને રક્ષણ કરનારા બેને બદલે એકજ રહે. પણ તેમ વળી બીજા હાથ ઉપર જો તે વાંદરાઓની સાથે રહેવાનું કબુલ કરે તો વાંદરાઓ વચ્ચે મેરીયમને જાળવવાનું વધારે મુશકેલ થઇ પડે. વાંદરાઓ તેણીને કદાચ હેરાન કરે અને અદેખી વાંદરીઓ તેણીને મારી નાંખવાને ચુકે નહી.

કોરેક બોલ્યો "તારી નજદીકમાંજ અમો રહીશું. આકુટને અવાર નવાર મળતાં ભેટતાં રહીશું. તમો તમારા વસવાટની જગા બદલી કોઇ બીજે ઠેકાણે જશો ત્યારે અમો પણ જગા બદલીને તમારી પુઠે આવીશું. હું અને મેરીયમ તારાથી ઝાઝાં દુર જઇશું નહીં. પણ અમારાથી તમારી કોમ વચ્ચે રહી શકાશે નહીં."

ઘણીજ આનાકાનીથી અને રડમસ થયલાં હૃદયથી આકુટ કબુલ થયો. પોતાની અજ્ઞાન જંગલી રીતી મુજબ એની તો

અસરકારક રીતે આકુટે છેલ્લી સલામ કીધી કે તે સાદી અને કશા પણ અકુદરતી કે ઢોંગી દેખાવ વનાની ખરાં જીગરની લાગણીથી મેરીયમ પર અને જેક ઉપર સાબુત અસર થવા પામી; મેરીયમની આંખમાં આસું ભરાઇ આવયાં અને આકુટને જતાં જોઇ જેકે જીગરમાંથી એક હાય ખેંચી. વરસો સુધી જેની સાથે તે વસેલો, જેણે જંગલની અને જંગલી જનાવરો સંબંધી શીક્ષણ તેને આપેલું અને એક માણસ જાત બીજા માણસ જાતને કદીબી નહીં ચાહે તેવા પ્યારથી જેણે ચાહેલો તેને આ પ્રમાણે જુદો પડતાં જોઇ જેકને અતીશય લાગી આવ્યું.

જેક મેરીયમ અને આકુટ સમજ્યાં કે આ તેમની ખરેખરી છેલ્લીજ સલામ હતી અને હવે તેઓ એકબીજાથી સદાને માટે જુદાં પડતાં હતાં પણ—પણ—વીધાતાએ કાંઇ જુદુંજ ઠરાવ્યું હતું. તેમને માટે સરજતમાં કાંઇ જુદુંજ લખાયલું હતું; તેમનું તકદીર કોઇ જુદીજ રીતે વંચાવાનું હતું. ઇનસાન હો કે હેવાન હો—તે ભરમમાં રહેલા તકદીરના તોરની માહીતી કેમ મેળવે ?

---

## પ્રકરણ ૧૩ મું.

---

### જુદાઇનો જખમ.

જેકના હાથ ઉપર મારયો ગયલો એપ રાજા જયારે મેરીયમને ઉઠાવી ગયો હતો, તયારે જેક પોતે અને આકુટ શીકારે ગયા હતા એવું આપણે વાંચી આવયા છીએ. જેક આ પોતાની શીકારગાહ વેળા હબશીના ગામડાં ભણી જઇ પુગયો

હતો અને તે ગામડાંના વડા સરદારની વડી ધણીઆણીનું સંર્વથી કીમતી ધરેણું ઉપાડી લાગ્યો હતો. જેક આવી રીતે અવારનવાર લુંટ ચલાવી આવતો હતો અને તીર કામઠાં, ભાલા, વીગેરે ઉઠાવી લાવતો હતો, માટે તે ગામના રહેવાશીઓ બેજાર થયા હતા અને આ છેલ્લા બનાવથી તેઓ ખીજવાયા હતા. આ ચોર કોણ છે અને કયાં છુપાઇ બેસે છે તે જાણવાની તેઓએ કોશેશ કીધી. જંગલમાં નાની નાની ટોળી બની તેઓ ઢુંડવા અને તપાસ કરવા લાગયા. તેઓ માંહેલી એક ટોળી એક નદી કીનારે આરામવશ લેતી હતી. તેટલામાં વાંદરાઓની ચીશ અને પોકાર તેમને સંભળાયો. તેઓ ઉઠયા અને તે પોકાર જે દીશાથી આવતો હતો તે દીશા તરફ તેઓએ બહુજ સંભાળથી અને સાવચેતી રાખીને ચાલવા માંડયું.

આ ટોળીનું વડપણ તે ગામના વડા સરદારે લીધું હતું. એ સરદારનું નામ કોલુકુ હતું અને તેનીજ સર્વેથી માનીતી વડી ધણીઆણીનું ઘણુંજ પ્યારૂં માનીતું ધરેણું લુટાયું હતું, માટે તે લુંટ ચલાવનારા ચોરને પકડી કહાડવાને તે ઘણોજ આતુર બનયો હતો. આ દુબશી કોલુકુ કાળો હણક અને વીકાળ ચહેરાનો હતો. અતીશય હીમતવાન બહાદુર હતો. કુસ્ચાબ, હગાબ ચલાવવામાં પણ પ્રવીણ હતો અને તનબદનમાં જોરાવર હતો. તેની ઉમર આશરે ૫૦ વરસની હતી. તે અને તેની સાથવાળા માણસો સંપુરણ રીતે હથીઆરબંધ થયલા હતા. ભાલા, બરછી, તીર કામઠાં અને ઢાલ કટારીથી તેઓ સજ થયલા હતા.

તેઓ સઘળા ધીમે ધીમે આગળ વધ્યા અને જે જગાથી અવાજ આવતો હતો તે જગા આગલ તેઓ આવી પુગ્યા, આ તેજ જગા હતી કે જ્યાં રાજા એપ કુનેહવંત લડવઈયા જેકના હાથ પર મારયો ગયો હતો અને જ્યાં રાજાની જગા

માટે ઉમેદવારી કરનાર શખ્સની કદના વાંદરાને જેકે જેર કર્યો હતો. જયારે કોતુકુંવાળી ટોળી આ જગાએ આવી પુગી ત્યારે ત્યાં થતો પોકાર અને ગડબડ સમાઇ ગઇ હતી. કારણ કે આકુટને રાજા કરાવીને સઘળા એપ રવાના થયા હતા તથા જેક અને મેરીયમ તે જગાએ એકલાંજ ઉભાં હતાં.

પેલી ટોળી વાળાઓ જેક અને મેરીયમ તરફ એક ઝાડીમાંથી ગીભાઇને જોવા લાગ્યા. મેરીયમને પોતાની બગલ ગીરીમાં પકડીને જેકે પોતાના કમરબંધ મધેથી એક ઘરેણું કહાડીને આપ્યું જે ઘરેણું કોવુકુની આયડીનું હતું. ઘરેણું ચોરનાર અને અવાર નવાર લુટ ચલાવનાર આએજ માણસ હતો. એવી આખી ટોળીના સઘળા માણસોની ખાતરી એક પલકારામાં થઇ ગઇ અને તેટલા માટે તે ચોરને પકડવાનો અને તેને પુરેપુરી સખત સજા કરવાનો તેઓએ મકકમ ઠરાવ કર્યો.

પણ તે ચોરની પડોશમાં ખુબસુરત પરી જેવી છોકરીને ઉભેલી જોઇને કોતુકુ અજબ થયો. આવાં જંગલમાં આવી છોકરી આવા દેખાવ સાથે કેમ આવી હશે તે તે સમજી શકયો નહીં.

જેકે પેલું ઘરેણું જે ઝળકતા પથ્થર અને મોતીની માળા જેવું હતું તે મેરીયમના હાથમાં આપ્યું નહીં, પણ પોતાને હાથે તેણીના ગળામાં પેહેરાવ્યું અને તે પહેરાવી તેણીના સુવાળાં ગોરાં કપાળ ઉપર બોસો લઇને કહયું; મેરીયમ મેં તને આજ લગનમાં ઘણી ચીજો ભેટ આપી છે, પણ આજે આએ નેકલેસ આપતાં મને કાંઇ અજબ લાગણી પેદા થાય છે કે જે લાગણીનો ખ્યાલ મને આજ લગણ ઉપજયો હતો નહીં."

"ખરી વાત છે કોરેક," મેરીયમે જવાબ દીધો; "મને પણ આજે કાંઇ નવીજ લાગણી પેદા થઇ છે. તું મને જ્યારે ભેટ આપતો હતો ત્યારે હું તે લઇને મગન થતી હતી. પણ આજે તો મને કાંઇ એવું થાય છે-કાંઇ એવું થાય છે-ખુદા માલુમ શું થાય છે?—મને તેની સમજ પડતી નથી."

આ આશક માશુક પોતાની પેદા થયલી નવી મધુરી લાગણી બાબે વાત કરવામાં ચકચુર બનેલાં હતાં. તયારે કોરક આગળ તેનો એક માણસ ધીમે અવાજે મેરીયમ બાબેની ખબર આપતો હતો. તેણે કહ્યું: "જો—આએ છોકરીને જો. હું જયારે હબશી શેખના ગામડામાં તેના ગુલામ તરીકે રહેલો હતો તયારે મારો એક ભાઇ પણ મારી સાથે હતો. તે ભલો, દીલસોઝ અને દયાળુ હતો. આએ છોકરી તે વેળા શેખના ગામડામાં શેખની બેટી તરીકે રહેલી હતી અને મારા ભાઇએ આએ છોકરીને એક ઢીંગલી બનાવી આપી હતી. જે ઢીંગલીનું નામ એ છોકરીએ ગીકા પાડયું હતું. જો—જો—તે ઢીંગલી આએ છોકરીની કમરે હજી લટકતી છે. મારો ભાઇ શેખના જુલમાટથી દુખી થઇને મરણ પામયો. તે પછી કેટલોક વખત વહી જવા બાદ આએ છોકરી એકાએક ગુમ થઇ. શેખને કોઇ વાંદરા રૂપના માણસે મારયો હતો અને તે આએ છોકરીને ઉપાડી ગયો હતો. શેખે એ છોકરીને શોધી કહાડવાની ઘણી કોશેશ કીધી અને આ છોકરીને શોધી લાવનારને મોટું ઇનામ આપવાનું પણ જાહેર કરયું. તે પછી કંટાળીને શેખના ગામડાંમાંથી હું નાસી ગયો અને તારાં ગામડાંમાં તારી નોકરીમાં આવી વસયો."

"તયારે તો આએ જનાવરો ઉપર વેર લેવા સાથે આએ છોકરીને પણ છુટતી પકડવી જોઇએ." કોરક બોલ્યો.



The capture of Meriem

જેક જખમી થઇ જમીનપર પટકાયો.

(જુઓ પાનું ૯૫.)

તેને ભાલાથી વીંધીને મારી નાંખવા ધસ્યા. પણ તેઓ પોતાની તે ધારણામાં પાર પડયા નહીં, કારણ કે તેજ ઘડીએ આકુટ અને તેની નવી રઈયતના સંખ્યાબંધ વાંદરા ઝાડોપરથી કુદીને હાજર થયા.

જેકને જખમી થઇ જમીન પર પડેલો જોઇ સઘળા એપ વાંદરા શયતાન જેવા વીક્રાળ ઝનુની બન્યા. એપ વાંદરાઓ કેવા બળવાન હોય છે અને તેઓ કેવું સખત વેર લઇ શકે છે તે કોવુકુ જાણતો હતો માટે આ વીક્રાળ હેવાનના ટોળાંથી છટકીને નાસવા સારૂં તેણે તરતજ પોતાના માણસોને હુકમ આપ્યો અને તેણે પોતે મેરીયમને પોતાનાં હાથોમાં ઉચકી લઇને સપાટામાં નાસવા માંડયું. નાસતા હબશીઓની પુઠે વાંદરાઓ દોડયા, ઘણાઓની ચામડી તેઓએ ચીરી નાંખી ઘણાઓના બોટાં તેઓએ ઉખેડી કહાડયાં અને બે ત્રણ હબશી-ઓને તો તેઓએ ઠાર મારી નાંખ્યા. જો આકુટે આ વેળા જેકના જીગરની લાગણીનો ખ્યાલ કીધો હતે, પોતાના જાની દોસ્તની જતન લેવા ઉપર પહેલું ધ્યાન આપવું જોઇએ અને હબશીના કબજામાં ગયલી મેરીયમને છોડવી લાવવાની કોશેશ કરવાના કરતાં જેકની સંભાળ લેવાની કોશેશ કરવાનું વધારે અગતનું છે એમ જો આકુટે નહીં ધાર્યું હતે તો કદાચ તે નાસતા હબશીઓના હાથમાંથી આ વાંદરાઓ મેરીયમને પાછી છોડવી શકતે. પણ નાની સમજનો અને ઓછી અક્કલનો તથા માણસાઇ આશક માશુકની મહોબત બાબે બેખબર રહેલો આ દીલસોઝ દોસ્ત મેરીયમની ઝાઝી દરકાર કરવાને બદલે જેકને બચાવવા પર ધ્યાન આપવા બેઠો અને તેજ કામમાં રોકાવાને તેણે પોતાની નવી રઇયતના સઘળાઓને પોકાર કરીને ફરમાવ્યું.

આકુટ જ્યારે જેકની નજદીક આવ્યો ત્યારે જેક બેહોશ થયો હતો અને લોહી જવાથી નાતવાન બન્યો હતો. તેના બદન મધેથી આકુટે તીર ખેંચી કહાડયા; તેણે અને એક વાંદરીએ જેકના જખમ ચાટીને લોહી જતું અટકાવવાની કોશેશ કીધી અને તે પછી બીજા વાંદરાઓની મદદથી જેકને તે ઉંચા ઝાડના મથાળાંપર, જ્યાં મેરીયમને માટે માળો બાંધ્યો હતો ત્યાં તે લઇ ગયો. ત્યાં તેણે જેકને આરામથી સુવાડયો ઝાડની છાલમાં પાણી લાવીને તેને પીવાડયું; તેના જખમ ધોયા; ફળનો ખોરાક આપ્યો. આટલુંજ બીચારો આકુટ કરી શકયો તે જંગલી અજાણ્યુ અજ્ઞાન જાનવર વધું શું કરી શકે? જો કાંઇબી વધુ કોઇબી કરી શકે તો તે કુદરતે કરવાનું હતું અને કુદરત જો કાંઇ નહી કરે તો કોરેકને મરવાનું હતું. પણ કોરેક મરણ પામયો નહીં. આકુટ છેલ્લી સલામ કરી ગયો હતો પણ તે સલામ છેલ્લી હતીજ નહી. જેક અને આકુટ હજુબી ઘણા દુઃખ સુખ વચ્ચે સાથેજ રહે એવું કુદરતે સરજયું હતું અને તે સરજતને કારણેજ જેકની સાવ જતન લેવાઇ હતી અને કુદરતે મદદ આપી તેને સાજો કરવા માંડયો ત્યારે આકુટે તેમાં પોતાનો પણ મદદનો ફાળો આપ્યો હતો.

દીવસો સુધી તે સખત તાવથી હેરાન થતો અરધી બેહોશ હાલતમાં પડી રહયો અને આકુટ તથા બીજા મોટા વાંદરાઓ તેની આસપાસ તેની જતન લેવાને અને કોઇ મોટાં પક્ષી, કે કીડી ખાનારા જાનવર કે સાપ અઝદા તેને હેરાન કરે નહી એવી ધારણાથી તેની આસપાસ ભમતા રહયા. સરવથી વફાદાર દોસ્ત કે બેલી, સરવથી તાબેદાર નોકર કે નરશ જે કાળજી ઉલટ અને દીલની ખરી લાગણીથી સેવા બજાવી જતન નહી

લે તે આએ જંગલી પણ સાચા ઇમાનદાર એપ ગીત્રોએ દીવસો સુધી થાકયા કે કંટાળયા વના લેવાનું ચાલુ અને ચાલુજ રાખયું.

અવાર નવાર આકુટ અને બીજા વાંદરાઓ તેને માટે રસદાર ફળો લાવીને ખવાડતા અને વાંદરીઓ જેકને પોતાની છાતીનું દુધ પાતી, આવા ખોરાકથી અને અસલથી સંગીન જોરદાર કાઠીનો લાભ ભોગવવાની ખુશ નશીબી જેક ધરાવતો હતો, માટે ધીમે ધીમે તાવ તદ્દનજ નાબુદ થઇ અને ઉછળતાં જવાન લોહીના જોશની મદદથી જેક સાજો થવા લાગ્યો. જખમો રૂઝ આવયા અને જોર પાછું વધવા લાગયું. આએ બીમારી દરમીયાન અને તે સાજો થવા લાગ્યો તે મુદત દરમીયાન જેકને પોતાને માટે જેટલો ખયાલ નહીં ઉપજ્યો તેટલો મેરીયમને માટે ઉપજયો અને મેરીયમનું શું થયું હશે તેની ચીંતાથી તે અતીશય દુખી થનો રહયો. જખમની વેદના કરતાં આ ચીંતાનું દુખ તેને વધારે ઉપજતું હતું—પણ કરે શું? લાચાર! જેકને એવું લાગયું કે મેરીયમને શોધી કહાડી પાછી મેળવવાને માટેજ જીવવું યા તો તે કોશેશમાં જીંદગીનો ભોગ વઠીક આપવો. હબશી કોમની હબશી ખાસીયતનો ખયાલ જયારે જેકને આવતો તયારે તે અતીશય બેચેન બનતો અને જીંદગી પણ તેને અકારી થઇ પડતી.

આખરે જેક પુરો સાજો થયો અને તે પોતાના ઝાડના મથાળાં પરના માળા ઉપરથી જમીન પર ઉતરીને સારી રીતે હીલચાલ કરવા લાગયો. મુખ્ય કરીને તેણે કાચાં માંસ ઉપર પોતાનો ગુજારો ચલાવયો અને તે ખોરાકની બરકતથી જેકને વધુ ઉતાવળે શકતી આવી અને છેવટે તેણે ઠરાવ કર્યો કે હબશી ગામમાં આગળ જઇને મેરીયમને શોધી કહાડવાની કોશેશ કરવી અને મેરીયમનું શું થયું હતું તે જાણવાને તલાશ ચલાવવી.

જેકના બદન ઉપરના ઝખમ તો રૂઝાયા હતા પણ ડગરમાં પડેલો જુદાઇનો ઝખમ હજી તાજોજ હતો અને તેનો ઉપાય કરવાને આ બહાદુર જવાનયાએ કમર કરી.

---

## પ્રકરણ ૧૪ મું.

### બણુન રાજા.

જેક-ડોરેક જ્યારે મેરીયમને શોધી કાહાડવાનાં અને તેણીને પાંછી બચાવી લેવાના જોખમ ભરેલાં કામ ઉપર નીકળવાની તઇયારીમાં હતો ત્યારે બીજી તરફ પેલા બે બદમાશો-કેરલ જેનસન અને સેવન માલબીન-ફરીને આ જંગલમાં દેખાવ દઇ પોતાનાં નવાં કામમાં રોકાયા હતા. તેઓ દર વરસે આ જંગલમાં હબશીઓ સાથે વેપારી લેવડ દેવડ કરવાને અને ખાસ કરીને હબસીઓને લુટવાને આવતા હતા, અને શીકાર માટેનાં છટકાં માંડતા હતા; અને ભુલા ભોલા બીજા યુરોપીય નોને મોટી લાલચ દેખાડી આ તરફ દોરવી લાવી ઠાર મારી નાંખતા અને તેમનું સરવસ્વ લુટી લેતા. જે હબશી સરદાર શેખના કબજામાંથી મેરીયમને ઉઠાવી જવાની કોશેશ તેઓ એ એકવાર કરી હતી તે હબશીના ગામડાંથી બનતાં સુધી આ બે બદમાશો દુર રહેવાની સંભાળ રાખતા હતા, પણ આ વેળા તેઓ હબશીના ગામડાંની કાંઇક વધારે નજદીક આવ્યા હતા તો પણ તે હબશી તરફથી હુમલો આવે તો સહેલાઇથી છટકી જવાનું બને એવી ગોઠવણ તેઓએ અગાઉથી રચી મુકી હતી.

આ વરસે તેઓ જંગલ મધેના જીવતાં જાનવરો પકડવાની ધારણાથી આવ્યા હતા. જે જાનવરો યુરોપના કોઇ મોટાં શહેરનાં જાનવરખાના માટે મોકલવાનો તેમનો ઇરાદો હતો અને તેવાં જાનવરો પુરાં પાડવાનું કંત્રાકટ તેઓએ કીનારા ઉપરના કોઇ વેપારી સાથે કરયું હતું. જે જગાએ તેઓએ આ વેળા ધામો નાંખ્યો હતો ત્યાં મોટી જાતના બબુન વાંદરા ઝાઝા જણાતા હતા અને તેવા વાંદરાઓને પકડવાને માટે તેઓએ એક પીંજરૂં ગોઠવયું હતું. તે પીંજરાં રૂપી છટકાંની તપાસ કરવાને તેઓ તે પીંજરા વાળી જગાએ બહુ સાવચેતીથી ધીમે ધીમે આગળ વધતા હતા જ્યારે તેઓએ બબુન વાંદરાઓની ચીશાચીશ અને કીકીયાણ સાંભળયું અને તેથી એવું સમજી તેઓ ઉલટભેર ખુશી થયા કે તેમની કોશીશ ફતેહમંદ ઉતરી હતી. સેંકડો બબુન વાંદરાઓના ધુરકવાનો અને ચીશનો પોકાર સંભળાતો હતો જે ઉપરથી માલમ પડતું હતું કે તેઓએ માંડેલાં છટકાંમાં એક અથવા વધુ વાંદરા સપડાયલા હોવા જોઇએ. બબુન જેવા ઝનુની અને જોરાવર વાંદરાઓના બાગમાં કામ લેવાનું હતું અને તે જાતના વાંદરાં કેવા જીવ પર આવીને લડનારા હોય છે તે તેઓ જાણતા હતા, માટે બેહદ સાવચેતીથી તેઓ આગળ વધતા હતા. તેઓએ પોતાની રીવોલવર હાથમાં તઇયાર રાખી હતી અને ભરેલી બંદુક પીઠે લાંધી મુકી હતી. ઘણીવાર પીંજરામાં સપડાયલા વાંદરાઓ છટકી જતા હતા કારણ કે બહારના તેમનાં મીત્ર વાંદરાઓ પોતાના દાંત અને પંજાથી પીંજરાંનું લાકડ કામ કોતરીને બાંકુ નાંખતા હતા અને સપડાયલા વાંદરાઓને છોડવતા હતા. તેટલા માટે આ વેળા આ બે સવીડોએ ખાસ નવી બનાવટનું લોખડનું પાંજરૂં બનાવ્યું હતું. આ વેળા સપડાયલો વાંદરો અથવા વાંદરા કદીથી

ફડકવાના નથીજ અને ફકત આસપાસ બેઠા થતા બહારના વાંદરાઓને પીસતોલ અને બંદુકના ધડાકાઓથી હાંકી કહાડી પીંજરાને ગાડાં પર ચઢાવી હાંકી જવાનુંજ તેમને માટે બાકી રહ્યું હતું, એવું તેઓએ ધારીને મોટી આશા બાંધી હતી.

તેઓ પીંજરાથી થોડેક દુર આવી પુગ્યા ત્યારે તેઓ બને ખુશાલીથી હસવા લાગ્યા. કારણ કે તેઓએ રાખેલી ધણી મુજબ તે પીંજરામાં એક ભયંકર મોટા કદનો બબુન સપડાયલો હતો, જે પીંજરાંના લોખંડના જાડા સળીયાને દાંત વડે કરડવાની અને પંજાઓ વડે મરડી નાંખવાની ફીકરમાં જીવતોડ કોશેશ કરતો હતો અને પીંજરાંમાં તે આમતેમ પછડાયા જતો હતો તથા ચીસો પાડતો હતો.



પીંજરાની બહાર બીજા સેંકડો બબુન ફેલાઈ જતા હતા અને પોતાના કેદ પડેલા સાથીને છોડાવવાની તેઓ કોશેશ કરીને થાકી જતા હતા. આખું જંગલ તેમના અવાજ અને બુમોથી ગાજી રહેલું હતું અને આસપાસના ઝાડો ઘણા વાંદરાઓની કુદાકુદીથી જીવતાર બન્યાં હતાં.

પણ આ બે બદમાસ ગોરા ફકત બબુનોને જોવામાં અને તેમની ફીકર જીવતોડ કોશેશ જોઈ ગમત મેળવવામાં જ્યારે ચકચુર હતા અને બબુનો પોતાના સોબતીને છોડવવાની કોશેશમાં નાહક જોર બપાવી નાંખતા હતા ત્યારે એક બીજો જીવતો આ મજાનો બનાવ એક ઝાડીમાં છુપાઈને જોતો ઉભો હતો જેની ઉપર તે ગોરાઓની કે વાંદરાઓની નજર પડી નહીં.

અર્ધ નગન બદનનો કદાવર જવાન ઝાડીઓ વચ્ચેના ઝાડની ડાંખળી પર ઉભેલો હતો:—

### તે બળવાન બહાદુર ફેરિક !

જોનસન અને માલબીન જે વખતે આ જગાએ આવી પુગ્યા હતા તેજ વખતે ફેરિક પણ ત્યાં આવી પુગ્યો હતો

આ વરસે તેઓ જંગલ મધેના જીવતાં જાનવરો પકડવાની ધારણાથી આવ્યા હતા. જે જાનવરો યુરોપના કોઇ મોટાં શહેરનાં જાનવરખાના માટે મોકલવાનો તેમનો ઇરાદો હતો અને તેવાં જાનવરો પુરાં પાડવાનું કંત્રાકટ તેઓએ ફીનારા ઉપરના કોઇ વેપારી સાથે કરયું હતું. જે જગાએ તેઓએ આ વેળા ધામો નાંખ્યો હતો ત્યાં મોટી જાતના બબુન વાંદરા ઝઝા જણાતા હતા અને તેવા વાંદરાઓને પકડવાને માટે તેઓએ એક પીંજરૂં ગોઠવયું હતું. તે પીંજરાં રૂપી છટકાંની તપાસ કરવાને તેઓ તે પીંજરા વાળી જગાએ બહુ સાવચેતીથી ધીમે ધીમે આગળ વધતા હતા જયારે તેઓએ બબુન વાંદરાઓની ચીશાચીશ અને કીલીચાણ સાંભળયું અને તેથી એવું સમજી તેઓ ઉલટભેર ખુશી થયા કે તેમની કોશીશ ફતેહમંદ ઉતરી હતી. સેંકડો બબુન વાંદરાઓના ધુરકવાનો અને ચીશનો પોકાર સંભળાતો હતો જે ઉપરથી માલમ પડતું હતું કે તેઓએ માંડેલાં છટકાંમાં એક અથવા વધું વાંદરા સપડાયલા હોવા જોઇએ. બબુન જેવા ઝનુની અને જોરાવર વાંદરાઓના બાથમાં કામ લેવાનું હતું અને તે જાતના વાંદરાં કેવા ક્રુર પર આવીને લડનારા હોય છે તે તેઓ જાણતા હતા, માટે બેહદ સાવચેતીથી તેઓ આગળ વધતા હતા. તેઓએ પોતાની રીવોલવર હાથમાં તઇયાર રાખી હતી અને ભરેલી બંદુક પીઠે લાવી મુકી હતી. ઘણીવાર પીંજરામાં સપડાયલા વાંદરાઓ છટકી જતા હતા કારણ કે બહારના તેમનાં મીત્ર વાંદરાઓ પોતાના દાંત અને પંજાથી પીંજરાંનું લાકડ કામ કોતરીને ભાંગી નાંખતા હતા અને સપડાયલા વાંદરાઓને છોડવતા હતા. તેટલા માટે આ વેળા આ બે સથીડોએ ખાસ નવી બનાવટનું લોખંડનું પાંજરૂં બનાવ્યું હતું. આ વેળા સપડાયલો વાંદરો અથવા વાંદરા કદીબી

છટકવાના નથીજ અને ફ્રેંક આસપાસ બેઠા થના બહારના વાંદરાઓને પીસતોલ અને બંદૂકના ધડાકાઓથી હાંકી કહાડી પીંજરાને ગાડાં પર ચઢાવી હાંકી જવાનુંજ તેમને માટે બાકી રહયું હતું, એવું તેઓએ ધારીને મોટી આશા બાંધી હતી.

તેઓ પીંજરાંથી થોડેક દૂર આવી પુગ્યા ત્યારે તેઓ બંને ખુશાલીથી હસવા લાગ્યા. કારણ કે તેઓએ ધારેલી વખી મુજબ તે પીંજરામાં એક જબરા મોટા કદનો બબુન સપડાએલો હતો, જે પીંજરાંના લોખંડના બેસ સળીયાને દાંત વડે કરડવાની અને પંજાઓ વડે મરડી નાંખવાની ફોકટમાં છેવટનો કોશેશ કરતો હતો અને પીંજરાંમાં તે આમતેમ પછડાઇ જતો હતો તથા ચીસો પાડતો હતો.



પીંજરાની બહાર બીજા સેંકડો બબુન ભેગાઈ જતા હતા અને પોતાના કેદ પડેલા સાથીને છોડાવવાની તેઓ કોશેશ કરીને થાકી જતા હતા. આખું જંગલ તેમના બરાડા અને બુમોથી ગાજી રહેલું હતું અને આસપાસના ઝાડો ગોળા આ વાંદરાઓની કુદાકુદીથી છવદાર બન્યાં હતાં.

પણ આ બે બદમાસ સ્વીડ ફ્રેંક બબુનોને જોવામાં અને તેમની ફોકટ છેવટનો કોશેશ જોઇ ગમત મેળવવામાં જ્યારે ચકચુર હતા અને બબુનો પોતાના ભાઇને છોડવવાની કોશેશમાં નાહક જોર ખપાવી નાંખતા હતા ત્યારે એક બીજો છવદાર આ સઘળો બનાવ એક ઝાડીમાં છુપાઇને જોતો ઉભો હતો જેની ઉપર તે સ્વીડોની કે વાંદરાઓની નજર પડી નહી.

અર્ધ નગન બદનનો કદાવર જવાનયો ઝાડીઓ વચ્ચેના ઝાડની ડાંગળી પર ઉભેલો હતો:—

## તે બળવાન બહાદુર કોરેક!

જેનસન અને માલબીન જે વખતે આ જગાએ આવી પુગ્યા હતા તેજ વખતે કોરેક પણ ત્યાં આવી પુગ્યો હતો

અને બબુન વાંદરાઓની ધરફડી તે બહુજ ઉશ્કેરાટ જોનો હતો. બબુન વાંદરાઓ સાથ કોરેકને ઝઝી મીત્રાચારી હતી નહીં. જ્યારે તે વાંદરાઓ અને કોરેક સામસામા મળતા ત્યારે એક બીજાને છેડવા વના પસાર થઇ જવામાંજ તેઓ સલામતી અને ડાહપણ વીચારતા. કોરેકે જોયું કે પીંજરામાં બબુન વાંદરાઓનો રાજા સપડાયલો હતો. પણ જ્યારે તેણે પેલા બે સ્વીડને જોયા ત્યારે આ ખટપટમાં ભાગ લેવાનું તેને મન થઇ આવ્યું તે બંનેને કોરેકે પીછાનયા. વરસોની વાત ઉપર જેઓએ મીત્રાચારીની માંગણી તુછકારી કહાડી કોરેકને મારી નાંખવાની કોશેશ કરી હતી, તેઓજ તે હતા એવી પળકારામાં તેની ખાત્રી થઇ ગઇ અને તેથીજ કોરેકે મનમાં ઠરાવ કરયો કે તે બનાવનું વેર આજે લેવું અને તેમના શીકારને છટકાવી દેવો. છલાંગ મારવાને તઇયાર થઇ રહેલા વાઘની માફક તે ઓસ્તવાર રહી સઘળી હીલચાલ જોવા લાગ્યો.

બંને સ્વીડ તે પીંજરા તરફ ચાલ્યા અને તેઓએ આસપાસ ભમતા અને કુદતા બબુનોને હાંકી કહાડવા પોકારો કરયા અને એક સ્વીડે પોતાની બંદુક તે બબુનોના ટોળાં તરફ ટાંકીને છોડી. કોરેકે ધારયું કે બબુનો હવે ખીજવાઇને અને ઝનુન પર ચહડીને આએ બે સીનમગર ઇશ્કતો ઉપર હુમલો લઇ જશે, પણ તે સ્વીડીનો તરફથી બે ત્રણ વધુ બાર થતાં તે વાંદરાઓ ગભરાઇને નાસી ગયા અને ઝાડો પર ચહડી ગયા.

કોરેકે જોયું કે તે બે સ્વીડ હવે પીંજરાં તરફ જતા હતા અને તેણે ધારયું કે પીંજરાંમાં કેદ પકડાયલા રાજાને તેઓ મારી નાંખવાની ધારણા ધરાવતા હશે. તે રાજાએ કોરેકને કોઇ દહાડો કશું નુકશાન કરયું હતું નહી. પણ આએ બે બદમાશોએ તો તેને મારી નાંખવાની કોશેશ એકવાર કરી

હતી. કોરેકના પોતાના પ્યારા જંગલનો આ રાજા રહેવાશી અને હકદાર વતની હતો. જ્યારે પેલા બે પારકા પરદેશી જુલમગીયાત ગુજારવાને આવ્યા હતા તેટલા માટે બબુનોની સેવા બજાવવી જોઇયે એવું કોરેકે ધારયું. એપ વાંદરાઓ અને બબુન વાંદરાઓની ભાષા એક સરખીજ હતી. તેણે બબુનો માટે જોરમાં પોકાર કરયો. પેલા બે સ્ત્રીઓએ આએ નવા પોકારથી અજાયબીમાં નજર આસ તેમ ફેરવી પણ ગીચ ઝાડો વચ્ચે ઉભેલો કોરેક તેમની નજરે પડયો નહીં, પણ બબુન વાંદરાઓએ કોરેકને જોયો અને પીછાનયો. કારણ કે કેમ જોવું અને કયાં જોવું તેની પુરેપુરી સમજ જંગલમાં ઝીંદગી ભર વસેલા આ જાનવરો બરાબર રીતે મેળવી ચુકેલા હતા.

કોરેકે તેમને પોકાર કરીને કહયું "હું કોરેક છું—હું 'મારી નાખનાર' છું. આએ માનસીઓ મારા દુશમન છે અને તમારા દુશમન છે. તમારા રાજાને છોડવવાને હું તમોને મદદ આપીશ. આ પારકા પરદેશીઓ સામે જ્યારે હું ધસી જાવું ત્યારે તમો પણ સામટા જોસભેર ધસારો ચલાવજો અને આપણે સાથે મળીને તેમને નસાડીશું અને તમારા રાજાને સહીસલામત છુટો કરીશું."

બબુનોએ મોટા પોકારમાં એકદમ સામટો અવાઝ કરયો. કે—"ઓ કોરેક—અમો તઇયાર છીયે—તું કહે તેમ કરવાને અમો તઇયાર છીયે."

ઝાડ ઉપરથી એકદમ છલાંગ મારીને કોરેક ઉતરયો અને પેલા બંને સ્ત્રીઓ તરફ ધસ્યો અને તેજ ઘડી ૩૦૦ ઝનુની જબરા બબુન પણ સામટા જોશભેર ધસી ગયા. ચાબ્ધે નગન હાલતનો ગોરી ચામડીનો પાડાડ જેવો મીલતન પહેલવાન ધસી આવતો જોઇને અને ગંજાવર ટોળાંને મોટા દરીઆઇ મોજા

મીસાલ ઉછળતું જોહને તે બંને સ્વીડ ગભરાયા; તેઓએ બંદુક ટાંકીને છોડી પણ ગભરાટ અને ધારતીને સબબે તેમની નેમ સાબુત રહી શકી નહીં અને બીજી ઘડીએ તો વાંદરાઓ તેમની ઉપર તુટી પડયા જેથી તેમના હાથમાંથી છટકવાને તેઓએ નાસી જવામાંજ પોતાની સલામતી જોઇ. તેઓ નાસવા લાગયા અને વાંદરાઓ તેમને વળગી પડયા અને તેમના કપડાંના તેઓએ છીણુ છીણુ ચીકડાં કરી નાંખ્યાં. તો પણ તેઓ દુર નાઠા અને મોટા વાંદરાઓ તેમને વળગતાજ રહયા. પણ આખરે તે બંને સ્વીડના રસાલાના માણુસો તેમની મદદે દોડી આવયા ત્યારેજ બણુનો તેમને છોડીને પાછા ફરયા. અગર તે નોકર ચાકર અને ગુલામો મદદે આવતે નહીં તો ફક્ત નખરયાંના ઘા અને દાપાનાં ઝખમ લઇનેજ તેઓ છટકવા પામતે નહીં, પણ તેમનાં મુરદાં આ જંગલમાં પડતે અને કોલ્લાં વરૂનો અને ગીદનો તે ખોરાક થતે.

એક તરફથી તે સ્વીડો પીઠ ફેરવીને નાઠા કે બીજી તરફથી કોરેક પેલાં પીંજરાં આગળ દોડી ગયો અને તે પીંજરાંનું બારણું જે કલ અને ચાંપથી બંધ થયું હતું તે ઉઘાડવાની સમજ શકતી જો કે બાપડા અજ્ઞાન વાંદરાઓ ધરાવતા હતા નહીં, પણ કોરેક જેવા ચંચળ માણુસ જાતને મનસે તે નાનું નજીવું કામ હતું. જેથી એક ઘડીભરમાં તો બારણુ ઉઘડયું અને કેદ પડેલો રાજા છલાંગ મારીને બહાર નીકલ્યો. રાજાએ ઘડીભર કોરેક તરફ જોયું પણ ઉપકાર માનવાને માટે એક હરફણી કહયો નહીં અને તેની તરફથી ઉપકારના બોલ સાંભળવાની જોકે દરકાર કીધી નહીં અને તેમજ વકી પણ રાખી નહીં. તો પણ તે ખાતરીથી સમજ્યો કે આ રાજા અને તેની પ્રજામા સઘળા બણુનો મહિલો કોઇબી એક બણુન તેની સેવા



*The baboons rout the blacks*

વાંદરાઓ તેમને વળગી પડયા અને હબસીઓ
જીવ બચાવવા નાઠા.

(જુઓ પાનુ ૧૦૪)

કદીભી ભુલશે નહીં અને તેમની મદદની જરૂર પડશે ત્યારે તે આપવાને તેઓ અચકાશે નહીં.

ગોરા સ્નીડની પુરે દોડેલા વાંદરાઓની મદદે વાંદરા–રાજા અને તેની પ્રજા દોડી અને ફોરેક હવે પોતાની અસલ ધારણા મુજબ ડોવુકુનાં ગામડાં તરફ ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૧૫ મું.

### નવો દોસ્ત–ટેનટોર.

જેક–ફોરેક– આગળ વધતો હતો તેટલાં નદી કીનારે હાથીનું એક ટોળું તેણે દીઠું. ચાલાકી કદના અને જબરા લાંબા દાંતના ગંજાવર જોર ધરાવનારા તે જંગલી હાથીઓ પાણીમાં પડીને ગેલ કરતા હતા અને અરસપરસ રમત ચલાવતા હતા.

ફોરેકને ઝાડો ઉપરથી કુદી કુદીને અને લાંબી ટુંકી છલાંગો મારીને આગળ વધવામાં મજાહ મળતી હતી, એક ડાળી ઉપરથી કુદીને બીજી દુરની ડાંખળીને વળગી પડવાની પોતાની હીંમત બહાદુરી ચંચળાઇ અને જોર ઉપર તે મુસતાક હતો અને તેથી તેને પોતાને મગરૂરી ઉપજતી હતી તથા તેવી કસરત ચાલુ રાખવાની એક ફરજ તે સમજતો હતો. તેમ તેવી કસરત કરવામાં તે ખરેખરી ગમત અને મજાહ પણ લેતો હતો.

આ વેળા તેને ખુલ્લી ખાલી જમીન ઉપરથી પસાર થવાનું હતું અને તેમ કરતાં આ ગંજાવર હાથીના ટોળાં વચ્ચે તેને જવું પડયું. હાથીઓની નજદીક તે જઇ લાગ્યો ત્યારે ડુંગર જેવા તનબદનના હાથીઓ આગળ તે એક નાનકડાં વેંહતયાં

જેવો લાગતો હતો. જંગલમાં વાંદરાઓ અને બીજાં જનાવરો હાથીને "ટેનટોર" ને નામે ઓળખતા હતા. કોરેકને નજદીક આવતો જોઇ તે ટોળાં માંહેલો સરવથી મોટાં કદનો હાથી પોતાની જુણી આંખો ફેરવવા લાગ્યો અને તે પછી પોતાની સરદારી હેઠળના ટોળાંને તેણે ચેતવણી આપી કે કોઇ અજાણ્યાની હાજરી જણાય છે. પહેલાં તો હાથી પોતાની જુણી નબળી આંખથી કોરેકને જોઇ શકયો નહીં, પણ તેની સુંઘવાની અને સાંભળવાની તીક્ષણ શકતીએ તેને ચેતવણી આપી. આખું ટોળું ભુંગળું વાગતું હોય તેવા મોટા અવાજે કરીને ચલવલમાં પડયું અને કોઇ અજાણ્યો પારકો આવતો હોય તો તેની સામે લડવાને સઘળા હાથી તઇયાર થયા.

હાથીઓના સરદારે પોતાના મોટા સુપરાં જેવા કાન હીલવી, સુંઢ ઉંચી કરી જેક તરફ ચાર પગે દોડવા માંડયું. પણ જેકે તરતજ પોકાર કરીને કહયું: "સબર-સબર-ટેનટોર-એ તો હું છું, હું કોરેક-એપનો ગોઠયો છું."

આટલા અવાજથી પળવારમાં સમાધાની થઇ ગઇ. ટાનટોરે પોતાની સુંઢ નીચી કીધી અને બીજા સઘળા હાથીઓ ખાવા પીવા અને રમત કરવામાં પાછા રોકાઇ ગયા. જેક ટેનટોરની નજદીક ગયો અને તેની સુંઢ પર પોતાનો હાથ ફેરવ્યો અને ટેનટોરે પોતાની સુંઢ તેની છાતી અને પીઠ ઉપર ફેરવી. ટેનટોર સાથે અસલથી તેને દોસ્તી હતી અને ટેનટોરની સાથ-વાળાઓ પણ કોરેકને ચાહતા હતા. માટે જેક તેની સંઘમાં આવ્યો તેથી કોઇબી હાથી કે હાથણને ગુસ્સો કે બીજનાર ઉપજ્યો નહીં. પણ ગોયા એક પ્યારા પરોણાને આવકાર દેતા હોય તેમ જેબી હાથી કે હાથણ આગળથી તે પસાર થતો તે તેના બદન પર પોતાની સુંઢ હળવેથી હલકાં રજનથી ફેરવતાં.

આ હાથીઓ અને હાથણુ હમેશાં સંપ અને શાન્તીમાં રહેતાં હતાં–પણુ તેઓ જેમ સઘળાં જાનવરોમાં સરવથી વધારે શાંત અને સુશેહ ભર્યાં હતાં તેમ જ્યારે તેઓ ઝનુનપર ચહડતાં ત્યારે સઘળાં જાનવરોમાં તેઓ સરવથી વીક્રાળ બનતાં. નરમ હરણુ આ ટોળાંથી ધારતી ખાતું નહીં, પણુ જંગલનો બાદશાહ સીંહ તેમનાથી દુર રહેવાનું પસંદ કરતો હતો.

કોરેક જ્યારે હાથીઓ વચ્ચેથી પસાર થયો ત્યારે એક નાનકડા ગકલા હાથીએ રમુજ કરવાને કોરેકના પગ વચ્ચે સુંઢ મુકી જેથી કોરેક આંટી લાગવાથી જમીન પર પડી ગયો. આ બનાવથી તે નાના હાથી ઉપર બીજાઓ ગુસ્સે થયા અને એક હાથણે તો તે નાનકડા હાથીને પોતાની સુંઢ વડે ઝપેટી કહડયો.

આ હાથીઓ સાથે થોડોક વખત ગુજારવા પછી કોરેક પાછો પોતાની મુસાફરીએ નીકળ્યો અને લગભગ સાંજ પડવા આવી ત્યારે તે કોવુકુવાળાં ગામડાંની નજદીકમાં આવી પુગયો. ઘણાક હબશીઓ આમતેમ ફરતા હતા અને ગાંમડાની વચ્ચે ઉગેલાં કેટલાંક મોટાં ગંજાવર ઝાડોની હેઠળ કેટલાક હબશીઓ બેસીને વાતચીત કરતા હતા અથવા ખાણું પકવતા હતા. દરેક ઠેકાણે લડાયક હબશીઓ જોવામાં આવતા હતા અને તેટલા માટે તેવા વખતે ગામડાંમાં તપાસ ચલાવવાનું કોરેકને માટે સહેલું અને સલામતી ભર્યું હતું નહીં. હજી ધોળા દીવસ જેવું અજવાળું હતું માટે અંધારૂં થાય ત્યાં સુધી થોભવાનો ઇરાદો કોરેક કર્યો. તે જાણુતો હતો કે પાંચ સાત હબશીઓ તેની સામે થાય તો તેમને તે બરાબર રીતે પુગી પડી શકે, પણુ જો આખાં ગામડાંના સઘળા હબશીઓ ભાલા અને તીર કાંમઠાં લઇને ધશી આવે તો તે તેમની સામે લાચાર થઇ પડે.

પણુ અંધારૂં થાય ત્યાં સુધીમાં શરૂઆતની તપાસ કરવાનું બની શકે એવું હતું. એક ઝાડ પરથી બીજા ઝાડ ઉપર

તે ધીમે ધીમે પસાર થયો અને દરેક ઝુપડાંને મથાળે આવતાં પોતાની સુંઘવાની તીક્ષણ શક્તીથી તેણે શ્વાસ ખેંચ્યો. બે વાર આ પ્રમાણે તે આખા ગામડાં ઉપરથી ચક્કર મારી આવ્યો અને દરેક ઝુપડાંને મથાળે રહીને માંહેથી આવતા વાસનું તેણે અવલોકન કરયું. આખરે તેની મહેનતનું ફળ તેને મળ્યું. બે ત્રણ ઝુંપડાંના એક જુમખાને મથાળે આવતાં તેને તેના નાકની શક્તીથી માલમ પડયું કે તે ઝુપડાંઓ માંહેલા એકમાં મેરીયમ હોવી જોઇએ. આ બે ત્રણ ઝુંપડાં મધેથી ક્યાં ઝુપડાંમાં મેરીયમ હશે તે હવે શોધી કહાડવાનું હતું માટે તે ઝુપડાઓને મથાળે ઝાડની ગીચ ઘટામાં તે ગુપચુપ ચીમાઇને બેશી રહયો અને અંધારૂં થવાની રાહ જોવા લાગ્યો.

ધીમે ધીમે અંધારૂં છવાયું અને ગામડાંના ઝુપડાંની વચ્ચેની ગલીઓમાં હબશીઓ આતશ સળગાવીને તેની આસપાસ નાની ટોળીઓમાં ચકરડાં રૂપે બેસીને આરામ લેવા લાગ્યા અને તાહેલાં કરવા માંડયાં. તદન અંધારૂં થયું અને કોરેક ધીમેથી સહેજબી અવાજ કરયા વના ઝાડ ઉપરથી હેઠળ ઉતરયો અને નાના ઝુપડાંઓના જુમખા આગળ તે જઇ લાગ્યો.

તે ત્રણે ઝુપડાંની તેણે પોતાના નાકની બળવાન શક્તીથી જડતી લીધી અને પોતાનું કામ તેણે બહુજ ધીમેથી ચલાવવાની તેને ફરજ પડી, કારણ કે ગામડાંમાં ભરકતાં કુતરાના તીક્ષણ કાન પણ તેનાં અવાજથી સાવધ નહીં થાય તેની સંભાળ તેને લેવાની હતી. એક મોટાં ઝુપડાંની લગોલગ કોરેક આવ્યો ત્યારે તેને ખુલ્લો મેરીયમનો વાસ માલમ પડયો ને ઝુંપડાંની બાંબુથી બનાવેલી જાડી દીવાલ સાથ તેણે પોતાનું નાક સંગાડયું અને એક શીકારી હાઉંડ કુતરો જેમ નાઠેલા શીકારના

પગલાંનો સોદરગ લે તેમ તેણે જોરમાં દમ ખેંચ્યો. તેની પુરેપૂરી ખાતરી થઇ કે આજે ઝુપડાંમાં તેની પ્યારી મેરીયમ કેદ પડેલી હતી. જમીન પર સંકોચાઇને તે ઝુપડાંનાં આગલા દરવાજા તરફ ગયો પણ થોડેકજ જતાં તે ચોઆને જમીન પર પડી રહયો. તે ઝુપડાંના દરવાજા પર એક મોટાં જબરાં કદનો હબસી ચોકીદાર તરીકે બેઠો હતો અને તેના હાથમાં એક ભાલો હતો. તે હબશીની પીઠ કોરેક તરફ હતી અને આતશ સળગાવીને તે ઉપર ભોજન પકવનારા હબશીઓની નાની ટોળી કોરેકને લાભ થાય તેટલાં દુરના છેટાં પર હતી. તે હબશી ચોકીદાર એખલોજ હતો. આ ઝુપડાં મધે દાખલ થવા અગાઉ તે હબશી ચોકીદારને સદાને માટે ચુપ કરી નાખવો જોઇએ અથવા તો તે નહીં જાણે તેવી રીતે હરસે ઝુપડાંમાં દાખલ થવું જોઇએ. જો હબશીને ચુપ કરવાની કોશેશ કરતાં સહેજબી ગડબડ થાય તો એક પળવારમાં આખું ગામડું કોરેક સામે ઉલટી પડે અને તેમ વળી હબશીની નજર ચુકાવીને ઝુપડામાં દાખલ થવાનુ પણ નહી બની શકે તેવું હતું.

દુરના આતશનું અજવાળું આ જગા સુધી આવતું હતું પણ તેના કીરણ બહુ ઝાંખાં હતાં, તો પણ તે આતશની આસપાસ બેઠેલા હબશીઓ જો પોતાની તીક્ષ્ણ આંખ ફેરવીને જરા ધ્યાન રાખીને જોય તો કોરેકની હાજરી તેમને માલમ પડી આવે તેવો મામલો હતો. પણ તે હબશીઓ રાંધવામાં અને તાપેલાં કરવામાં એવા તો મશગુલ થયા હતા કે આ ઝુપડાં તરફ ધારી ધારીને ટીકવાની દરકાર તેઓએ કીધી નહીં:

પેટે ચાલતો કોરેક બરાબર પેલા શાંધીની પીઠ પાછળ આવી પુગો અને જરાબી સાપુસારો થયા વના તે ઉભો થયો ને એટલો તો હબસીની લગોલગ તે ઉભો હતો કે હબશીના નાગાં

બદનની ગરમી તેના ખુલ્લાં સુંવાળી ચામડીના પગને માલમ પડતી હતી.

આ વેળા પેલા હબશીએ પોતાનો ભાલો જમીન પર મુકી દીધો અને ઉંઘનો ઝોકો ખાઇ તેણે ઝુપડાંના બારણા પર પોતાનું માથું ટેકાવવાને તે તરફ માથું નમાવ્યું. પણ તે બારણાં ઉપર માથું લાગવાને બદલે બે પગને લાગ્યું—કોરેકના બે પગ સાથે તેનું માથું અફડયું. આ નરમ માંસના પગને માથું લાગતાં તે હબશી ચોંકયો પણ ચોંકયા પછી તે મોહડેથી સહેજબી અવાજ કહાડે કે જરાબી ઉભો થવા પામે તે અગાઉ તો લોખંડી પકડ હોય તે મુજબ જોરાવર સંગીન સુંવાળા પોલાડી આંગળાં તેનાં ગળાંની આસપાસ ફરી વળ્યાં અને ગળાંની દમ ખેંચવાની નળી તે આંગળાંઓ વચ્ચે એવી તો કચડાઇ ભચડાઇ ગઇ કે એક નાની સહેજબી ખેંચતાણ કરવાનો પણ વખત તે હબશીને મળ્યો નહીં. જરાબી તે હાલી શકયો નહીં ગળાંમાંથી કે મોહડેથી સહેજબી સાદ ને કહાડી શકયો નહીં. તેનાં ગળાંની આસપાસનાં આંગળાં વધુઅને વધુ જોસ સાથે દબાયાં; તેની આંખો બહાર નીકળી આવી અને ભેજાંની નસ ફાટી ગઇ, જેથી નાંક વાટે ધમધુકાર લોહી વહેવા લાગ્યું. અરધી મીનીટ વધું પસાર થઇ કે તે હબશી એવી નીંદમાં સદાને માટે પડયો કે જેમાંથી જાગરતી હતીજ નહીં. કોરેકે તેના બદનને જમીન પરથી ઉઠાવયું અને એવી રીતે માથું ઝુપડાંની દીવાલ સાથે ટેકવીને તેને બેઠેલી હાલતમાં ગોઠવયો કે દુરથી કોઇ માણસ જોય તો એમજ સમજે કે પાહરા પર બેઠેલો ચોકીદાર માથું ટેકવીને જરા રતી આસાયશ લે છે.

આટલું કામ કરીને કોરેક ઝુપડાં મધે દાખલ થયો જયાં તદનજ અંધારૂં કીલીવાણુ હતું.

---

## પ્રકરણ ૧૬ સું.



### જંગલી ભોંસતું કુતરૂં.

"મેરીયમ?" ઝુપડાંમાં દાખલ થતાંજ. ડોરેક બોલ્યો.

"ડોરેક!-મારા ડોરેક" ધીમો મેરીયમનો જવાબ આવ્યો. જે અવાજમાં ખુશાલી સાથનાં ડુસકાંનો સમાવેશ હતો.

તે અવાજ તરફ ડોરેક દોડી ગયો અને તે બે ત્રણ પળમાં તો ડોરેકે મેરીયમના હાથે પગે બાંધેલાં દોરડાં કાપી નાખ્યાં અને તેણીને છુટી કીધી. મેરીયમ તેને ગળે વળગી પડી અને તેઓ તરતજ ઝુપડાંની બહાર નીકળવા લાગ્યાં. ઝુપડાંની બહાર દરવાજા પર મોતના સ્વાધીનમાં જઇ સુતેલો પાહરેગીર હજી બેઠેલોજ હતો, પણ તેના પગ સુંઘતા એક જંગલી કુતરાએ આ બે માણસોને જોયાં અને તે ઘુરક્યો. બીજીજ પળે તેણે એક અજાણ્યા ગોરી ચામડીના માણસને દીઠો અને તે જોરશોર ભોંસવા લાગ્યો.

આતશની આસપાસ બેઠેલા માણસોએ પોતાનાં ડોકાં ફેરવીને આ ઝુપડાં તરફ નજર કીધી અને બે ગોરી ચામડીના માણસોને ઝુપડાંના બારણામાં ઉભેલાં તેઓએ જોયાં. ડોરેક તરતજ મેરીયમને ખેંચીને ઝુપડાંની બાજુમાં ઓઠા હેઠળ છુપાઇ ગયો પણ તે અગાઉ તો પેલા હબશીઓ ડોરેકને જોઇ ચુક્યા હતા, અને આશરે બાર હબશીઓ હવે તે ઝુપડાં તરફ દોડવા લાગ્યા. જોકે તે ભોંસતાં કુતરાંને પોતાના હાથ માંહેલા ભાલાથી બે ત્રણ ફટકા લગાવ્યા પણ તે કુતરૂં આવા ફટકા ખમવાની આદત પડેલી હોવાથી તેવા ફટકાની દરકાર કરવા વના વધુ અને વધુ જોશથી ભોંસવા લાગ્યું અને આ બે જણા

ક્યાં છુપાયાં હતાં, તેની ખાતંગી ગોયા તે કુતરાંએ દોડી આવનારા હબશીઓને આપી. દોડી આવતા હબશીઓની બુમ અને ચીશોથી બીજાઓનું ધ્યાન પણ ત્યાં ખેંચાયું અને એક પળવારમાં તો આખું ગામડું ભભડી નીકળ્યું.

પહેલાં તો મારયા ગયલા પહારેગીરનું મુરદું તેઓએ જોયું અને તે પછી ઝુપડામાંથી મેરીયમ ગુમ થઇ હતી એવું તેમને માલમ પડ્યું. કુતરાના ભોસવાના અવાજને આધારે તેઓ આગળ ધસ્યા અને થોડાજ વખતમાં તેઓએ જોયું કે ફકત એકજ દુશ્મનની સામે તેમને થવાનું હતું અને વળી તે દુશમનને પણ તેઓએ ઓળખ્યો કે જેણે અનેકવાર ગામડાંમાં આવીને લુંટ ચલાવી હતી. તે એકલોજ હતો માટે તેને ઉતાવળે આજેજ કરી શકાશે એવું ધારીને તેઓ સઘળા તેની તરફ ધસ્યા. સારાં નસીબે તેઓ પોતાની સાથે ભાલા કે તીરકામઠાં લાવ્યા હતા નહીં, પણ કેટલાકોના હાથમાં લાકડીઓ હતી.

પોતાની ઉપર ધસારો આવતો જોઇને કોરેકે મેરીયમને પોતાના હાથોમા ઉપાડી લીધી અને નજદીકના ઝાડ તરફ તેણે પુર જોર અને ઝપડાંમાં દોડવા માંડયું પણ એક વધુ કમનસીબી નડી. તે ઠોકર ખાઇને પડયો અને પાછો તે ઉભો થાય તે અગાઉ તો પંદર-સત્તર હબશીઓ તેની આગળ આવી પુગયા. ઝાડની ડાંખળીઓ તેના માથા ઉપર ઉંચાઇએ લુસતી હતી અને જો તે ઠોકર ખાઇને પડતે નહીં તો તે ડાંખળીઓને આધારે સલામત બચી જવાની તેને માટે જોગવાઇ હતી.

પોતાની આસપાસનાં માણુસો સામે એક રાક્ષસની માફક કોરેક લડયો. એક હબશીના હાથમાંથી ગાંઠવાળી સંગીન લાકડી તેણે ઝુટાવી લીધી અને તે પછી તેણે એવા તો હુમલા ચલા

જ્યાં કે પાંચ છના માથાં ફાડી નાખ્યાં પણ આસપાસનો હુમલો વધતો ગયો અને કેટલાક હબશીઓ બાલા અને તીર કામઠાં લઇ આવવા દોડયા.

કોરેકને પોતાના માનીતા ઉસ્તાદ આકુટની શીખામણ યાદ આવી—"બહાદુરી અને મુર્ખાઇ વચ્ચે ફરક છે" તેણે જોયું કે વધુ વાર ત્યાં થોભવાથી કશો લાભ થવાનો હતો નહીં પણ ઉલટી પોતાની અને મેરીયમની જીંદગી જોખમમાં નાખવા જેવું હતું. લાકડી ફેરવી આસપાસ સાણુત ફટકા લગાવવાનું ચાલું રાખીને તેણે મેરીયમને એવ ભાષા કે જેનાથી પેલા હબશીઓ અજાણ હતા તેનો ઉપયોગ કરીને કહયું; "હું હમણા જાઉં છું મેરીયમ, પણ મોટી મદદ મેળવીને પાછો આવીશ અને આ બદકારોના હાથમાંથી તુને છોડવીસ—સલામ મારી મેરીયમ હાલ તરત સલામ"

"સલામ, પ્યારા કોરેક સલામ તું પાછો આવશેજ અને મને છોડવશેજ એવી ખાતરી રાખવા સાથે હું તારી રાહ જોતી રહેવશ" મેરીયમ ગભરાટ અવાજથી બોલી.

બીજીજ પળે કોરેક છલાંગ મારીને અતીશય ઉંચાઇએ આવેલી ઝાડની ડાંખળીને વળગી પડયો અને ઝાડના પાત્રાં અને ડાંખળાંઓ વચ્ચે તે ગુમ થઇ ગયો. આવી રીતે કોરેક છટક શે એવી વકી ક્દીએ પેલા હબશીઓએ રાખી હતી નહીં જેથી આવો બનાવ જોતાં તેઓ ઓચંબો પામ્યા અને તે ઓચંબાનો આંચકો પસાર થઇ જાય તે અગાઉ તો ચબરાક ચંચળ પંખેરા મુજબ કુદકા અને છલાંગ મારતો કોરેક અતી દુર નીકળી ગયો.

મેરીયમને પાછી કેદ કરીને બાંધવામાં આવી અને તેણીની ઉપર ચોકી રાખવાને વધુ પાહરાગીરોને મુકવામાં આવ્યા. કોરેક

આવશેજ, મદદ લાવશેજ અને છુટકારો કરશેજ એવું ખરૂં અખંડ યકીન મેરીયમ ધરાવતી હતી, માટે આખી રાત તેણી એ તે આશામાં અને બીજે દહાડો પણ તેવી ઉમેદો બાંધવામાં તેણીએ પસાર કર્યો પણ આ અરસામાં કોઇ બીજોજ બનાવ બનતો હતો. તેની ખબર મેરીયમને કે મેરીયમને કેદ કરી રાખનાર કોવુડુને પડીજ નહીં.

જયારે મેરીયમને આવી રીતે છુટી કરવાની કોશેશ કોરેકે કીધી અને કોરેકના હાથમાં મેરીયમને જતી અતી મુશ્કેલીથી અટકાવી ત્યારે કોવુડુ વીચારમાં પડયો કે આ જંગલમાં વસતો ગોરો દહેત પાછો કોશેશ કર્યા વના રહેશેજ નહી અને કોઇ યુકતીથી અને કોઇ અજબ પ્રકારની મદદથી મેરીયમને છોડવી જવાને ચુકશે નહી. આવો ખ્યાલ કોવુડુને આવવાથી કોવુડુએ એક ખેપયાને બોલાવ્યો અને તેને ફરમાવ્યું કે મેરીયમના પીતા તરીકે ઓળખાયલા શેખ હબશીના ગામડાંમાં જવું કે જે ગામડું કોવુડુ વાળાં ગામડાંથી ચાર દીવસના છેટાં પર આવેલું હતું કોવુડુએ તે પેગામચીને ફરમાવ્યું કે 'શેખને ખબર આપજે કે મેરીયમને મેં પકડીને કેદ રાખી છે અને તેણીને તારા સ્વાધીન માં આપવાને હું તઇયાર છું માટે તારે આવીને તેણીને લઇ જવી અને તેણીને જીવતી પકડી આપનારને જે ઇનામ આપ વાનું તેં જાહેર કરયું છે તે મારે માટે લઇ આવવું.' આ પેગામ લઇને રાતો રાતજ, જે રાતે મેરીયમને છોડવી લઇ જવાની કોશેશ કોરેકે કરી હતી તેજ રાતે ખેપીઓ રવાના થયો.

આ ખેપીઓ પેહેલી મંજલ કાપતાંજ એક છાવણીમાં જઇ પુગ્યો જે છાવણી પેલા બે બદમાશ સ્વીડ જેન્સન અને માલ બીન વાળી હતી. તે છાવણી મધેના માણસોએ તે ખેપીઆને આવકાર દીધો અને તેની ગેહમાનદારી કીધી. પોતાની મેહમાની

ફરનારા માણસો સાથે ખાઇ પીને વાતચીત કરવા સારૂં ગોપીઓ બેઠો અને તે વાતચીત દરમ્યાન પોતે કેવો પેગામ લઇ જતો હતો તે તેણે પોતાના મેહમાનદારો આગળ કહ્યું. આ વાત પેલા બંને મુછ રસીઆએ પણ સાંભળી અને આ બાબતમાં કેવી રીતે કામ લેવું તેની ગોઠવણ તેઓએ તરતજ રચી.

પેલો કાસદ ખાઇ પી આરામ લઇ પાછો પોતાની મુસાફરીએ નીકળ્યો પણ અરધા માઇલને છેટે ગયો તેટલાં એક બંદુકનો ધડાકો થયો અને બુલેટ તે કાસદના પાહમાં થઇ છાતીમાં પેઠી અને તે જમીન પર ગબડી મુરદું થઇ પડયો. બીજો અરધો કલાક નહીં ગયો તે અગાઉ તો તે મુરદાને ગીદ અને તેવાંજ બીજાં પક્ષીઓએ અને તરસ વરૂં જેવાં જાનવરોએ સફા કરી નાખ્યું.

તે કાસદ મારયો ગયો તે પછી અરધો કલાક વહી જતાં માલગીન જંગલ તરફથી પાછો ફરીયો અને તેણે પોતાની સાથવાળાઓને હરતે ચહેરે જણાવ્યું કે એક નર હરણ મેં જોયું અને તેને મારવા બંદુક છોડી પણ નેમ છટકી ગઇ અને તે નાસી ગયું. માલગીને કોણ તરફ બંદુક તાકી હતી અને શું કરયું હતું તે તેનો ભાઇબંધ જેનસન સમજી ગયો અને તે બંને એક બીજાને આંખનો ઇસારો કરીને મનમાં મલક્યા—એક કરપીણ ખુન હીચકારાપણાંથી કરીને તેઓ પોતાની ગોઠવણ પાર પાડવાની ઉમેદમાં ખુશાલ બન્યા. તે બંને સ્હીક જાણતા હતા કે તેમના હાથ હેઠળના સઘળાં માણસો તેમને ધીકારતા હતા અને જો કોલુકના કોઇ કાસદ કે ગુલામ ને તેઓ મારી નાખે તો તે વાત થોડાજ વખતમાં કોલુકને પુગાડવાની દરેક ગોઠવણ તે માણસો રચી દે. વળી કોલુક બળવાન હતો અને મોટો તાયફો ધરાવતો હતો માટે જો કોલુક

દુશમન તરીકે ચહડાઇ લાવે તો પોતાની બંદુકો અને પીસનોલો છતાં તેની સામે તેઓ ટકી શકે નહી એવું પણ તેઓ જાણી રહેલાં હતાં.

જેનસન અને માલબીન ખીજવાયલા ફફડેલા બલી જલી રહેલા હતા. કારણ કે કોરેકે તેમના હાથમાંથી બબુન રાજાને નસાડયો હતો અને વળી તેઓ નાયોશીમાં હાર ખાઇને નાસી આવ્યા હતા તેમાં આજે નવો બનાવ બનવાથી તેમને પાછી હોંસ ઉલટ આવી અને તેમનો કુજરો સ્વભાવ પાછો કાંઇ ખુશ મીજાજ બન્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### બદકારથી છુટકારો–બદમાશનો કબજો.

બબુન રાજા હાથમાંથી કેમ છટકી ગયો અને કોણે તેને છટકાવ્યો તે વીષે જેનસન અને માલબીન પોતપોતા વચ્ચે વાત ચલાવતા હતા અને અટકલ બાંધતા હતા.

માલબીન બોલ્યો "થોડા વરસની વાત ઉપર જે માણસ ઉપર આપણે ગોળીબાર કરયા હતા તેજ આએ હોવો જોઇએ તે વેળા તેની સાથે એક ગોરીલા વાંદરો હતો. આ વેળા બબુ નો હતા. જેનસન, તેં તેને બરાબર જોયલો કે?"

"હા, મેં જયારે બંદુક છોડી ત્યારે તે મારી નજદીકમાંજ હતો. તે એક ચંચળ ચતુર યુરોપીયન જેવો લાગે છે અને કાંઇ નાના છોકરા જેવો લાગતો નથી. કેટલાક દીવાના માણસો જંગલમાં નાસી જાય છે અને જાનવરો વચ્ચે વસે છે પણ તેવો દીવાનો હોય એમ આ માણસ લાગતો નથી. એ તો

નદાનજ જુદાં બગારનો જણાય છે. અને એનાથી ચેતીને ચાલવું જોઇએ એવું માલમ પડે છે. ગોળીથી એને ઠાર મારી નાખવાને હું ઘણો ખુશી થાઉં પણ એ એવી ધાસ્તી ઉપજાવનારો માણસ છે જે કે એ દુરનો દુરજ રહે તો સારૂં. જો એ કોઇ જાનવરોનાં ટોળાં સાથે આપણી ઉપર ધસારો લાવે અને ઓચીંતેજ સપાટે જો એને આપણે ઠાર મારી નાંખી નહી શકીએ તો આપણા હાલહવાલ થઇ જાય અને નાસવું પડે અથવા તો મરવું પડે." જોનસને જવાબ દીધો.

"ખરેખર એ એક સફેદ રાક્ષસ છે—એનાથી દુર રહેવામાં સલામતી છે." ચાલ્મીને ટેકો આપ્યો.

બીજે દીવસે બંને રવીડ છાવણીમાંથી બહાર નીકળી કોલુકુના ગામડાં તરફ નીસરી પડયા અને કોલુકુના ગામડા મધ્યેથી ગોરી છોકરીને મેળવી લાવવાની બાજી તેઓએ રચી. તેઓ હવેથી કોલુકુ સાથે કેવી રીતે કામ લેવું તેનો ઠરાવ કરવામાં કામાડેળ હતા. જબરદસ્તી કરવી કે જોર વાપરવું એવો વીચાર તેઓ કરી શકયાજ નહી. તો જો કે તેમ કરવાથી તે ગોરી છોકરી તેમના હાથમાં આવશે એવું જો તેઓ માનતા હતે તો તેમ કરવાને તેઓ ચુકતે નહી. વળી કોલુકુ બળવાન હતો. જે ભાગમાં તે વસતો હતો તે ભાગના ગામડાઓ તેનું વડપણ સ્વીકારતાં હતાં. તેની સામે જોર વાપરવાની ભુલકાઇ જો આ બે ઠાકુરો કરે તો તેમની કમબખતી જાગે, તેટલા માટે મીત્રાચારીની મીઠી વાતો હોઠ પર રાખીને અને ઠગાઇ દગાબાજીથી કામ કઢાડી લેવાની કાળી મતલબ જીગરમાં સમાવીને આ બે બદમાશો કોલુકુવાળા ગામડાંમાં જઇ પુગ્યા. તેઓએ સારી રીતે તાગડો રચી મુકયો હતો. કેદ પડેલી ગોરી છોકરી માટે એક હરફથી તેઓએ બોલવાનો હતો નહી, બલકે

કોઇ ગોરી છોકરી કોવુકુના કબજામાં કેદ પડેલી છે એવું પોતે કશું જાણતાજ નથી તેવો દેખાવ કરવાનો હતો.

કોવુકુને તેઓ મળયા અને ભેટ સોગાતો અરસપરસ આપી તથા ખરીદી, વેચાણ માટે દેશી ઢબથી અને રીવાજથી રીકઝીક કીધી અને તે પછી તેઓ આશાવશ લેવા બેટ તથા આસપાસના મુલકના ગામગપાટા ચલાવ્યા. કોવુકુએ મેરીયમ બાબે કશો પણ ઇશારો કરયોજ નહીં અને તેની રીતભાત ઉપરથી તો એવુંજ માલમ પડતું હતું કે આ બે પરોણા જલદી રવાના થાય એવું તે ઇચછતો હતો.

જાણે વાતપરથી વાત નીકળી હોય તેમ માલબીને જણાવ્યું કે શેખ (મેરીયમના પીતા તરીકે જણાયલો કુમરો) મરણ પામ્યો હતો.

આ સાંભળી કોવુકુ અજબ થયો.

"તેં તે નથી સાંભળ્યું ?" માલબીને પુછયું. "ઘણું અજબ જેવું, ગઇ ચાંદરાતે તે બનાવ બન્યો. તેના ઘોડાએ ઠોકર ખાવાથી તે ઘોડાપરથી પડી ગયો અને ઘોડો તેની ઉપર પડયો. મદદે માણસો દોડી આવે તે અગાઉ તો બીચારો શેખ મરણ પામ્યો હતો."

કોવુકુએ પોતાનું માથું ધવડયું તે નાસીપાસ થઇ ગયો. જો શેખ નહી હોય તો ગોરી છોકરીને છોડવી લેવા માટે કોઇ નાણાંની રકમ આપેબી નહીં. હવે તો એ છોકરી કશી કામની હતી નહી સીવાય કે તેણીના માંસનો ભક્ષ કરવો અથવા તો કોઇને વેચી નાંખવી. વેચવાથી નાણાં મળશે એવો તેને ખ્યાલ આવ્યો.

"એક ઠેકાણે એક ગોરી છોકરી છે." કોવુકુ થોડોક વખત રહીને બોલ્યો "જો તમારે તે છોકરીને વેચાતી લેવી હોય તો સસતી કીમતે તેણીને હું મેળવી આપશ."




બે ગુલામો મેરીયમને બાહર લઈ આવ્યા.

(જુઓ પાનું ૧૧૯.)

"કાવુકુ અમોને પોતાને ઘણી જંજાળો વેઠવી પડે છે." માલમીને જવાબ દીધો, "તેવી જંજાળમાં વળી ઘરડી બોખી સ્ત્રીઓને લઇને ક્યાં દોડતા ફરીએ ? અને વળી તેવી કોઇ જંજાળ માથે લેવા ઉપરાંત પૈસાની આપવા પડે તે જુદા."

"તે જવાન છોકરી છે અને ખુબસુરત છોકરી છે." કાવુકુએ શીફારસ કીધી.

બંને ફ્રીડ કરયા, જોનસન બોલ્યો; "કાવુકુ આ જંગલમાં કોઇની જવાન ખુબસુરત ગોરી છોકરી હોઇ શકેજ નહીં. તું અમારા જેવા પુરાણા દોસ્તોની મશ્કરી કરે છે કે ?"

"હું મશ્કરી નથી કરતો." કાવુકુ ઉભો થઇને બોલ્યો. "આવો; હું તમોને દેખાડું; તમો જોઇને ખાતરી કરો."

તેઓ બંને કાવુકુની પુઠે ગયા અને બંનેએ એક બીજાને આંખનો ઇશારો કર્યો. કાવુકુ પોતાના ઝુપડાં આગળ જઇ લાગ્યો અને તેઓએ જોયું કે ઝુપડાંના છેક અંદરના ભાગમાં એક છોકરી ચટાઇ ઉપર પડેલી હતી અને તેણીના હાથ પગ બાંધેલા હતા.

માલમીન હસીને બોલ્યો; "આગે બધરી ગોઠામાં એકાદી એક હજાર વરસની બુઢી હોવી જોઇએ."

"એ તો અંધારામાં તમો બરાબર જોઇ શકતા નથી." કાવુકુ બોલ્યો "એતો જવાન છે. એ બહાર આવે ત્યારે જોજો" એમ કહી કાવુકુએ હુકમ કર્યો તેથી બે ગુલામો જેઓ તે છોકરીની ચોકી કરવા પાહરા ઉપર રહેલા હતા તેઓ તેણીને બહાર લઇ આવ્યા.

બંને સ્વીડોએ જરાણી આતુરતા દેખાડી નહીં તો જોકે તેણીને મેળવવાને તેઓ અતીશય ઇંતેજાર બનયા હતા. જ્યારે મેરીયમ બહાર આવી ત્યારે તેણીની પરીપેકર મનમોહન ખુબસુરતી

અને ડોલડલ જોઇ અંને છક થઇ ગયા અને તેઓએ તેણીને તરતજ ઓળખી કે ફરેંચ અમલદારની ચોરાઇ ગયલી છોકરી આએજ હતી અને એજ છોકરીને મેળવી આપવા માટે મોટી રકમનું ઇનામ તે અમલદારે જાહેર કર્યું હતું. પણ તે બંને ઠગારા અને કાવાદાવામાં પ્રવીણ થયલા બદમાશોએ પોતાની લાગણી ઉપર કાબુ રાખ્યો અને પોતાની આતુરતા કે ઇંતેજારીના જરાએ ચીનહો તેઓએ જાહેર થવા દીધા નહીં.

"કેમ હવે શું ધાર્યું?" કોવુડુએ પુછ્યું, "શું એ જવાન નથી? શું એ ખુબસુરત નથી? શું એ ગોરી નથી."

"એ ધરડી તો નથીજ." માલબીન બોલ્યો; "પણ સ્ત્રીઓને ખરીદવાને અમો આવ્યા નથી."

તેઓ આરબી ભાષામાં વાત કરતા હતા જે ભાષાથી મેરીયમ માહીતગાર હતી કારણ કે શેખના ઝુંપડામાં અને ત્યાંના આરબી બોલનારા રહીશો સાથે તેણીએ ઘણાં વરસ ગુજાર્યાં હતાં. તેણીએ પેલા બે બદમાશો તરફ જોયું. હબશી કોવુડુને જેટલો પોતાના દુશ્મન તરીકે મેરીયમે ગણ્યો હતો તેટલાજ આ બે પીંડારાઓને પણ તેણીએ પોતાના દુશ્મનો તરીકેજ ગણ્યા.

માલબીને અરબી ભાષામાં મેરીયમને કહ્યું, "અમો તારા દોસ્ત છીએ તું અમારી સાથે આવવાને રાજી થશે?"

"હું છુટી થવા માંગું છું અને મારા કોરેક પાસે હું પાછી જવા માગું છું." મેરીયમે જવાબ દીધો.

"અમારી સાથે નહીં આવશે?" "નહીં."

માલબીને કોવુડુને કહ્યું, "જોયું? એ તો અમારી સાથે આવવા ના કહે છે. એની ગરજ નથી ત્યારે શું કરીએ?

"તમો મરદ બચ્ચા છો. સ્ત્રી ના કહે તો શું થયું? તેણીને જબરદસ્તીથી લઇ જવી જોઇયે."

"પણ એ અમારે માથે નથી જંજાળ હમેશાંશે તોથી અમો તારા જુના મીત્રો છીએ કોવુડુ અને તું એને આપીજ દેવા માગે છે તો તારા સખુનને ખાતર અમો કબુલ થઈશું બાકી અમોને એની જરૂર નથી."

આ પછી ખરીદીની કીમતની હોજ્જાનોજી ચાલી અને આખરે સારું ઠેકાણું અને બન્ને પક્ષવાળા લેવડદેવડથી રાજી થયા પણ મેરીયમ વધુ ગમખાર બની.

કોવુડુએ તે પછી એ શરત કીધી કે આ છોકરીને લઈને સ્વીડાએ તરતજ યાને બીજી સવારે પરોઢીયામાં તુરતા તુરત રવાના થવું. કારણ કે તેણીનો જંગલી ઝનુની ગોઠયો તેણીની શોધમાં પાછો આવે એ બનવા જોગ હતું. જે ગોરા દઈતે બાબુન રાજાને નસાડયો હતો તેજ આ છોકરીનો ગોઠયો હશે એવી અટકલ બાંધીને તે સ્વીડો પણ તુરતા તુરત રવાના થવાને તઈયાર થઈ ગયા. માલબીને મેરીયમને સમજાવી અને તેમની સાથે જવાને કહયું. મેરીયમથી જ્યારે તેણે જાણ્યું કે શેખના ગામડાંમાં જવાને બદલે મરી જવાનું તેણી વધારે પસંદ કરતી હતી ત્યારે તેણીને માલબીને ખાતરી આપી કે એવો શહેજબી ઇરાદો તે રાખનો હતો નહી તેણીની ખુબ સુરતી અને દેખાવ જોઇને માલબીન અંજાઇ ગયો હતો તેણીને મેળવીને મોટું ઇનામ હાથ કરવાની આશા પહેલાં તેણે બાંધી હતી પણ હવે મેરીયમની અથાગ ખુબસુરતી અને ઉંચું મહોરદાર બદન જોતાં તે ખવીસ ખસલહતના ખુનીના જીગરમાં નવો જોસ્સો પેદા થયો.

રાત પડવા આવી હતી માટે કોવુડુના ગામડાંમાં રાત ગુજારીને પરોઢયું થતાં તરતજ કોવુડુના ગામડાંમાંથી રવાના થવાની સઘળી ગોઠવણ કરીને સઘળાઓ છુટા પડયા. મેરીયમને

પાછી કેદી તરીકે બાંધીને લઇ જવામાં આવી. પણ આ વેળા તેણીને કોવુકુના ઝુપડામાં નહી પણ સ્વીડોના તંબુમાં લઇ જવામાં આવી. બંને સ્વીડ બહાર લટાર મારવા અને બીજા હબશીઓ સાથે વાત કરવા રોકાયા હતા અને મેરીયમ એકલી તંબુમાં પડેલી હતી.

કોરેક હજી આવ્યો નહીં તેથી તેણી નારીપાસ થતી હતી પણ કોરેક આવશેજ એવું તેણીનું યકીન જરાબી નબળું પડયું નહી. મેરીયમ પોતાના કોરેકની વાટ જોતી હતી અને વરસોના અનુભવથી ચંચળ બનેલા કાનથી કોરેકના આવી પુગવાનો સનસારો સાંભળવાને આતુર બની હતી તેટલાં તંબુમાં માલબીન એકલો દાખલ થયો.

---

## પ્રકરણ ૧૮ મું.

### હવસ સામે હીમત.

માલબીન તંબુમાં દાખલ થયો અને ધીમે ધીમે મેરીયમ ની નજદીક આવ્યો જયારે તે ઘણો નજદીક આવયો ત્યારે મેરીયમ ઉઠીને બેઠી, વધારે નજદીક આવી તેને મેરીયમના ખભાં પર પોતાનો હાથ મુકયો પણ તેણીએ તરતજ તે હાથ ખંખેરી કહાડીયો. તે મેરીયમની લગોલગ ગયો, તેણીને કમર માંથી પકડી અને તેણીને કીસ લેવાની તેણે કોશેશ કીધી પણ મેરીયમે તેને એક જબરી લપડાક ખેંચી કહાડી અને તેજ ઘડીએ જેનસન તંબુમાં દાખલ થયો "માલબીન!" જેનસન બોલ્યો "બેવકુફ"

મેરીયમને છોડી દઇ માલબીને પોતાના ગોઠીયા તરફ મોઢું કીધું, લપડાક પડવાથી તેને ખેજાલત લાગી હતી અને ચડું

વરસોની સંગીન કસરત કરનારા-નાજુક પણ ભરાવદાર હાથની લપડાકથી તેની ખબર આવી ગઇ હતી.

"ઓ શયતાન! તું હમણા શું કરતો હતો!" જેનસને ખીજવાટમાં પુછ્યું: "ઇનામની રકમ મેળવવાની સઘળી આશા તું નાબુદ કરવા માંગે છે. જો આપણે આએ છોકરી સાથે નઠારી ચાલ ચલાવીશું તો ઇનામ હવે આપણને એક દોકડો બી મલશે નહીં પણ તેને બદલે આપણને તુરંગમાં જવું પડશે. માલબીન, તારામાં વધું અક્કલ હશે એમ મેં ધારેલું."

"હું કાંઇ લાકડાંનો ઘડેલો માણસ નથી" માલબીને દાંત કચકચાવીને ધીક્કાર સાથે કહયું.

"નથી તો તેવો બની જવાની કોશીશ કર" જેનસને ટહેરાગમાં સલાહ આપી "કાંઇ નહી તો આએ છોકરીને તેના બાપના સવાધીનમાં આપણે સોંપી દઇએ અને જે મળવાનું છે તે મેળવી લઇએ ત્યાં સુધી તો તું લાકડાનો કે પથરનો બની રહે."

"સઘળું જહાનમમાં જાઓ" માલબીન ફરીને ચીડવાઇને બોલ્યો: "આએ છોકરીને પાછી મેળવવી એવીજ એના બાપની ઇચ્છા છે અને હું એની સાથે જેબી કરશ તે છુપું રાખવાની અને તે બાબતમાં ચુપ રહેવામાંજ એ છોકરી પોતાની આબરૂ સચવાયલી સમજશે તો પછી શા માટે હું મરજી મુજબ નહી કરૂં?"

"એજ કારણે કે મારી મરજી નથી." જેનસનને હવે પોતાનો ખીજવાટ દેખાડયો "તું એ છોકરીને કોઇબી રીતે હેરાન નહી કરે એવી મારી મરજી છે. માલબીન તેં આજ લગણ મારી ઉપર શેઠાઇ ચલાવી છે. તેં હુકમ કીધા છે અને હું તેને તાબે થયો છું પણ જેમ દરેક ચીજની હદ

અને છેડો હોય છે. તેમ આવી રીતનો પણ છેડો આવવો જોઇએ. આએ બાબતમાં હું મારી મરજી મુજબ અમલ કરાવવા માગું છું કારણ કે હું વાજબી છું અને તું ગેરવાજબી છે. તારી રીત ખોટી છે અને મારી ખરી છે. એમ તુંબી સમજે છે."

"તું કાંઇ એકાએક પાક પવીત્ર અને નીતીવાન થઇ નીકળ્યોછ" માલબીને જવાબ દીધો "તેંબી કોઇ કોઇ સ્ત્રીઓ સાથે આવીજ ચાલ ચલાવી હશે અને તેના દાખલા તુને યાદ હશે તે દાખલાની તુને યાદ નહી હોય તો તેની યાદ તુંને આપવાને હું તઇયાર છું યાદ છે કે?—એકવાર દોઢ વરસની વાત પર———

"ચુપ–ચપી જા" જેનસને તેને વધુ બોલતો અટકાવ્યો "આએ હાલની બાબતમાં પવીત્રાઇ અને નીતીનો સવાલ સંડોવાયલો નથી તે જેમ હું સમજુછ તેમ તુંબી સમજેછ તારી સાથે કજીયો કરવા હું માગતો નથી પણ હું કસમ લઇને કહું છું કે તારાથી આ છોકરીને હેરાન થતી બચાવવાને સારૂં તારી સાથે કજીયો કરવો પડશે, તો હુ તેમ કરવાની મારી ફરજ વીચારશ. તુને મારી નાખવાની જરૂર જણાશે તો તેમ કરવાનેબી હું અચકાવશ નહી," જેનસન પુરેપુરો ઝનુની બનીને બોલ્યો. "જે ઇનામ મેળવવાની પુરી આશા આપણી આગળ સજીવન થઇ છે તેને કાજે ગયા નવ દશ વરસ દરમયાન મેં તારાથી ઘણું ખમ્યું છે અને ગોયા તારી મેં ગુલામગીરી કીધી છે. અને હવે જ્યારે તે ઇનામ સાંગે આવીને ઉભું છે ત્યારે ફકત તું એક માણસના રૂપમાંથી બદલાઇને હેવાન બનવા માંગે છે. તેજ કારણસર તે ઇનામ હું જતું મેલીશ નહીં ફરીથી હું તુંને ચેતવણી આપું છું સંભાળજે ચેતીને ચાલજે."

ઉલ્લા બોલો બોલતાં જેનસન અતીશય બીહામણો બન્યો અને તેણે પોતાના કંમરબંધમાં ખોસેલી રીવોલવર ઉપર હાથ મુક્યો.

માલગીને પોતાના ગોડવા તરફ ડોળા કકડાવીને ઘડીભર જોયું તે પછી તેણે પોતાના ખભાં ચડાવ્યાં અને તંબુની બહાર તે બબડતો ફફડતો ચાલતો થયો. તેના જવા પછી જેનસન મેરીયમની નજદીક આવ્યો.

આરબી ભાષામાં તેણે મેરીયમને કહ્યું "એ તુને ફરીને હેરાન કરે તો પોકાર કરીને મને બોલાવજે હું તારી મદદે આવશ તુને હેરાન થવા હું દેવશ નહીં."

તે સ્વીડો વચ્ચે તેમની પોતાની સ્વદેશી ભાષામાં ઉપલી સઘળી તકરાર થઇ હતી જેનો એક હરફ પણ મેરીયમ સમજી શકી હતી નહીં, પણ જેનસને તેણીને ઉલ્લાં જે કાંઇ આરબી ભાષામાં કહયું હતું તે ઉપરથી તથા જેનસને પોતાની તકરાર દરમયાન છેવટે પોતાની રીવોલવર પર હાથ મુકયો હતો તે બનાવ ઉપરથી તેણી થોડું ઘણું સમજી શકી. જેનસન તરફ તેણીએ જોયું અને તે તેણીનો એક મીત્ર બનશે. એમ તેણીએ ધારયું. તેની દયા મેળવવાની તેણીએ કોશેશ કીધી અને તેણીએ બહુજ ઓજરખાણીથી કરગરીને કહયું. "મને તમો છુટી કરો; હું પાછી મારા કોરેક આગળ જવું. પાછી મારી જંગલની જીંદગી ભોગવું."

પણ આ અરજ કરવામાં નાસીપાસી મેળવવાનું તેણીની સરજતમાં હતું કારણ કે તે વાત સાંભલતાં જેનસન ફક્ત હસ્યો અને તેણે કહયું, "જો તું નાસી જવાની કોશેશ કરશે તો જે હેરાનગતીયા મેં તુંને હમણા બચાવી છે તેજ હેરાનગતીને તુને આધીન બનાવીને સજા કરશ."

રાત પસાર થઇ ગઇ, કોરેક આવશે એવી ઉમેદમાં ગરીબ બીચારી મેરીયમ રહી ગઇ અને તે ઉમેદ પાર પડી નહીં. સવાર પડી અને કોરેક તો આવ્યોજ નહીં ત્યારે તેની ઉપરના વીસવાસ અને આધારના તેણીના યકીનમાં સહજભી ફેરફાર કે ઘટાડો થયો નહીં પણ તેણીને ઉલટી કોરેકની સલામતી માટે ચીંતા ઉપજવા લાગી.

પરોઢયું થતાંજ પેલા બને સવીડ પાછા સફરે નીકળયા અને કોવુડુને છેલ્લી સલામ કરી પોતાની છાવણી તરફ ચાલ્યા. અલબતાં મેરીયમને તેઓએ પોતાની સાથે લીધી. માલબીન આખો વખત ખીજવાયલો અને કુંજરા સ્વભાવનોજ બની રહયો અને જેનસન સાથે તેણે ઝાઝી વાતચીત કીધી નહીં અને મેરીયમ સાથે તો તે એક હરફભી બોલ્યો નહીં.

પેલા બને સવીડોએ હવે પોતાની છાવણીમાં જઇ પુગવા પછી કીનારા તરફની સફર ચાલુ કીધી. દીવસ પછી દીવસ પસાર થયા અને કોરેકને પાછો જોવાની આશા મેરીયમ છોડવા લાગી. પોતે મરી જાય તે અગાઉ ફક્ત એકજ વાર કોરેકને જોવાનું મળે એવી દુવા તેણી ગુજારવા લાગી—આવી તેણીની આશા ફળશે કે?

મુસાફરીને ચોથે દીવસે એક નદી કીનારે આવતાં બને સ્વીડોએ એક દીવસનો વીસામો લેવાનું ઠરાવયું કારણ કે તેઓએ ઉતાવળમાં અતીશય જડપથી મુસાફરી કીધી હતી અને તેથી તેઓ પોતે અને તેમના માણસો થાકી ગયલા હતા. તેઓએ નાના તંબુઓ ઉભા કીધા અને તે પછી શીકારની શોધમાં માલબીન અને જેનસન રવાના થયા—બંને હમણા એકેકથી દુર રહેવાનું વધારે પસંદ કરતા હતા માટે શીકારની શોધમાં બંને જુદી જુદી દીશા તરફ ચાલ્યા.

તેઓના રવાના થવાને એક કલાક વહી ગયો હશે તેટલાં માલણીન પાછો આવ્યો. મેરીયમ જે તંબુમાં કેદ પડેલી હતી તે તંબુમાં તે દાખલ થયો. મેરીયમે જોયું કે તેના ચહેરા ઉપર દિવાનપણ હવસ અને ખવીસની ખારીજનના ચીનહો પ્રગટી નીકળ્યાં હતાં

મેરીયમના હાથ પગ છુટા હતા પણ જમીનમાં ઉંડા ઉતારેલા એક ચતી જાડા લોખંડના સળીયા સાથે તેણીને સાંકળ વડે બાંધેલી હતી અને તે સાંકળને એક તાળું લગાડેલું હતું તે તાળાંની ચાવી જેનસન પાસ હતી.

છટકાંરથી પીંજરાંમાં સપડાએલું એક નાનું બકરૂં જેમ એક મોટા રાક્ષસી અઝદહને પોતાની તરફ આવતો જોઇને આંખો ફાડીને હલબલાઇ જાય તેમ મેરીયમ આ નાચ કરતૂકીને પોતાની તરફ આવતો જોઇ ધ્રાસ્તીથી ધ્રુજવા લાગી. તેણીના હાથ પગ છુટા હતા ખરા પણ તેણીના સુંવાળા કોમલ ગલાંમાં લોખંડનો કોલર પેહરાવીને તેને સાંકલ સાથે તાળાંથી બાંધેલો હતો માટે આ શીતમગરના સપાટામાંથી છટકીને નાસવાનું તેણીને માટે નહી બની શકે તેવું હતું. મેરીયમ હટતી ગઇ અને માલણીન તેણીની પાછળ કદમ બારતોજ ગયો. સાંકળ જેટલી લાંબી પુગી તેટલાં છેટાં સુધી મેરીયમ હટી અને પછી અટકી.

જેનસને આપેલી કબુલાત તેણીને યાદ આવી અને જેનસન આવીને બચાવશે એવી આશામાં તેણીએ જેનસનને બોલાવવાના પોકાર કરવા. તેણી પોકાર કરતી ગઇ તેમ માલણીન હસવા લાગ્યો કારણ કે જેનસન શીકારની શોધમાં ગયો હતો અને તે તાંકળાનો લાભ લેવાને આ બદકાર પાછો આવવા લાગ્યો હતો.

મેરયમને જ્યારે માલબીને પોતાના હાથમાં પકડી ત્યારે એક ચીનો વાઘ જેમ પોતાના હરીફ સામે દાંત અને પંજાવડે લડે તેમ મેરીયમ પોતાના દાંત અને હાથનો ઉપયોગ કરીને જીવપર આવીને તે સ્વીડ શયતાન સામે લડવા લાગી. માલબીને ધારયું હતું કે મેરયમને હાથમાં પકડી સપાટામાં તે આજેજ કરી શકશે પણ જંગલમાં વસેલી અને જંગલી જાનવરો સામે અનેકવાર લડેલી આ કસરતબાજ છોકરીએ દેખાડી આપયું કે માલબીનને માટે અતીશય મુશકેલ કામ બજાવવાનું હતું. તેમ વળી માલબીન જોરાવર હતો અને તે હવસથી જનુનપર ચઢયો હતો. તે કદાવર તનબદનનો અને વીકાલ હતો. માલબીનને જ્યારે મેરીયમના દાંતથી બે ચાર જખમ પડયા અને મેરીયમની મુકીથી તેના નાંખની અને આંખની ખબર આવી ગઇ ત્યારે તેણે મેરીયમનું ગળું પોતાના પંજામાં પકડયું અને મેરીયમને ગુંગળાવવા માંડી.

જેનસન ઝાઝો દુર ગયો હતો નહી. થોડેક જતાંજ તેને શીકાર મળી ગયો હતો જે લઇને તે ઉતાવળેજ પાછો ફરતો હતો કારણકે માલબીન સામે તેને શક હતો અને માલબીનની બાશી હત અને ખવાસથી તે એવો તો પુરેપુરો માહીતગાર થઇ રહયો હતો કે તે ખાતરીથી માનતો હતો કે તેની ગેરહાજરીમાં મેરીયમને હેરાન કરવાની તક સાંપયા વના માલબીન રહેવાનો નથી. વળી જે દીશાએ તે પોતે ગયો હતો તેથી ઉલટીજ દીશાએ માલબીને જવાનું પસંદ કરયું હતું તેથી પણ જેનસન શંકાશીલ બનયો હતો. તે ઉતાવળે પાછો ફરવા લાગયો તેટલાં તેને એક ચીશનો અવાજ સંભળાયો ચોંકીને તે થોભયો કે બીજી ચીશ સંભલાઇ–ત્રીજી ચીશ સંભળાઇ અને પછી ચુપકીદી રહી. માલબીનને માટે ગાળો ભાંડતો જેનસન એકદમ દોડયો.

જેમ જેનશને ચીશનો અવાજ સાંભળ્યો હતો તેમ વળી એક બીજા નવા અજાણ્યા માણસે પણ સાંભળ્યો. તે નવો માણસ આ તરફ પોતાના થોડાક હબશી નોકરો સાથે આવ્યો હતો જે નોકરો લડાયક અને બહાદુર હતા. તે ગોરી ચામડીવાળો યુરોપીયન હતો અને તેણે એવું ધારેલુંજ નહીં કે આ જગયાએ તેના શીવાય કોઇ બીજા ગોરી ચામડીવાળા માણસો હશે. જેનશન માફક તેણે પણ ચીશ સાંભળતાં ઘડીભર થોભીને આસપાસ જોયું અને શક વના ખાતરીથી તેણે માનયું કે તે ચીશ એક સ્ત્રીની હતી અને દુખ સંકટમાં આવી પડેલી સ્ત્રી ચીશ પાડીને મદદ માંગતી હતી. જેનશન જેમ દોડયો તેમ તદનજ ઉલતી દીશાથી પેલો નવો અજાણ્યો માણસ પણ ચીશ સંભળાઇ તે દીશા તરફ જોશભર દોડયો. પણ છાવણીથી જેનસન થોડેક છેટેજ હતો જ્યારે પેલો અજાણ્યો વધારે દુરને છેટે હતો માટે મેરીયમવાળા તંબુમાં જેનસન પેહલો જઇ પુગો.

જેનસને તયાં જે દેખાવ જોયો તે તેને ખરેખર એક વીકરાળ પલીદનું રૂપ આપવાને પુરતો હતો. મેરીયમ હળ્બી લડતી હતી અને માલબીન આ વેલા મેરીયમને માથાપર મુકી લગાવતો હતો. ગાળો ભાંડતો અને શ્રાપો દેતો જેનસન તંબુમાં દાખલ થયો તયારે માલબીન મેરીયમને પોતાના હાથમાંથી છોડીને જેનસનની સામો થયો અને વીજળીક જડપે તેણે પોતાના કમરબંધ મયેથી પોતાની રીવોલવર કહાડી, પણ જેનસન તઇયારજ હતો તંબુમાં દાખલ થવા અગાઉ તેણે પોતાના હાથમાં પોતાની રીવોલવર તઇયાર રાખી હતી અને અકેકની સાંમે થતાંજ બંનેએ અકેક સામે પોતાની રીવોલવર એકી વેળા છોડી.

જેનસનના હાથમાંથી રીવોલ્વર પડી ગઇ. ઘડીભર તેણે એક છાકટાં માણસની માફક લથડીયાં ખાધાં. આ તકનો લાભ લઇ માલબીને ફરીને બે ગોળી છોડી અને જેનસન જમીનપર ઉંધે મસ્તક મુરદું થઇ ઢીબાયો અને દોજખના જે દઇનો તેની રાહ જોતા બેઠા હતા તેમના હસ્તકમાં તે જઇ પડ્યો.

જેનસનના મુરદાં આગળ માલબીન ગયો અને મુરદાંને જોશમાં લાત મારીને કહ્યું. "જા—જહાનમમાં જઇને પડ"

તે હવે પાછો મેરીયમ તરફ ફર્યો અને ફરીને તેણે મેરીઅમને પકડી પણ તેજ વખતે તંબુના દરવાજાનો પરદો ઉંચકાયો અને ઉચાં બદનનો એક કદાવર ગોરો મરદ ધીમેથી દાખલ થયો. તે મરદને મેરીયમે કે માલબીને દીઠો નહીં. માલબીનની પીઠ તેની તરફ ફરેલી હતી અને તે ગોરો મરદ માલબીન પાછળ હોવાથી મેરીયમની નજરે પડ્યો નહી.

તે ગોરો પુરૂષ ઉતાવળે આગળ વધ્યો અને માલબીનના ખભાં ઉપર પોતાનો ભારી જોરદાર હાથ મુક્યો માલબીને એકદમ પીઠ ફેરવી અને પોતાની સામે પોતાના કરતાં વધુ મોટી ઉંચાઇના ગોરા કદાવર પુરૂષને ઉભેલો દીઠો તેણે ખાકી પોશાક અને તડકાંથી રક્ષણ મેળવવા માટેની હેમલેટ પહેરેલી હતી તેને જોતાંજ માલબીને પોતાના કમરબંધ મધેના પોતાની રીવોલવર પાછી ખેંચી કહાડવાની કોશેશ કીધી પણ તે રીવોલવર ખેંચી કહાડે તે અગાઉ તો તે અજાણ્યા પુરૂષે તે રીવોલવર તેના હાથમાંથી છુટાવી લીધી અને તંબુની બહાર ફેંકી દીધી. માલબીને ગાળો ભાંડી અને શ્રાપ દીધા અને તે નવા આવનારને મુકી મારવા પોતાનો હાથ ઉંચો કીધો પણ તે મુકીવાળા હાથની કાંડી પોતાના પંજામાં પકડીને તે અજાણ્યાએ એવી તો ભચડી કે માલબીનના ડોળા તણાઇ આવ્યા.

આવી રીતે પોતાની હાર થયલી જોઈને માલણીને પોતાના નોકરોને પોકાર કરીને બોલાવયા પણ તેમને બદલે કોઇ જુદાજ અજાણ્યા લડવઇયા હબશીઓ તંબુમાં દાખલ થયા જેઓ તે મલીકના નોકરો જેવા શ્રાપ અને અપરાધના છાપ સાથના ચહેરાવાળા હતા નહી.

"પછાડા મારવાની મુરખાઇ છોડી દે" તે અજાણ્યો બોલ્યો; "તું મોતની સજાને લાયક કરી ચુકેલો છે પણ હું પોતે કાયદો હાથમાં લેવા માંગતો નથી અને તારા જેવા નીચ ખવીસના લોહીમાં મારા હાથ ખરડવા મને ગમતું નથી. તારા જેવાને ફાંસીએ લટકાવવાનું ખુની કામ કોઇ બીજાને માટે છોડું છું. હું તુંને ઓળખું છુ. તુંને અને તારા આગે દોજખમાં જઇ ચુકેલા દોસ્તને સઉ કોઇ બરાબર પીછાણી રહેલા છે. આગે મુલકમાં તારી હાજરી જોઇતી નથી. આ વેળા હું તુંને જતો મુકું છું પણ આ મુલકમાં તું ફરીને આવશે તો કાયદો મારા હાથમાં હું લઇશ અને સરવથી નજદીકના ઝાડે તુંને લટકાવી દઇશ."

"તું પાપી પીંડારો મુંછી ધારકી માણસ કોણ છે!" માલણીને ખીજવાઇને પુછ્યું. જેના જવાબમાં તે અજાણ્યાએ તેના બંને ખભા પકડીને તેને હીલાવીને એવો તો દાદરો કરી મુકયો કે તેના દાંત પણ કચકચી રહયા. આવી રીતે તનબદન હંદોલાઇ જવાથી માલણીનની આંખે ચકકર આવી ગયાં અને આવી સખત સજા પોતાને આગે પહેલીજવાર થયલી હોવાથી તે ઠંડોગાર થઇ ગયો.

"ચાલ હવે બહાર જા, તંબુની બહાર ચાલતો થા. હું મારી ઓળખ તુંને આપુ છું—હું કોણ છું તે ભુલ તો ના—મારૂં નામ યાદ રાખજે" એટલું બોલીને તે અજાણ્યાએ માલણીનના કાનમા પોતાનું નામ કહયું.

ઢંઢેલાઇ જવાથી માલમીન ચંડો પડી ગયો હતો પણ તે અજાણ્યાનું નામ જાણતાંજ તે અવાચક થઇ ગયો. તે ધાબરો પડી ભાન ભુલી તે અજાણ્યાનું મોહડું ફાડીને જોતો ઉભોજ રહી ગયો જેથી તે અજાણ્યાએ તેને ફેરવી, તંબુના દરવાજા તરફ તેનું મોહડું કરીને એવો તો સખત ધક્કો તેની પીઠપર લગાવયો કે તે બેચાર કદમ જોરમાં દોડીને તે તંબુની બહાર જઇ જમીનપર પછડાઇ ગયો.

આ વખતે અજાણ્યા માણસે મેરીયમને પુછ્યું. "તારી ગરદને બાંધેલા કોલરનાં તાળાંની ચાવી કોણ પાસે છે?"

તે અજાણ્યાની ભાષા મેરીયમ સમજી શકી નહીં માટે તેણીએ આરબી ભાષામાં કહ્યું. "હું માત્ર આરબી અને એપ ભાષા જાણું છું. તમો કહો છો તે હું સમજી શકતી નથી"

તે પુરૂષે તરતજ આરબી ભાષામાં પોતાનો સવાલ કરયો. જેનસનના મુડદાં તરફ આંગળી કરીને મેરીયમ બોલી "એની પાસે તે કુંચી છે."

તે અજાણ્યાએ પોતાના માણસોને હુકમ કીધો જેઓએ જેનસનના મુરદાં ઉપરના કપડાં તપાસ્યાં અને તેના ખીસામાંથી ચાવી કહાડી. તે ચાવી વડે તાળુ ખોલીને તે અજાણ્યાએ મેરીયમને છુટી કીધી.

---

## પ્રકરણ ૧૯ સું.

## મેરીયમની નવી જીંદગી.

મેરીયમ છુટી થઇ.

પુરા બદમાશ જાલીમથી મેરીયમે છુટકારો મેળવ્યો અને લોખંડની સાંકળથી છુટી કરનાર ગોરો પુરૂષ તેણીને જોતો ગુપચુપ ઉભોજ રહયો.

"હવે મને મારા કોરેક પાસે જવા દેશો!" તેણીએ તે અજાણ્યાને સવાલ કર્યો.

તે અજાણ્યાએ મેરીયમને બરાબર ટીકી ટીકીને તપાસી. તેણી આરબ ઓલાદની હોય એવું તેણીની ઝબાની ઉપરથી જણાયું હતું પણ દેખાવ, ચામડીના રંગ અને પહેરવાસપરથી તેવું લાગતું હતું નહીં.

"તે કોરેક કોણ છે?" અજાણ્યાએ પુછ્યું.

"કોરેક? તે તો એક એપ છે. મારી કોઇ બીજી કોમ કે જાત નથી આદત જયારથી એપ પ્રજાનો રાજા બનયો ત્યારથી હું અને કોરેક જંગલમાં રહ્યાં હતાં." મેરીયમ હમેશાં આકુટને "આદત" ના નામથી ઓળખતી અને બોલાવતી હતી અને તેજ નામ તેણીએ આ વેળા આ અજાણ્યાને કહ્યું.

"એપનો રાજા?" પેલો અજાણ્યો કાંઇ શંકાશીલ થઇને અને મેરીયમ તરફ વધુ ટીકીને જોઇને બોલ્યો.

"હા, કોરેક એપનો રાજા થઇ શકતે; પણ તેને રાજા થવા ગમયું નહીં તેથી આદતને રાજા બનાવયો."

"જો કોરેક એક એપ છે, તો છોકરી, તું કોણ છે!"

"હું મેરીયમ છું-હું બી એક એપ છું."

પેલા અજાણ્યાને શક ઉપજયો-આ છોકરી દીવાની તો નથી થઇ?-બીમરી તો નથી લાગુ પડી? તાવનો ગલબો તો નથી થયો?

પેલો અજાણ્યો મેરીયમની નજદીક ગયો અને તેણીની તબીયત તપાસવા કાજે તેણીના કપાળ ઉપર પોતાનો હાથ મુકવાની તેણે કોશેશ કીધી. મેરીયમ ભડકી અને હઠી ગઇ.

તે અજાણ્યાએ કહ્યું. "મારાથી તું બીહ ના, હું તુને હેરાન કરીશ નહી, તુંને હેરાન થવા દઇશ નહી. હુ તો તારી તબીયત તપાસવા માંગું છું. તારા બદનમાં તાવ તો નથી!

હું તે જોવા માંગું છું, જો તારી તબીયત ઠીક હશે તો આપણે કોરેકની શોધમાં નીકળીશું."

મેરીયમે તે પુરૂષ તરફ ટીકીને જોયું અને દેખાઇતી રીતે તેના કહેવા ઉપર તેણીને વીશવાસ આવ્યો. તેની રીતભાત, બોલવું ચાલવું અને અવાજ એવા પ્રકારનો મેરીયમને લાગ્યો કે તે પુરૂષ વીશવાસ મુકવાને લાયકનો હતો એવી તેણીને ખાતરી થઇ.

તે પુરૂષે મેરીયમના કપાળપર હાથ મુકી જોયો અને હાથની કાંડી લઇને નાડી તપાસી. મેરીયમ તનદરોસ્ત હતી એવી તેની ખાતરી થઇ.

"તું એપ છે! કયારથી એપ થઇ?" તેણે પુછ્યું.

"ઘણા ઘણા વરસ અગાઉ, હું નાની છોકરી હતી તયારથી. કોરેક મારાં ગામડાંમાં આવયો હતો. મારો પીતા ઘાટકી હતો અને તે મને દરરોજ વગર કારણે કે મારા કાંઇબી કસુર વના મને મારયા કરતો હતો જેના હાથમાંથી મને કોરેક છોડવી ગયો હતો. તયારથી હું અને કોરેક તયા આવટ ઝાડોમાં રહયાં હતાં."

"જંગલના કયા ભાગમાં કોરેક રહે છે!"

"આએ તરફ." મેરીયમે જંગલ ભણી હાથ લંબાવી એના મોટા વીસ્તારનો ખયાલ પેલા અજાણાને આપયો કે ગોયા અરધું આફ્રીકા તે વીસ્તારમાં સમાઇ જાય.

"કોરેક જયાં રહે છે તયાં તું જઇ શકશે?"

"તે હું કેમ કહું! પણ મારી ખાતરી છે કે હું જયાં છું તયાં કોરેક જરૂરજ મને શોધતો આવી શકશે."

"તયારે આપણે એક ગોઠવણ કરયે અહીંથી થોડેક છેટે હું રહું છું. તયાં મેં મારૂં નાનું મકાન બાંધેલું છે. હું તુને

મારી ધણીયાણી આગળ લઇ જાવું અને ત્યાં તુંને અમારા આશરા હેઠળ રાખીશું. કોરેકને તું શોધી કહાડે કે કોરેક તુંને શોધી કહાડે ત્યાં સુધી તું અમારી સાથે રહેજે. જો કોરેક તુંને શોધી કહાડવાને આવશેજ તો જેમ અત્રે આવી શકશે તેમ મારાં ગામડાંમાંથી આવી શકશે."

"એ વાત ખરી પણ કોરેકને શોધવાને સારૂ તરતજ નહી નીકળવાનો વીચાર મને ગમતો નથી. હું તો કોરેકની શોધમાં હમણા ને હમણાજ જવા માંગું છ."

આવી જવાન ખુબસુરત અને નીરદોષ અજ્ઞાન છોકરીને આવી રીતે એકલી જવા દેવાનું–અને તેથી કયે ઠેકાણે જવું તે નહીં જાણનારીને જવા દેવાનું પેલા મરદને ગમયું નહીં જંગલની બાબતોથી આ પુરૂષ માહીતગાર હતો અને તે જાણતો હતો કે કોઇવાર માણસ જાત જંગલમાં જઇને જાનવરો સાથે વસવાનો શોખ ધરાવે છે–પણ છોકરી, આવી જવાન જોબનવંતી ખુબસુરત છોકરી એમ જંગલમાં જઇને એપ વાંદરાઓ સાથે વસે એ કદીથી નહી બનવાજોગ તેને લાગયું.

તે પુરૂષ અને મેરીયમ તંબુ બહારથી બહાર નીકળ્યાં. માલબીન પોતાના માણસો સાથે રવાના થવાની તઇયારી કરતો હતો અને પેલા નવા પુરૂષના માણસો અને મેલબીનના માણસો વાતચીત ચલાવતા હતા. ને ગજાણ્યા નવા પુરૂષે પોતાના રસાલાના વડાને બોલાવ્યો અને તેને કહ્યું. "આએ બદમાશ સુઇના માણસોને પુછી પરછીને ખબર મેળવ કે આએ છોકરીને એ બદમાશ કયાંથી લાવ્યો અને એ છોકરી કોણ છે."

"જેવો હુકમ–બવાન" પેલા નોકરે જવાબ દીધો અને મેલબીનના માણસોથી ખબર મેળવવાને તે તેમની વચ્ચે ગયો.

[ "બવાન"—હબશીઓ પોતાના સરદારને અને માલેકને બવાન નામથી ઓળખતા હતા પણ મેરીયમ તો એવુંજ સમજી કે આ નવા આવેલા પુરૂષનું પોતાનુંજ નામ બવાન હતું અને આપણી વારતાના બાકીના ભાગ દરમ્યાન આપણે પણ આ નવા પુરૂષને "બવાન" નામથીજ ઓળખતા રહીશું ]

પેલો માણસ પુછપરછ કરીને ખબર લાવ્યો અને તણે બવાનને કહ્યું "ઘરડા કોવુડુ પાસેથી આગ્રે છોકરીને એ લોકો વેચાતી લાવ્યા હતા એ શીવાય વધુ કાંઇ કોઇ જાણતું નથી. આએ માણસો કહે છે કે આએ માર્યો ગયલો ગોરો અને હયાત રહેલો ગોરો ઘણાજ મુજી કપટી ખુની અને બદમાશ છે. આએ જીવતા રહેલા ગોરા પુરૂષનેણી મેં પુછી જોયું પણ એબી કહેછ કે એ છોકરી વીષે એ કશું જાણતો નથી. બવાન આએ ગોરા પુરૂષને જીવતો જવા દેવો ના—એને મારી નાખવો જોઇએ છે- એ જીવશે તો વધુ પાપ કરશે. એને જીવવા દેશો તો તમો પોતે પાપ કરશો. એને મારી નાંખવામાં પાપ નહી પણ સવાબ છે."

"એમ બને નહી, એનાં લોહીમાં મારા હાથ ખરડવાના નથી, એ એના પાપે મરશે."

માલબીન અને તેના સઘળાં માણસો પોતાનો સઘળો સરસામાન લઇને રવાના થયાં ત્યાં સુધી બવાન થોભ્યો અને તે પછી મરનાર જેનસનની લાશ તેણે ભુમીદાહ કરાવી.

કોરેકનેજ શોધવા નીકળ્યાં છે એવો ખોટો દેખાવ કરીને મેરીયમને પોતાની સાથે લઇને બવાન નીકળ્યો અને તેણીને બનતાં અને બની શકતાં કપડાં પહેરાવ્યાં. મેરીયમ તરફ એવી તો પવિત્ર પ્રીતી અને દીલસોજીની લાગણીથી બવાન વર્ત્યો

કે આ નીર્દોષ છોકરી સંપુરણ પુરેપુરો વીસવાસ મુકીને બવાન સાથે પલાટાઇ ગઇ.

તેઓએ મંજલ ચાલુ કીધી અને પાંચ દીવસની મંજલ પછી મંજલ કાપતાં તેઓ આખરે બવાનવાળા ગામડાંમાં આવી પુગ્યાં. ખુશનુમા નાનકડું ગામડું હતું અને બવાન તેનો ધણી હનો સઘળે ઠેકાણે સંતોષ અને શાંતી હતી અને એક નાનું શણીયામણું મકાન બાંધેલું હતું જેનો ખુશનુમા બગીચો હતો. આ ગામડાં આગળ આવતાં મેરીયમ અજબ થઇ અને તેણીએ બવાનને પુછ્યું.

"આપણે કયાં આવ્યાં-બવાન?"

"આપણે કોરેકને પાંચ દીવસ સુધી શોધ્યો પણ તે મળ્યો નથી અને તે શોધ ચલાવવાના માર્ગમાં આએ મારૂં ગામડું આવી પુગ્યું છે માટે આપણે અહીં થોડો વખત થોભીશું. આસાયશ લઇશું અને પછી આપણે પાછી શોધ ચલાવીશું તથા મારાં સઘળાં માણસોને શોધ ચલાવવા હું મોકલીશ. મારી ધણીયાણી તારી જતન લેશે. તું અહીં વધારે સુખી રહેશે-કોઇથી ધાસ્તી તને પુગવાની નથી."

"પણ બવાન મને ધાસ્તી લાગેછ. મારો પીતા શેખ હમશી મને જેમ મારતો હતો અને હેરાન કરતો હતો તેમ તમારાં ગામડાંમાં કોઇ મને મારશે અને હેરાન કરશે. મને જંગલમાં જવાદો-હું ત્યાં એકલી રહેવસ તોબી વધારે સુખી ને નચીંત રહેવસ. તયાં કોરેક મને શોધતો આવશેજ-ને મળશેજ. આએ ગોરાં માણસના ગામડાંમાં મને શોધતો એ આવે એવું લાગતું નથી પણ જંગલમાં તો એ મારી શોધખોળ ચલાવતો હશેજ."

"મારી પ્યારી બાળકી, તુને અહીં કોઇબી મારશે નહી, તને હાથબી લગાડવાની કોઇ હીમત કરશે નહી. હું

તારી સાથે કેવી રીતે વરતયેછું ! તેજ રીતે અહીં સહુ કોઇ તારી સાથે વરતશે."

મેરીયમ ભોલી ભલી અને નીરદોષ છોકરી તાબે થઇ અને તેઓ ગામડાંમાં દાખલ થયાં. તેઓ આગળ વધયાં અને મકાન આગળ આવી લાગયાં તયારે બગીચા મધેથી એક બાઇ દોડતી બહાર આવી અને બવાનને ગળે વળગી પડી અને બંનેએ એક બીજાને કીસ લીધી.

"મેરીયમ આએ મારી ધણીયાણી છે" બવાને મેરીયમને કહયું. "એ તારી જતન લેશે !"

"એ છોકરી કોણ ?" બવાનની બાયડીએ પુછયું.

"એનું નામ મેરીયમ છે 'માઇડીયર'–તમો એની જતન લેજો." બવાને જવાબ દીધો.

[' માઇડીયર'–ધણીધણીયાણી એક બીજાને 'માઇડીયર' નો એલકાબ આપે છે એ તો સાધારણ વાત છે પણ આવો બોલ પોતાની જીદંગી દરમયાન પહેલીજ વાર મેરીયમે સાંભળયો અને તેણીએ એવુંજ ધારયું કે આએ બાનુનું નામ 'માઇડીયર' છે. એમ ધારીને તેણી તે બાનુને 'માઇડીયર' ના નામથીજ બોલાવવા લાગી અને ઓળખવા લાગી અને આપણે પણ આપણી આ વારતાના બાકીના ભાગ દરમયાન તે બાનુને 'માઇડીયર'ના નામથીજ ઓળખતા રહીશું.]

મેરીયમે જોયું કે માઇડીયર એક ખુબસુરત દમામદાર દેખાવની બાનુ હતી. તેણીના ચેહરાપર મધુરતા અને ભલા ખવાસનો છાપ હતો. બવાને પોતાની ધણીયાણી આગળ મેરીયમની જેટલી કહાણી તે જાણતો હતો તે કહી સંભળાવી અને તે

બાનુની દયા અને દીલસોજી મેરીયમ તરફ ખેંચાઇ. તેણીએ મેરીયમને પોતાના બાઝામાં લીધી. મેરીયમના જીગરમાં નવીજ લાગણી પેદા થઇ. માઇડીયરની છાતીમાં પોતાનું માથું મેરીયમે રાખ્યું અને માઇડીયરે તે માથું પોતાના બંને હાથથી પોતાની છાતી સાથે વળગાડી રાખ્યું. આવી પ્રીતી અને મોહબત કરનારૂં આજેજ મેરીયમને પહેલુંજ મળયું હતું માટે તેણીની લાગણી એટલી તો ઉશ્કેરાઇ કે તેણી રડી પડી—આખી જીંદગી ભરમાં જે જોશથી તેણી નહી રડેલી તેવી રીતે તેણી એ અખત્યાર રડી—તે આંસુ ખુશાલીના હતાં—તે આંસુ દુઃખ સંકટના થએલાં નીવારણની યાદના હતાં—તે આંસુ મળેલા આરામ કરાર અને સલામતીની પીછાનનાં હતાં.

આ પ્રમાણે મેરીયમ—હબશીના બારે જુલમાતમાં વસેલી, હાડ મારી અને ઘાટકી વરતણુંકમાં દુઃખી થયલી, એપ વાંદરાઓ વચ્ચે જીંદગી ગુજારી આવેલી અને જે (કોરેક) જેવા બળવાન દીલસોજ આશકના સાહયા હેઠળ મોજ મજાહ ભોગવી જંગલની જીંદગીની ગમત મેળવી આવેલી—મેરીયમ સુધરેલાં લોકોના અને નેકી નીતીવાન ધણીધણીયાણીના આશરા હેઠળ આવી લાગી.

બવાન અને માઇડીયર ગોયા તેણીના માતપીતા મીસાલ વરતવા લાગયાં. તેણીની ધાસ્તી તદન દુર થઇ ગઇ અને શક સુબાહ નાબુદ થયાં, પ્રીતી તેણીએ મેળવી અને પ્રીતી આપી. અરસપરસ મોહબત અને દીલસોજી વધતી ગઇ અને સુખ-સંપજ તેણી ભોગવતી રહી. પણ તે સઘળાં સુખ અને સગવડ વચ્ચે ઘડીભર પણ તેણી કોરેકને ભુલી નહી. કોરેક મળશેજ એવું તેણીનું યકીન સહેજબી ડામાડોળ થયું નહી.

મેરીયમ નવી જીંદગીમાં દાખલ થઇ તેણી પોતાને ખરેખરી સુખી થયલી સમજી અને સઘળાં દુઃખનો અંત આવેલો તેણીએ ધાર્યો. મેરીયમના સઘળાં દુઃખનો અંત આવ્યો કે!

થોભ! મેરીયમ થોભ! ઇશ્વરનું સુખ મેળવવા અગાઉ તને હજી વધુ ખમવાનું છે.

---

## પ્રકરણ ૨૦ સું.

### મેહનત બરબાદ.

પણ જ્યારે મેરીયમ પોતાની નવી જીંદગીના સુખસગવડ અને આરામ કરારમાં બેઠી હતી અને કોરેકને દર ઘડીએ દર પળે યાદ કરતી હતી ત્યારે તેણીના મનમાં વસેલો અને જીગરમાં સમાયલો કોરેક પોતે શું કરતો હતો?

મેરીયમને છોડવવા માટેની જીવતોડ કોશેશ કરવા પછી અને તે કોશેશમાં નીશફળ નીવડવા પછી હબશીઓ સાથે લડતાં બદનપર પડેલા અનેક નાના જખમો સાથે લોહીથી ખરડાયલો કોરેક નાઠો. પાછો આવવાની અને મેરીયમને છોડવી લઇ જવાની કબુલાત મેરીયમને આપી તે ઝાડોપર કુદતો આગળ વધી ગયો. પોતાના ઉછેરનારા ગીબ્બો બબુનોની મદદ લેવાની ધારણા તેણે રાખી હતી માટે તે તેમની શોધમાં ચાલ્યો અને બબુનોના પગલાંઓ નીશાની જોતો તથા કાન અને નાકની મદદ મેળવતો તે આગળ વધ્યો અને આખરે બબુનોના ટોળાંમાં તે આવી લાગ્યો. પહેલાં તો આએ નવાં પ્રાણીને આવતું જોઇ બબુનો ભડક્યા અને વાંખેરાઇ ગયા

તથા તે પ્રાણી આગળ આવે તો હુમલો કરીને તેને મારી નાંખવાને તેઓ સાવધ બનયા.

પણ કોરેકે પોકાર કરી પોતે કોણ છે તે જ્યારે કહયું ત્યારે તે બળવાન મોટા વાંદરાઓ કાંઇક શાંત થયા અને તે ટોળાંનો રાજા ધીમે ધીમે કોરેકની આગળ આવયો. કોરેકથી થોડેક છેટે તે થોભયો અને પોતાનું નસકોરૂં ચડકાવી તેણે જોસમાં શ્વાસ ખેંચયો.

"હું કોરેક છું." કોરેક બોલ્યો. "તુને કેદ કરનારૂં પીંજરૂં મેં ઉઘાડયું હતું અને માણુસ જાતના હાથમાં સદાને માટે કેદી તરીકે તુને જઇ પડતાં મેં તને બચાવયો હતો. હું કોરેક છું તારો અને તારી રૈયતનો દોસ્ત છું."

"હા." રાજા બોલ્યો "તું કોરેક છે. મારા કાન તારો અવાજ ઓળખે છે. મારી આંખ તારો ચહેરો પીછાણે છે. મારૂં નાક જે કદીએ ભુલ કરતું નથી તે કહે છે કે તું કોરેક છે. આવ મારા મીત્ર અમારી વચ્ચે આવ, ભલે આવ, અમો તારા દોસ્ત છીયે."

"તમારી મુલાકાત લેવા હું આવયો છું."

"ઠીક—આવ, આપણે સાથે શીકાર કરીશું અને સાથે રહીને મોજ મેળવીશું."

"નહી, હમણા કોરેક તમારી સાથે રહીને શીકાર કરી શકવાનો નથી." કોરેક બોલ્યો "મેરીયમને હબશીઓ ઉઠાવી ગયા છે. પોતાના ગામડાંમાં તેઓએ તેણીને કેદ કરી રાખી છે. તેઓ તેણીને જવા દેતા નથી. કોરેક એકલો તેણીને છોડવી લાવી શકતો નથી. કોરેકે તને છુટો કરયો હતો.

હવે તું તારી પ્રજા સાથે આવ અને કોરેકની મેરીયગને છુટી કર."

"હબશીઓ લાંબા ભાલા ધરાવે છે." રાજાએ જવાબ દીધો, "તે ભાલા તેઓ ફેંકે છે અમારા બદનમાં તે દાખલ થવાથી અમો મારયા જઇયે છીયે. હબશીઓ નઠારા છે. જો અમો તેમના ગામડાંમાં દાખલ થઇએ તો તેઓ અમોને સઘળાઓને મારી નાંખે."

"હબશીઓ ભાલા ધરાવે છે પણ ગોરાં માણસો બંદુક ધરાવે છે. ભાલા નજદીકથી ફેંકી શકાય અને બંદુક દુરથી છોડી શકાય. જયારે તુને કોરેકે છુટો કીધો તવારે બંદુકવાળા ગોરા માણસો સામે હતાં. જો કોરેક તે બંદુક જોઇને નાશી ગયો હતે તો આજે તું જીંદગીભરનું કેદખાનું ભોગવતો હતે."

બગુન રાજાએ પોતાનું માથું ધવડયું. આસપાસ સઘળા વાંદરા ભેગા થયા હતા અને તેઓ સઘળા આ વાત સાંભળીને વીચારમાં પડેલા લાગતા હતા.

આખરે રાજા બોલ્યો. "તુને મદદ કરવાને અમો તઇયાર છીયે કોરેક પણ હબશી ગામડાંમાં માણસોની સંખયા ઘણી મોટી છે અને અમારી સંખયા ઘણી નાની છે. અમો નાની સંખયામાં શું કરી શકયે!"

"ટેકરીઓ ઉપર આપણી જાતવાળાઓ મોટી સંખયામાં વસે છે." એક બીજો બગુન બોલ્યો કે જેને લડાઇ ચલાવવાની અને હબશીઓ સામે હુમલો લઇ જવાની ઉલટ થઇ આવી હતી. તેણે કહયું! "જંગલના પાત્રાંની જે સંખયા છે તે કરતાં આપણી જાતવાળાઓની વધુ સંખયા છે. આપણીજ માફક તે આપણી કોમવાળાઓ પણ હબશીઓને ધીક્કારે છે. તેમને

પણ લડાઇ ચલાવવાનો અને હુમલા લઇ જવાનો શોખ છે. તેઓ બહુ જનુની અને વીકાળ છે. તેમની મદદ આપણે માગયે અને તેમની મદદ મેળવીને આગે આપણાં જંગલ માહેલા સઘળા હબશીઓને આપણે મારી નાખીશું."

"એ બધી વાત ખરી છે." કોરેક બોલ્યો "પણ પહાડી બબુનોની કશી જરૂર નથી આપણી સંખયા પુરતી છે. તે પહાડી બબુનોને બોલાવી લાવતાં ઘણો વખત નીકળી જશે અને આપણે મેરીયમને છોડાવવા જઇશું તે અગાઉ તો કદાચ મેરીયમ મરણ પામશે અથવા તો તેણીને તેઓ ખાઇ જશે. ચાલો આપણે હમણાંજ હબશીઓના ગાંમડાં તરફ કુચ કરી જઇએ. જો આપણે ઉતાવળે મુસાફરી કરીશું તો આપુને તે ગાંમડામાં જઇ પુગતાં ઝાઝો વખત લાગશે નહી. આપણે સઘળાં ગામડાં પર તુટી પડશું અને હબશીઓ બલારાઇને નાસી જશે અને આપણા હાથ પર મારયા જશે, પછી આપણે મેરીયમને છોડાવીને લઇ આવીશું."

બધાં વાંદરાંઓએ મસલહત ચલાવી અને દરેક વાંદરો એવુંજ બોલવા લાગયો કે આપણી સંખયા પુરતી નથી ટેકરીઓ ઉપરના બબુનોની મદદ મેળવવી જોઇએ.

આ હઠીલા અને નાની અકલના અણુસમજુ જાનવરોને વધુ સમજાવવામાં કશો લાભ કોરેકે દીઠો નહીં માટે તેઓની મરજી મુજબ અમલ કરવાની કોરેકને ફરજ પડી. થોડાજ વખતમાં બબુન રાજા અને થોડાક બીજા વાંદરાઓ ટેકરીઓ ભણી રવાના થયા અને કોરેકને તયાંજ થોભવું પડયું.

બબુન રાજાવાળી ટોળીએ બે દીવસની મુસાફરી કીધી, તેઓ ટેકરીઓ પર જઇ પુગવા પછી એક દીવસ તયાં તેઓ થોભાયા અને પાછી વળતી મુસાફરી બે દીવસની તેમને કરવી

પડી. પાંચ ૭ દીવસે તેઓ પાછા ફરયા, કોરેકે જોયું કે સેંકડો વાંદરાઓનું ગંજાવર જબરં ટોળુ ધમધુકાર ધસી આવતું હતું. લડાઇ ચલાવવાનું અને હબસીઓ ઉપર હુમલો લઇ જવાનું તે વાંદરાઓને શુર ચઢડયું હતું.

બણુન રાજા અને ટેકરીઓ ઉપરના હજારો વાંદરાઓનો રાજા, બંને સાથે સાથ ચાલતા હતા. કોરેકને જોઇ નવો રાજા અને તેની પ્રજા અટકીને ઉભા, એક ઘડીભરમાં તે આખું ટોળુ જો ઉશકેરાય તો કોરેકના ટુકડે ટુકડા થઇ જાય. પણ કોરેકનો અવાઝ સાંભળીને તથા તેમની પોતાની ભાષામાં તેને વાતચીત કરતો જોઇને તેઓ ખુશાલ બનયા અને કોરેકની આસપાસ ફરી વળયા.

કોરેકે પોતાનો સઘળો હેવાલ તેમને કહી સંભળાવયો અને એવી ભાષામાં તેમને લડાઇ ચલાવવાની ઉસ્કેટ તેણે આપી કે સઘળા વાંદરાઓ ઝનુનમાં દાંત કચકચાવી લોહી રેડવાને તઇયાર થઇ ગયા.

નવાં ટોળાંનો રાજા બોલયો. "અમો ટેકરીના વાંદરાઓ જબરા લડાયક છીએ. હાથીઓ અમારાથી બીહે છે, સીંહ અમારાથી દુર રહેવાનું પસંદ કરે છે, વાઘ અમોને જોઇને નાસી જાય છે, અને હબશીઓ અમોને જોઇને અમોને નહી છેડવાની સંભાળ લે છે. હું પોતે તારી સાથે હબશીના ગામડાંમાં આવવા તઇયાર છું. કરડીશું, મારીશું, બચડીશું. હું રાજા છું, આગલા રાજાનો વડો દીકરો છું. હું એકલોજ દશ પંદર હબશીને ઠાર મારી નાખીશ."

એકવાર ઝનુન ચઢયું કે પછી પુછવુંજ શું પડે! લડાઇ ચલાવવાના શુરમાં તેઓ નાચવા કુદવા લાગયા અને એવું તો

તોફાન તેઓએ મચાવી મુક્યું કે દૂરના છેડાંના જાનવરો અને પક્ષીઓ ભડકીને નાશી ગયાં.

"તમો બહાદુર છો અને બહાદુરોનુંજ કામ છે." કોરેકે તેમને તાડપર ચડડાવયા. "તમારા જેવા હીમતવાન અને બળવાન આગળ હીચકારા નબળા હબશીઓ શું કરી શકવાના છે?"

સઘળાઓએ ખુશાલીના પોકારો કરયા અને કોરેક તેમની વચ્ચે ઘડીભર ઉભો રહયો અને તે પછી મુસાફરીની શરૂઆત કરવાને તે છલાંગ મારીને બહાર નીકળયો અને બુલંદ મોટા અવાજે બોલયો—'ચાલો!'

ચાલ્યા! આખું ઝુંડનું ઝુંડ ધમધુકાર આગળ વધયું. બને રાજાઓની સાથે કોરેક મોખરે હતો અને ગામડાં તરફનો મારગ તે દેખાડતો હતો. તેના જીગરમાં આશા સજીવન થયલી હતી અને મેરીયમને છોડવવાની ઉમેદ તેણે બાંધી હતી. તેને શું ખબર કે તેની આટલા દીવસની ગેરહાજરીમાં તો મેરીયમ એક હાથથી બીજે હાથ અને બીજે હાથથી ત્રીજે હાથ જઇ ચુકી હતી અને નવી જીંદગી શરૂ કરતી હતી.

કોરેકવાળું વાંદરાઇ લશકર કેવુકુવાળાં ગામડાંની નજદીક આવી પુગયું અને બંને રાજાઓ તરફથી ફકત એકજ ઇશારો થતાં આખાં લશકરમાં સંપુર્ણ ચુપકીદી પંથરાઇ. જે ટોળાંએ જંગલ ગજાવી મુકે તેવી ચીશ અને બરાડા પાડયા હતા તેજ ટોળું જરાબી સનસારો કે અવાઝ કહાડયા વના આગળ ચાલવા લાગયું.

ગામડાંની આસપાસ હજારો વાંદરાઓ ફરી વળયા અને જે ઝુપડાંમાં મેરીયમને છેલ્લી કોરેકે જોઇ હતી તે ઝુપડાના

મથાળાં ઉપરના ઝાડની ડાળીએ કોરેક લટક્યો અને ચોતરફ તેણે નજર ફેરવી.

વખત આવી પુગ્યો—કોરેકે એક પોકાર કર્યો—હજારો વાંદરાઓ બુમો અને ચીશો પાડતા ચોતરફથી ગામડાંમાં ધસ્યા અને હબશીઓ ઘભરાઇને આમ તેમ નાસવા લાગ્યાં. મરદો પોતાના ભાલા લેવા દોડયા અને સ્ત્રીઓ પોતાના બાળકોને લઇને ગામડાંના દરવાજામાંથી બહાર નાસી જવાને દોડી. કોલુકુ પોતાના સહાયક હબશીઓને ભેગા કરવા લાગ્યો પણ તેને તેમ કરવાને પુરતો વખત મળ્યોજ નહીં. એક ભાલો ઉડે તે આગાઉ તો પાંચ હબશીઓ પટકાઇને મરવા લાગ્યા. સરવમાં સરવથી ઝનુન સાથ અને સરવથી વધુ બહાદુરીથી લડનાર કોરેક હતો. આખરે હબશીઓ હાર્યા; ઘણાઓ માર્યા ગયા; બચ્યા તેઓ નાસી ગયા: અને નાસતા હબશીઓની પુંઠે લાગેલા બબુનોએ તેમને પકડીને ચીરી નાંખ્યા.

આખું ગામડું ખાલી થઇ ગયું અને નાસતા હબશીઓને પકડવામાં અને સામે થનારાઓ સામે લડવામાં વાંદરાઓ રોકાયા હતા જેમને તે કામ ઉપર છોડી કોરેક પોતે ઝુપડાંઓમાં શોધ કરવા દોડયો. દરેકે દરેક ઝુપડું તેણે તપાસ્યું; ખુણા ખાંચરામાં ફરી વળ્યો; પોકાર કર્યા; મેરીયમનું નામ બુલંદ આવાજે પોકાર્યું; પણ મેરીયમ મળી નહીં.

કોલુકુ જીવતો નાઠો અને તેના બાકી રહેલાં માણસોએ ગામડાંમાં જવાની હીમત કીધી નહીં. તેઓ દુર જંગલમાં જઇને થોભયા અને સફેદ પીલતન જેવા દૈતે પોતાની માશુકની હેરાનગતીમાં કેવું વેર લીધું હતું તેનો તેઓ ખયાલ કરવા લાગ્યા.

બીજી તરફ બબુનો પોતાની મોટી ફતેહથી અતીશય ખુશાલ બન્યા હતા અને ગામડાંમાં તેઓએ પોતાની મરજી મુજબની લુટ ચલાવી હતી તથા મોજ મેળવવા માટે ભાંજફોડ અને નુકસાન કરયું હતું.

પોતાની લડાઇ પુરી કરી. લુટ મેળવી, જીવ ચાહે તેમ ભાંજફોડ કરી આ આખું ટોળું ગામડું છોડીને દૂર નીકળી ગયું અને બીજી સવારે ડોરેક તેમનાથી છુટો પડવાને તઇયાર થયો. બબુનોએ તેને ઘણો સમજાવ્યો કે તેણે તેઓની સાથે રહેવું પણ નાસીપાસ થઇ ગયલાં જીગર સાથે આ બહાદુર મરદે મગરૂરીથી ના પાડી. તેની ઉલટ દબાઇ ગઇ, ઉમેદ તારાજ થઇ, અને આશા છોડી ને નીરાશ બનયો.

બબુનોને છોડી તે એકલો જંગલ વચ્ચે ચાલતો થયો. ફક્ત એકજ ખયાલ તેના મનમાં રમતો હતો કે "ઓ મેરીયમ, મેરીયમ, તારૂં શું થયું હશે! તું કયાં હશે!"

જીંદગીની સહેજબી દરકાર કરવા વના તે ફરવા લાગયો; વાઘ અને સીંહના મારગમાં બેધડક જવા લાગયો, ગોયા મોતને તેણે આમંત્રણ કરવા માંડયું.

મેરીયમનો મધુરો ચહેરો યાદ કરી ને તે એટલો તો ગમ કરવા લાગયો અને એટલો તો એકલો અતુલો રહેવા લાગયો કે આખરે તેને લાગયું કે એમનું એમ જો ચાલ્યું જશે તો તે દીવાનો થઇ જશે. આ ખયાલ આવવાથીજ તેણે જરા રતી ઉલત પકડીને પાછી આગલી જીંદગી ભોગવવા માંડી. તે અજારનવાર વાંદરાઓ વચ્ચે જતો થોડાક દીવસ તેમની સાથે ગુજારતો, તેમની સાથે શીકાર કરતો અને પાછો તેમનાથી છુટો પડતો, કોઇ વાર તે આકુટવાળી ટોળીમાં જઇ પુગતો

અને તેમની સાથે એક બે દીવસ રહેતો. મોટે ભાગે પોતાના માનીતા અને બળવાન હાથી મીત્ર ટેનટોર સાથે તે વખત ગુજારતો. હાથી અસાધારણ મોટાં જબરાં કદનો હતો; તેના આગલા મોટા દાંત, આખા જંગલના કોઇબી હાથી કરતાં વધારે લાંબા અને બળવાન હતા. નાના બેપારી બારકસો વચ્ચે કોઇ મોટું રાક્ષસી કદનું ડરેડનોટ આવી પુગે તેમ તે કદાવર હાથી બીજા હાથીઓ વચ્ચે પહાડ જેવો લાગતો હતો. ટેનટોરની ગરદનપર બેસી કોરેક મુસાફરી કરતો, ડાંખળીના પાત્રાંથી ટેનટોરના કાન અને આંખ ઉપરની માખ ઉરાડતો અને ટેનટોર તેની રાત દીવસ ચોકી કરતો. સીંહ સામે લડતાં કે વાઘની પુઠે લાગતાં ટેનટોર એક દઇતનું રૂપ ધારણ કરતો પણ કોરેક આગળ તો એક નાનાં પાળેલાં બેટાં મીશાલ રમતો અને ગેલ ગમત કરતો. કોરેક બોલાવતો તો તે કોઇબી જગાથી તરતજ દોડી આવતો, કોરેકનો ઇશારો થતો તો તે જમીનપર બેસતો અને કોરેકના પીતાને તે અગાઉ પીછાણતો હતો અને કોરેકના પીતા સાથે તેને બેહદ મોહબત બાજેલી હતી તેની યાદમાં કોરેક સાથે તેણે ભલાઇ અને વફાઇનો ગાંઠ સાંધ્યો હતો.

એક વરસ આ પ્રમાણે પસાર થઇ ગયું. મેરીયમ મરણ પામી હશે અથવા હબશીઓ તેણીને ખાઇ ગયા હશે એવા ગમખાર વીચાર સાથે અને નાસીપાસી વચ્ચે કોરેકે એક વરસ પસાર કીધું. પણ તે વરસ તેણે જે જંગલમાં પસાર કર્યું તેની ફક્ત સો માઇલનાં છેટાંપર તેની પયારી મેરીયમ નવી જીંદગીના લાભ અને આ આશીરવાદ મેળવતી હતી અને ખરેખર તો તેને ને તેનેજ યાદ કરતી હતી.

---

# પ્રકરણ ૨૧ મું.



## એક વરસ પસાર.

મેરીયમ એક ભલાં અને નેક જોડાંની સંગતમાં અને સાહયા હેઠળ રહી અને સુખરેલી છંદગીના આશીરવાદ મેળવવા લાગી. મેરીયમના આવી પુગયા પછી ચાર પાંચ દહાડા વહી જતાં ખવાને પોતાના માણસોની એક ટોળી તઇયાર કીધી અને કોવુકુવાલાં ગામડાં તરફ રવાના થવાને તેમને ફરમાવ્યું. તે ટોળીના વડાને ખવાને ખાસ હુકમ આપ્યો કે કોવુકુને ગમે તેવી લાલચ રૂશવંત વટીક આપીને સમજાવીને પુછવું કે મેરીયમ કોણ છે! કયાંથી આવી! અને આએ બે બદમાશ ગોરાઓના હાથમાં તે કેમ આવી શકી! વળી જે ગોરા પીલતન પુરૂશને માટે મેરીયમે કહ્યું હતું અને જેનું નામ "કોરેક" તરીકે તેણીએ જણાવ્યું હતું તેને માટે ખાસ પુછપરછ કરવા ને ખવાને ફરમાવ્યું. તે એપ રૂપે વસતા પુરૂષની બની શકતી સઘળી વાત મેલવવાને ખવાને ખાસ હુકમ આપ્યો. મેરીયમના મગજ પર કાંઇ માઠી અસર થઇ હશે અને દુખ સંકત ભોગવતાં તથા ચાલુ ધાટકીપણું ખમતાં તે છોકરીને નાહક ખોટા વખારા પેઠા હશે એવો ખ્યાલ ખવાનને ઉપજ્યો હતો. પણ જેમ વખત જતો ગયો, દહાડા પસાર થતા ગયા તેમ ખવાનની અને માઇ-ડીયરની ખાતરી થતી ગઇ કે તે છોકરીની મગજ શકતી તદનજ સાબુત સંગીન હતી અને તેણીના મગજમાં જે કોરેકનો ખ્યાલ ભમતો હતો તે કોરેક કોઇ ખરેખરો પુરૂષ હોવોજ જોઇયે.

તે ટોળીના રવાના થવા પછી માઇડીયરે પોતાની ખુદ બેટી હોય તેમ મેરીયમ ઉપર પ્રીતી દેખાડવા માંડી અને

સુધરેલી જીંદગીની સમજ આપવા માંડી. વળી ઈંગ્રેજી ભાષા તેણીને શીખવવાનું તેણીએ ચાલુ કર્યું અને જેટલી ઉલટથી આ બાનુ શીક્ષક પોતાની ચેલીને શીખવતી હતી તેથી બેવડી ઉલટથી તે ચેલી શીખવાનો શોક દેખાડતી હતી. આખો દહાડો માઇડીયર અને મેરીયમ પુરસને પડતાં હતાં માટે શીખવવાનું અને સીવવા ગુંઠવા વગેરેની તાલીમ મેરીયમને આપવાનું માઇડીયરથી ઘણી આસાનીથી બની આવ્યું. શીખવું, ભણવું, રમવું,સ્વારી કરવી અને શીકારે જવું એજ તેમનું કામ હતું અને તે કામમાં મેરીયમ એટલી તો ઉતાવળે આગળ વધવા લાગી કે માઇડીયરને બેહદ ખુશાલી ઉપજી અને બવાન• હરખાવા લાગ્યો. વળી મેરીયમ પહેરવાશમાં પણ નવોજ દેખાવ રજુ કરવા લાગી. આગલો વાઘ અને હરણનાં ચાંમડાંનો પોશાક હવે તે સજતી હતી નહીં પણ ઈંગ્રેજી બાનુઓને લાયકનો પોશાક પહેરવા લાગી અને ઉંચા મરોડદાર બદનની બરકતે તે આ નવા પોશાકમાં અને સાજ સનગારમાં દીપી રહી. બવાન અને માઇડીયર બનતાં સુધી આરબી ભાષામાં નહીં પણ ઈંગ્રેજીમાં વાત કરીને મેરીયમને તેજ ભાષાનો મહાવરો પાડતાં હતાં જેથી તેણી ધીમે ધીમે ઇંગ્રેજીમાં તેમની સાથે વાત કરવાની કોશેશ કરતી હતી.

કાવુડુવાળાં ગામડાં તરફ રવાના થયલી ટોળી એક મહીનાની મુદત પછી પાછી ફરી. તે ટોળી તરફની ખબર સાંભળીને સઉ કોઇ દલગીર અને નાસીપાસ થયાં. તે ટોળીના વડાએ જણાવ્યું કે કાવુડુવાળું ગામડું ઉજડ અને તારાજ થયલું હતું. એક માણસની ત્યાં હતું નહીં બલકે અતરાફ કેટલાક ગાઉના વીસતારમાં તપાસ કરતાં ત્યાં પણ કોઇ માણસ હબશી કે કોઇ બીજો જણાયોજ નહીં. વળી તે ટોળીએ તે

ગામડાંની આગળ લાંબો વખત છાવણી નાખીને કોરેક માટે પણ તપાસ ચલાવી હતી પણ તે તપાસ પણ નીશફળ નીવડી હતી.

આ સઘળું સાંભળીને મેરીયમ પોતે પોતાના કોરેકને શોધવા જવા તઇયાર થઇ પણ બાપે સમજાવી તેણીને ખાતરી આપી કે "હું પોતે તારા કોરેકની શોધમાં જવશ અને તેને શોધી લાવીશ." મેરીયમ સમજી અને તેણીને ખાતરી થી લાગયું કે કોરેક એક વાર તેણીને આવીને મળશેજ અને તેણીની ઉમેદ પાર પડશે. પરવરદેગારની પ્રાર્થના કરવાની તાલીમ માઇડીવરે મેરીયમને આપી હતી અને પોતાના ઓરડા માં રાતના સુવા જતી વેળા મેરીયમ ખુદાની બંદગી કરતાં ખરાં નીરદોષ અને આતુર જીગરથી ખુદા પાસે એટલીજ દુવા ચાહતી કે કોરેક તેણીને મલે-કોરેકને તેણી મલે.

નીરદોશ સાચા જીગરની ખુદા આગળ થએલી અરજ કદીબી નામંજુર થાય કે !

કોરેકને માટે મેરીયમ ગમખાર બનતી તે જોઇને બેટી મીશાલ ગણીને માતાની પ્રીતથી ચાહતી માઇડીવર પોતે ગમખાર બનતી અને બની શકતો દીલાસો તેણીને દેતી, તે અભયાસ કરવામાં, તાલીમ લેવામાં, રમત ગમત ભોગવવામાં, ઘોડેસ્વારી અને શીકારની મોજમાં લીન થવામાં વખત ગુજરતો ગયો અને એક વરસ પસાર થઇ ગયું, એક વરસના અરસામાં મેરીયમનો દેખાવ તથા રીત ભાતમાં અને તેમજ ઝબાનીમાં કેવો ફેરફાર થઇ ગયો. કોઇ નવો માણસ તેણીને જોય તો કદાચજ એવું ધારી શકે કે હબશીઓ અને વાંદરાઓ વચે વરસો સુધી તેણી વસી આવેલી છે.

મેરીયમની ઉમર ૧૬ વરસની થઇ હતી પણ તેણી લગભગ ૧૯ કે ૨૦ વરસની હોય તેવી ઉઘરી આવી હતી. મેરીયમ અંગ્રેજી સારી રીતે બોલતાં તથા લખતાં વાંચતા શીખી. પણ એક દહાડે માઇડીયરને માટે એક અજાયબી ઉપજાવનારો બનાવ બનયો. માઇડીયર કાંઇ ફ્રેંચ શબ્દ બોલી અને મેરીયમે તરતજ તેજ ફ્રેંચ ભાષાનો એક બીજો શબ્દ કહયો. માઇડીયર વધારે અજબ એ કારણે થઇ કે ભાગું તુટું થોડું ઘણું ફ્રેંચ મેરીઅમ બોલી અને પોતે આવી ભાષા બોલે છે તે જાણીને મેરીઆમ પોતે પણ અજબ થઇ હસવા લાગી. માઇડીયર ફ્રેંચ ભાષા શીખેલી હતી માટે મેરીઅમને આવી રીતે બોલતાં જોઇ તેણીની અજાયબીનો પાર રહયો નહી.

પોતે એ ભાષા કયાં શીખી હતી અને કયારે શીખી હતી તે મેરીયમ કહી શકી નહીં, તેણીને તે યાદ આવ્યું નહીં.

"તારા હબશી શેખ પીતાના ગામડાંમાં ફ્રેંચ ભાષા બોલાતી તેં સાંભળી હશે." માઇડીયરે અટકલ બાંધી.

"મેં કોઇને ફ્રેંચ બોલતાં ત્યાં સાંભળ્યો હોય એવી મને યાદ નથી." મેરીયમે કહયું ! 'એક ફ્રેંચમેનને મેં મારા પીતાના ગામડાંમાં જોયો હોય એવી પણ મને યાદ નથી. ખરેખર તો મારો પીતા ફ્રેંચમેનનું નામ સાંભળતાં ગાળ દેતો હતો અને તેમને ધીકારતા હતો. જે ફ્રેંચ બોલ હું બોલું છું તે મેં આગળ કદીબી સાંભળેલાં નહીં પણ તે છતાં તે બોલથી હું માહીતગાર છું એવું મને લાગે છે. એ ભાષા હું કેમ શીખી–કયાં શીખી–તે હું સમજી શકતી નથી."

"અને તેમજ હુંબી સમજી શકતી નથી." માઇડીયરે કહયું.

આવી રીને તેઓ બંને વાત કરતાં હતાં તેટલાં એક બેરખો આવ્યો અને તેણે એક કાગળ માઇડીયરને પુગાડયો. માઇડીયર તે વાંચીને ખુશી થઇ અને જ્યારે તેણીએ મેરીયમને કહયું કે યુરોપથી કેટલાક પરોણાઓ તેમને ઘરે થોડાક દીવસ ગુજારવાને આવી પુગનાર છે ત્યારે મેરીયમ પોતે પણ ઘણી ખુશી થઇ અને ફુલટમાં આવી.

નવા પરોણાઓ આવી લાગ્યા, તે પરોણાઓમાં બે બાનુંઓ અને ત્રણ પુરૂષો હતા. મેરીયમ તેમની સાથે થોડા વખતમાં પળોતાઇ ગઇ અને બે દહાડા રહયા પછી તે પરોણાઓ પોતાની સફરે પાછા રવાના થયા પણ તે ટોળી માંહેલો એક પુરૂષ ત્યાંજ-બવાનના મકાનમાં બવાનના પરોણા તરીકે થોભ્યો. આવીને રવાના થયલા બીજા પરોણાઓ સાથે નહીં પણ આએ થોભેલા પરોણા સાથેજ આપણને કામ છે. તે પરોણાનું નામ ઓનરેબલ મોરીસન બયનઝ હતું. તે તવંગર હતો અને આખાં યુરોપ અને અમેરીકામાં મુસાફરી કરી આવ્યો હતો. ત્રીશ કે બત્રીશ વરસની ઉમરનો હતો. સુધરેલી દુન્યાના શહેરોમાં મોજ ભોગવી આવવા પછી જંગલોમાં જઇ શીકાર કરવા અને તેવીજ બીજી નવી ગમત મેળવવાની આશામાં તે આફ્રીકા મધે આવ્યો હતો. અલબતાં તેને બવાને તથા માઇ-ડીયરે ઘણો સારો આવકાર દીધો અને તે બવાન આગળ વધારે લાંબો વખત રહેનાર હતો માટે તેના વપરાશને સારૂ એક ઓરડો આપવામાં આવ્યો.

શરૂઆતથીજ મેરીયમ તરફ મોરીસનનું ધ્યાન ખેંચાયું. થોડાજ દીવસમાં મેરીયમ અને મોરીસન વચ્ચે દોસ્તી બાઝી અને મોરીસન બનતાં સુધી મેરીયમની જોડમાંને જોડમાંજ રહેતો અને તેણીની સાથે વાતચીત કરવામાં મોજ મેળવતો. સુધરેલી દુન્યામાં

ફરી આવેલા અને જુદાં જુદાં શહેરોની તરેહવાર લહેચાવનારી અને દીલપસંદ વાતો કહેનારા મોરીસનની સંગતમાં રહી તેવી વાતો સાંભળવામાં મેરીયમ મોજ લેવા લાગી. વળી મોરીસને પોતાની હકીકતમાં એવી તો સરાવાત કીધી કે મેરીયમે તો એવુંજ ધારી લીધું કે જેબી દેશમાં કે શહેરમાં મોરીસન ગયો હશે ત્યાં તે સઉમાં વધારે ચંચળ ખુબસુરત અને અકકલમંદ માણસ તરીકે ગણાયો હશે અને સઉ કોઇ તેની ઉપર ફીદા થઇ ગયાં હશે.

સુધરેલી જીંદગીના આશીરવાદ મેરીયમ મેળવતી હતી—પણ તે સાથે સુધરેલી જીંદગીના શરાપ કેવા હોય છે તેનો અનુભવ મેળવવાનો વખત હવે મેરીયમને માટે આવી પુગ્યો હતો.

---

## પ્રકરણ ૨૨ મું.

### જીગરનો જવાબ શું !

જવાન ઈંગ્રેજની હાજરીમાં ગેરહાજર કોરેકની યાદ નરમ પડતી ગઇ. કોરેક ફકત યાદદાસ્તમાં હતો. મોરીસન નજર આગળ ઉભેલો હતો. આખો વખત લગભગ મોરીસન આગળ રહેવાથી તથા તેની ચપલાસી અને સરાધાન ભરી વાતો પર અંજાઇ જવાથી મોરીસન તરફ મેરીયમ ઢળવા લાગી. તેઓ સાથે ફરતાં અને સ્વારીએ સાથે નીકળતાં તથા શીકારે સાથે જતાં. ફકત મારી નાંખવાનેજ ખાતર જાનવરને મારવાનું મેરીયમને ગમતું હતું નહીં. કોરેક સાથે રહેતાં તેણીને એવીજ તાલીમ મળી હતી કે પોતાને અથવા કોઇને બચાવવા એક

જાનવરને મારવું. અથવા ખોરાક મેળવવાને માટે મારવું. તેટલાં માટે શીકારની ગમત પર તેણીને ઝાઝું ખેંચાણ થયું નહીં.

એક દીવસે બવાન, માઇ-ડીયર, મોરીસન, અને ગેગીયમ તથા બીજાંઓ શીકારે નીકળ્યાં. મેરીયમ હમેશાં શીકારી ટોળી સાથે નીકળતી હતી ખરી, પણ શીકાર કરવાને બદલે પોતાની અસલી જંગલની જીંદગી જેવી જીંદગી થોડોક વખત ભોગવી લેવાની મોજ મેળવવાની વધુ ધારણા તેણી રાખતી હતી. તેણી હમેશાં શીકારી ટોળાથી અલગ થઇ જતી અને જંગલમાં ઘોડો દોડાવી ઝાડોની નીચે સહેલ કરી પક્ષીઓ અને જાનવરોને જોતી અને તેમ કરીને ખુબ ગમત મેળવતી.

આ વેળા મોરીસન અને મેરીયમ સાથે સાથે ઘોડા ચલાવતા હતા. મોરીસનને રૂપેરી રૂપના પોશાકમાં ઘોડેસ્વાર થયલો જોઇ મેરીયમને કાંઇ નવુંજ લાગતું હતું, અને તેણી ખુશી થતી હતી અને મોરીસનને તેવી રીતે જોતાં મેરીયમ ઘડીભર પોતાના કોરેકને ભુલી જતી હતી. ગેરહાજર આશકની જગાએ હાજર રહેલા મોરીસનનો ખયાલ તેણીના મગજમાં દાખલ થતો હતો.

મોરીસન સહેજ આગળ ગયો અને તે તકનો લાભ લઇ મેરીયમે પોતાનો ઘોડો બીજી બાજુએ ફેરવ્યો અને ઘોડાને દપટાવી મુક્યો. નાના ગીચ જંગલમાં આ છોકરી બેધડક દાખલ થઇ અને ઝાડોની ડાળી પર કુદતાં અગાઉ કેવી ઝડપ પોતે દેખાડતી હતી તેની યાદ કરતી તેણી આગલા વીચારમાં ચકચુર બની, પણ તેટલાં બકરીના બરાડનો અવાજ મેરીયમને સંભળાયો. તે અવાજ બહુ દુરથી આવતો હતો. મેરીયમને બદલે કોઇ બીજું માણસ હતે તો તે અવાજ તે સાંભળી શકતે નહીં. મેરીયમના કાન, વરસોની જંગલની જીંદગીથી એવા

તીક્ષણુ થઇ રહયા હતા કે લાંબે છેટેનો અવાજ તે સાંભળી શકતી હતી. સીંહના સપાટામાં સપડાતાં કોઇ શીકારને નસાડ વામાં અને તે નાઠેલા શીકારને જોઇને સીંહને ખીજવાતાં અને બરાડો પાડતાં સાંભળવામાં મેરીયમ અને કોરેક અસલ ભારે મોજ મેળવતાં અને તેવી મોજ અને ગમત મેળવવાના ભારે જોખમના તથા જીંદગી સાથ રમત કરવા જેવા કામમાં કોરેક સાથે મેરીયમ પણુ જોડાતી હતી' બકરાંનો અવાજ સાંભળીને મેરીયમને તે અસલી રમત ગમતની યાદ આવી. એક ઘડીમાં તેણી ઉલટમાં આવી ગઇ અને આગલી તે રમત ફરીને એક વાર રમી લેવાને આ જવાન છોકરી તઇયાર થઇ.

મોરીસન થોડેક છેટે હતો અને મેરીયમ શું કરતી હતી તે મોરીસન જોઇ શકયો નહીં. મેરીયમ ઘોડા પરથી છલાંગ મારીને ઉતરી અને એક ઝાડ હેઠલ જઇને તેણીએ પોતાના ઉપરના કપડાં કહાડી નાંખ્યાં અને પોતાના પગ માંહેલાં બુટ અને મોજાં પણુ પોતાના સ્કરટની આગળ નાંખ્યાં. ઝાડ ઉપર કુદવાનું અને છલાંગ મારવાનું બુટ મોજાં સાથે બની શકે નહીં. તે કામતો ઉઘાડા પગેજ બજાવી શકાય. ચોકસ કપડાં વના કદીબી ફરવું નહીં એવું માઇડીયરે મેરીયમને શીક્ષણુ આપ્યું હતું માટે અંગ બદન ઢંકાય તેટલાંજ ફકત કપડાં દીલ પર રાખી મેરીયમ ઝાડ ઉપર ચહડી ગઇ અને જે દીશાથી બકરાંનો અવાજ આવતો હતો તે દીશા તરફ તેણી જોશ ભેર આગળ વધી. તેણીની કમરે શીકારી છુરી લટકતી હતી પણુ રીવોલવર અને બંદુક તેણી પોતાના કપડાં આગળ મુકી આવી હતી.

લાંબે છેટે આગળ વધી જવા પછી તેણી ઝાડોની ડાંખલીઓ વચ્ચે છુપાઇને આસપાસ બહુ સંભાળથી નજર ફેંકી. તેણીએ જોયું કે એક ઝાડ સાથે એક બકરાંને બાંધેલું હતું. પણુ શીકારી

ક્યાં હતો ! બજાન અને તેના માણુસો કોઈપણી વાર આવી રીતે શીકાર કરતા હતા નહીં માટે આએ બકરાંને બાંધનાર અને તે બકરાંને ખાવા આવનારા જાનવરોનો શીકાર કરવાની ધારણા રાખનાર કોઈ બીજોજ શીકારી હોવો જોઈએ. મેરીયમે ધારીયું કે કોઇ ભટકતા જંગલી માણુસોએ શીકાર કરવાની ધારણાં રાખી હશે. એમ મેરીયમે ધાર્યું પણ તેવાં કોઇ માણુસ મેરીયમની નજરે પડયાં નહીં. પણ શીકારીઓને શોધી કહાડવાને પોતાની આંખ ખેંચવાથી મેરીયમને અટકવું પડયું કારણ કે પેલાં બરાડ પાડતાં બકરાંથી થોડેક છેટે ઉભેલા એક મોટા સીંહ ઉપર મેરીયમની નજર પડી. સીંહ ધીમથી જમીન પર સંકોચાઈને બેઠો અને બકરાં તરફ જોવા લાગ્યો.

મેરીયમ ઝાડ ઉપરથી કુદતી તે બકરાંને મથાલેની ડાંખળી પર જઈ પુગી અને એક ઘડીમાં વીજળી ઝડપે તેણી જમીન પર કુદીને ઉતરી, છરીના એકજ ઝટકાથી બકરાંને બાંધેલું દોરડું તેણીએ કાપી નાખ્યું અને બીજી પળે પાછી છલાંગ મારી ડાંખળીને વળગી ઝાડ ઉપર ઉંચે ચહડી બેઠી. બકરૂં જંગલ ભાગી નાઠું અને સીંહે મેરીયમ તરફ જબરદસ્ત તરાપ મારી પણ મેરીયમ એવી ચંચળ અને ચબરાક હતી કે સીંહની તરાપ છટકી અને મેરીયમે ઝાડ ઉપરથી નાની ડાંખળીઓ સીંહ તરફ ફેંકી તેને વધુ ખીજવ્યો અને તેની ઠેકડી કીધી.

આ સઘળો દેખાવ બે માણુસો જોતાં હતાં આ બકરાંને બાંધી ત્યાં સીંહનો શીકાર કરવાની ધારણાથી બે માણુસો ઝાડીમાં છુપાઇ બેઠાં હતાં તેઓએ આ સઘળો બનાવ જોયો. તેઓ માહેલો એક માણુસ ગોરી ચામડીવાળો હતો અને

બીજો તેનો હબશી નોકર હતો. મેરીયમની આવી હીમત અને હુલકાઇ જોઇને તે બને અજબ થયા.

પેલો ગોરો માણસ મેરીયમનો ચેહેરો જોઇને ચોંક્યો અને પછી તેણે પોતાની ભરાવદાર દાઢી પંપાળી. બકરાંના નાસી જવાથી તેના હાથ માહેલો શીકાર છટકી ગયો હતો જેથી તે ગોરો માણસ ખીજવાયો કે ચીરડાયો નહીં પણ મેરીયમને જોઇને ઉંડા વીચારમાં પડયો અને પછી તે પોતાના નોકર સાથે ધીમે ધીમે પોતાની દુર આવેલી છાવણી તરફ ચાલ્યો. ત્યાં જતાં મારગમાં પણ તે એક હરફ બોલ્યો નહીં. કાંઇ ઉંડા વીચારમાં પડયો હોય અને કોઇ ગોઠવણ રચવામાં તેનું મગજ રોકાયું હોય તેમ તે વીચારવંત દેખાવ સાથેજ ચાલ્યા કીધો.

સીંહ મેરીયમવાળા ઝાડની હેઠળ થોડા વખત થોભ્યા પછી ઝાડીઓ વચ્ચે દોડી ગયો અને પોતાની રમત ગમત મેળવાને અને ઘણી ખુશી થઇને મેરીયમ પાછી ફરી અને જે ઝાડ આગળ તેણી પોતાના કપડાં અને બુટ મોજાં મુકી ગઇ હતી ત્યાં તેણી આવી લાગી. તેણી ખુશાલ જીગરથી ગીત ગાતી આવી પુગી. પણ ઝાડ આગળ આવતાંજ તેણી ચુપ થઇ ગઇ, કારણ કે કેટલાક બબુન વાંદરાઓ તેણીના કપડાં અને બુટ મોજાંનો કબજો લઇને બેઠેલા હતા. મેરીયમ તેમની નજદીક ગઇ ત્યારે તેઓએ દાંત કચકચાવી ઝનુન દેખાડી નસકોરાં ચહડાવ્યાં પણ મેરીયમ તેમનાથી બીહીધી નહીં.

પેલી તરફ હરણ અને ભેંસાનો શીકાર કરીને શીકારી ટોળી પાછી ફરતી હતી અને મેરીયમ કદાચ નજદીકમાંજ હશે એમ ધારીને તે ટોળાથી મોરીસન અલગ થઇ મેરીયમની શોધમાં નીકળ્યો. પણ તેની અજાયબીનો પાર રહ્યો નહીં. તેણે જોયું કે એક ઉંચા ઝાડની ડાંખળી ઉપર મેરીયમ બેઠી




મેરીયમ તે વાંદરાઓની જોડમાં બેઠેલી હતી.

(જુઓ પાનુ ૧૫૯.)

હતી અને તેની આસપાસ મોટા ગંજાવર કદના પાંચ સાત જાતની વાંદરા બેઠેલા હતા. વળી મેરીયમ જાણે તે વાંદરાઓ સાથે વાતચીત કરતી હોય એવું મોરીસનને લાગ્યું. મેરીયમ તે વાંદરાઓની જોડાજોડમાં બેઠેલી હતી અને પોતાના પડોશના વાંદરાના માથાપર તેણી ધીમે ધીમે ટપલા મારતી હતી જયારે તે વાંદરો જાણે નાનુ બાળક રમતું અને ગેલ કરતું હોય તેમ ડળીને, હીચકાની માફક હીલવતો હતો તથા મેરીયમની પીઠપર પંજો ફેરવતો હતો.

મોરીસને દુરથી જોયું કે બે વાંદરા કુદીને જમીનપર આવ્યા અને મેરીયમના કપડાં, જે તેઓએ નીચે જમીનપર ફેંકી દીધાં હતાં તે તેઓએ ઉપાડી લઇ મેરીયમને સ્વાધીન કીધાં. મેરીયમે પોતાનાં કપડાં અને બુટ મોજાં પહેરી લીધાં અને તે પછી બધુંય વાંદરાઓ ઝાડો પર કુદતા સપાટામાં રવાના થઇ ગયા.

મેરીયમ જયારે પાછી જમીનપર આવી ત્યારે મોરીસનને જોઇને તેણી અજબ થઇ. મોરીસન આ સઘળો દેખાવ જોઇને ધાભરો આકરો થઇ ગયો હતો અને એવો તો અકલાટમાં પડયો હતો કે પરસેવામાં ગરકાવ થયો હતો. મેરીયમે અવાજ કરી પોતાના ઘોડાને બોલાવ્યો અને તે શીવાનું જાનવર પોતાની શેઠાણીના હુકમને તાબે થઇ દુરથી દોડતું આવ્યું. મેરીયમ ઘોડેસ્વાર થઇ અને મોરીસનની સાથે તેણી ઘર તરફ ચાલવા લાગી.

મોરીસનને તેણીએ કહયું. "તમોને ગરમી ઘણી પડે છે કે! હમણા તો સુરજ અસ્ત પામવા લાગ્યો છે અને સારી ઠંડક નીકળે છે તે છતાં તમો તો બધા પરસેવાએ ગરકાવ થઇ ગયલા લાગો છો."

"મને ધભરાત ઉપજયો અને તેથી મને પરસેવો પડયો." મોરીસને જવાબ દીધો. "તમોને એકાએક મળીને તમોને ચોંકાવવાની મારી ધારણા હતી પણ ખરેખર તો હું ચોંકયો

અને મને ધભરાતડ રજ્યો. મેં તમોને ઝાડ ઉપર બેઠેલાં જોયાં અને તમારા આસપાસ કદરૂપા બળવાન જાતુની વાંદરાઓ બેઠેલા હતા."

"હા. તે મોટા બગુન વાંદરા હતા."

"ઘણો ભયંકર દેખાવ હતો." મોરીસને કહ્યું. "ધાસ્તી ઉપજાવે તેવો તે દેખાવ ખરે ખર હતો."

"ભયંકર ને ધાસ્તી ઉપજાવનારો દેખાવ તે વળી કેમ! આ વાંદરાઓ મારા દોસ્ત છે. મારા દોસ્ત સાથે હું વાતચીત કરૂં અને મુલાકાત લેવું તે શું ભયંકર અને ધાસ્તી ભરેલું ગણાય કે?"

"ત્યારે શું મેરીયમ તમો તેમની સાથે ખરેખર વાતચીત કરતાં હતાં કે!" મોરીસને અજબ થઇ પુછયું; "તમો શું એમ કહેવા માંગો છો કે તમો જે બોલ્યાં તે તેઓ સમજયા અને તેઓ બોલ્યા તે તમો સમજયાં!"

"બેશક તેમજ થયું."

"પણ પેલાં કદરૂપાં કંગાળ જાનવરો માણુસ જાતથી ઉતરતાં હલકાં પ્રાણીઓ–તેમની ભાષા તમો કેમ બોલી શકો! હું અજબ થાવુંછ."

"એ જાનવરો કદરૂપાં કંગાળ છેજ નહીં." મેરીયમે જવાબ દીધો, " માણુસ જાતથી ઉતરતાં હલકાંથી નથી. એઓ મારા મીત્ર છે. બવાન મને અહીં લઇ આવ્યા તે અગાઉ એ જાનવરો સાથે વરસો સુધી મેં છંદગી ગુજારેલી. એમની ભાષા ઉપરાંત બીજી ભાષા હું તે વેળા ઘણીજ થોડી જાણુતી; હતી. હાલ તરત હું તમો લોક સાથે આવીને વસી છું તે કારણે મારે શું આએ મારા આગલા મીત્રોને ભુલી જવા જોઇયે!"

"હાલ તરત! એટલે શું? તમો પાછાં એ જાનવરો વચ્ચે જવા માંગો છો અને તેમની વચ્ચે વસવા માંગો છો એવું

તો તમો કહેવા માંગતા નહીં હશો. તમારા કેવા વીચીત્ર વીચારો છે. તમો મારી ટેકડી કરોછ મીસ મેરીયમ, તમો બબુન તરફ માયા દેખાડો છો અને તેઓ તમોને ઓળખે છે માટે તમોને તેઓ ઇજા કરતાં નથી એમ હું સમજું છું પણ તમો એ બબુનોની વચ્ચે વસ્યાં હતાં અને તેઓએ એ જાનવરોની સંગમાં વરસો ગુજારયાં હતાં એવું તો કાંઇથી માની શકાતું નથી."

"તમો ગમે તો માનો ને ગમે તો ના માનો આતો વાત ખરીજ છે કે એ વાંદરાઓ અને મોટા એપ વાંદરા સાથે મેં વરસો ગુજારયાં છે. ઝાડોમાં મેં વસવાટ કરયો છે; મેં મારા હાથે નાના હરણ મારયાં હતાં અને તેમનું માંસ કાચું ખાધું હતું. કોરેક અને આકુત સાથે અમો ખુશાલ શીકાર કરતાં હતા શીંહને અમો ખીજવતા હતા અને વાઘની મજાક કરતા હતાં. કોરેકે મારે માટે ઝાડને મથાળે માળો બાંધ્યો હતો અને તેમાં હું બેડર નચીંત ઉંઘાતી અને કોરેક મારી સંભાળ લેવા ચોકી રાખતો."

"એ આકુત અને કોરેક કોણ હતા?"

"આકુત મોટો એપ હતો અને કોરેક તો ગોરો મરદ છે." મેરીયમે પોતાની સમજ મુજબ ખુલાસો કરયો.

"ત્યારે કોરેક ગોરો આદમ જાત હતો."

"હા."

"ત્યારે તેની અને તમારી વચ્ચે સંબંધ શું હતો? તે-તે એમ પુછું કે-તે તમારો—"

"બોલોની, શું પુછો છો? એમ ગુંગળાયા શું કરો છો?"

"તમારો તે ભાઈ હતો ?"

"નહીં; કોરેક મારો ભાઈ નહી હતો."

"ત્યારે તમારો ખાવંદ હતો ?"

મેરીયમ હસી પડી. આવા સવાલથી સહેજથી અપમાન માની લેવાનો ખયાલ તેણીને આવયોજ નહી પણ આ સવાલ રમુજી અને અણઘડ તેણીને લાગયો.

"મારો ખાવંદ ! મારી ઉમર તમો શું સમજો છો ! મારી આવી નાની ઉમરમાં ખાવંદ હોયબી કે ? એવો કોઈ ખયાલ મને કે કોરેકને કદી આવયો હતોજ નહી. કોરેક તો મારો કોરેક હતો—બીજું શું હોય ?"

આ વખતે તેઓ ઘરે આવી પુગયાં અને આ વાત અહીંજ અટકી. પણ તે પછી દીવસો દરમયાન મોરીસનના મગજમાં ફકત મેરીયમનોજ વીચાર ઉતપન થયા કીધો. મેરીયમને કેવી રીતે હાથ કરવી અને કેવી રીતે લલચાવવી તેનીજ ગોઠવણ રચવામાં તે રોકાઈ રહયો.

એક દીવસ વરંડાપર મેરીયમ અને મોરીસન એકલાં બેઠાં હતાં. મોરીસને લંડન અને પેરીસની વાતો ચલાવી તેમાંની મોજ મજાહ અને રમત ગમતના રંગીન હેવાલ આપવા માંડયા. તેમાં ખાસ કરીને ત્યાંની રૂપસુંદરીઓની અને તેમનાં ભપકા ભરેલા પોષાકો અને ઝવેરાતની વાતો એવી તો સંગ ધાતથી મોરીસને કરવા માંડી કે મેરીયમ તો રસ લઈ લઈને સાંભળવા લાગી. વળી પોતે ઘણો તવંગર છે, દોલતમાં ભરપુર છે અને જે સ્ત્રી તેની સાથે રહેશે તેણીને એક શાહજાદી જેવા પોષાક અને ઘરેણાં ગાંઠા પુરાં પાડી શકશે એવી એવી વાત કહેવામાં મોરીસને કશું બાકી રાખયુંજ નહી.

આવી રીતની વાતો કરી મેરીયમની લગભગ પડોસમાં મોરીસન બેઠો અને ધીમેથી તેણીના કાનમાં તેણે પુછ્યું. "મેરીયમ, મારી નાનકડી મેરીયમ, બોલની હું તુંને 'મારી નાનકડી મેરીયમ'ના નામે બોલાવું તો તુંને વાંધો તો નથી !"

મેરીયમે પોતાની આંખ મોરીસન તરફ ફેરવી અને મનમાં ગુંચવાઇને જોવા લાગી. આવાબોલનો અર્થ શો ? તેણી નીરદોષ ભોળી અને સુધરેલાં દેશોના રાહ રીવાજથી અજાણ તથા કાવાદાવા અને દાવપેચથી બેખબર છોકરી, આ બોલનો મરમ સમજી નહી.

તેણીને ચુપ રહેલી જોઇ મોરીસન બોલ્યોઃ "મેરીયમ, હું તને ચાહું છું."

મેરીયમ હજુબી ચુપજ રહી. કોઇ માણુસ તેણીને ચાહે એ તેણીને મનસે એક આશીરવાદ હતો. ચાહ અને પ્રીતીનો તેણીનો ખયાલ વીચીત્ર હતો પણ તેમ પવીત્ર હતો માટે મોરીસનના બોલોનો ખરો ભેદ તેણી પામી શકી નહી અને વધુ ગુંચવણમાં પડી.

"મને કહે મેરીયમ, કે તું મનેબી ચાહે છે." મોરીસને ફરીને સવાલ કરયો.

તેણીને કોરેક યાદ આવ્યો. કોરકની પહેલી ચુમી અને તે વેળા તેણીના જીગરમાં જાગેલી પ્રીતીની લાગણી તેણીને યાદ આવી. તેણી મોરીસનથી સહેજ હઠી ગઇ અને બોલી.

"હું કાંઇ સમજી શકતી નથી કે મારો કાંઇબી જવાબ ખરો નીવડશે. મારી ખાતરી થતી નથી કે હું તમોને ચાહું છું અથવા ચાહી શકશ. થોભી જાવો—થોડો વખત થોભી-જાવો, વખત કાંઇ ઘણો વહી ગયો નથી અને વહી જવાનોબી નથી.

મને ગાઇ-ડીયરે સમજ આપી છે તે મુજબ તો હું લગન કરવાને માટે ઘણી નાની છું વળી મારી એવી ખાતરી થતી નથી કે લંડનમાં કે પેરીસમાં જવાથી હું સુખી થવશ. મને તો તેનો ખયાલ આવે છે ત્યારે ઉલટી મને ધાસ્તી ઉપજે છે, તમો થોભી જાઓ-થોડો વખત થોભી જાઓ."

ખરી વાત તો એ હતી કે પોતાનાં જીગરનો જવાબ શું હતો તે મેરીયમ સમજી શકી નહી.

---

## પ્રકરણ ૨૩ મું.

### નવો પરોણો-હેનસન.

જે દીવસે મોરીસને મેરીયમ આગળ પોતાનો પયાર જાહેર કરયો તેને બીજે દીવસે સવારે મેરીયમ અને બવાન ઓટલા પર બેસીને વાતચીત ચલાવતાં હતાં તેટલાં દુરથી એક અંજાણો ઘોડેસવાર આવી લાગયો બવાન જેમ જોરમાં બળવાન હતો તેમ લાગવગ અને સત્તામાં પણ બળવાન હતો અને તેની ગોયા હકુમત ચાલતી હતી. તે ભલો દયાળુ અને માયાળુ હતો અને ૧૦ માઇલના ચકરાવામાં આવેલાં સઘળાં ગામડાંવાળાઓ અને રહેવાશીઓ તેને બેહદ ચાહતા હતા કારણ કે તે સઘળાઓનું રક્ષણ બવાન કરતો હતો અને કોઇભી ગોરો પુરૂષ કોઇણી હબશી સાથે સહેજબી ધાટકી વરતણુક દેખાડતો તો બવાનના હુકમથી તેને તરતજ કોરતા તરફ હાંકી કહાડવામાં આવતો હતો. સઘળા દેશીઓ તેને ચાહતા હોવાથી તેની સેવા બજાવવાને સઘળાઓ તઇયાર રહેતા અને તેનો પડયો બોલ

ઉપાડી લેતા હતા આસપાસ કોણ આવતું અને કોણ જતું તેની સઘળી બાતમી બવાનને મલતી હતી માટે આ કોઇ નવા માણસને આવતો જોઇ બવાન અજબ થયો. તે અજાણો માણસ આશરે ૪૦ વરસની ઉમરનો અને ઉંચા બદનનો હતો અને દાઢી મુછ બોડેલી હતી. તે ગોરી ચામડીવાળો હતો. તેને દુરથી આવતાં જોઇ બવાન પોતાની ખુરશી પરથી ઉઠયો અને મેરીયમને મકાનમાં જવાનું કહી પોતે ઓટલાપરથી ઉતરીને બગીચામાં થઇને સામે ગયો. પેલો ઘોડેસ્વાર નજદીક આવયો અને ઘોડા પરથી ઉતરીને તેણે ટોપી ઉતારી બહુજ નમીને બવાનને સલામ કીધી બવાને વલતી સલામ કીધી અને પેલો નવો માણસ પોતાના ઘોડાની રેન એક ઝાડ સાથે બાંધીને બવાન આગળ ચાલી આવયો.

બવાને તેને બગીચામાં બોલાવયો અને પછી કહયું, "તમો કોણ છો? કયાંથી આવયા?"

"મારે તમારી મહેરબાની અને પરોણાગત માંગવી છે," પેલા માણસે જવાબ દીધો.

"બેશક તે આપવા તઇયાર છું" બવાને જવાબ દીધો અને તે અજાણાનો ચહેરો બવાને અતીશય બારીકથી ટીકી ટીકીને જોવા માંડયો. તે અજાણો અંગ્રેજ હતો નહી પણ યુરોપના કોઇ બીજા દેશનો રહેવાશી હતો એવું તેની જબાની ઉપરથી માલમ પડતું હતું. ઇગ્રેજી બોલી તે સફાઇથી બોલતો હતો ખરો પણ તેમાં તે એવી વલણ દેખાડતો કે તે ફોરેનર હતો એવું માલમ પડી આવતું હતું. વળી બવાનને તે ચહેરો બારીકીથી જોતાં એવું પણ લાગયું કે આ અજાણ માણસને અગાઉ કોઇવાર કેઠે જોયો હશે પણ કયાં અને કયારે જોયલો તે બવાનને યાદ આવયું નહીં. આવાં એકાંત જંગલમાં

કોઈબી યુરોપીયન આવી પુગે તો તેની પરોણાગત કરવામાં બવન ચુકતો નહીં અને તેવા કોઇ યુરોપીયનની હાજરીથી ખુશી થતો. તેટલા માટે આ નવા આવેલા યુરોપીયનને બવાને આવકાર દીધો.

બવાન બોલ્યો. "તમો ભલે આવ્યા. પણ કોઇબી નવો યુરોપીયન આએ તરફ આવી પુગે છે ત્યારે મારાં માણસો અને તેમજ બીજા આસપાસના રહેવાશીઓ મને તરતજ ખબર પુગાડે છે માટે હું અજબ થાવું છું કે તમારા આવી પુગવાની ખબર મને અગાઉથી કેમ મળી નહી હશે."

"હું દક્ષીણ તરફથી સીધો આવયો છું અને કોઇબી ગામડાંમાં મેં ઉતારો લીધો હતો નહીં. તેથી કોઇને કદાચ મારી હાજરીની ખબર પડી હશે નહી." નવા પરોણાએ જવાબ દીધો.

"ખરી વાત છે. દક્ષીણ ભણી ઉજડ છે. કોતુકુ નામના એક હબશીનું ગામડું હતું પણ તે તારાજ થયું છે અને ત્યાર પછી તે તરફ બસો માઇલના વીસતારમાં કોઇબી નવું ગામડું વસાયું નથી. પણ તમો એકલા દક્ષીણ તરફથી કેમ આવી લાગ્યા? તે જાણી હું અજબ થાવું છું."

"હું ખરેખર તો ઉત્તર તરફથી કાંઇક વેપાર કરવાની અને શીકાર કરવાની ધારણાથી નીકળયો હતો પણ અમો ભુલા પડયા અને દક્ષીણ ભણી નીકળી ગયા અને ત્યાંથી હેરાન થયલા રખડતા રઝલતા હમણા આવી પુગયા. મારી ટોળીનો વડો હબશી જે સઘળા મુલકથી માહીતગાર હતો તે બીમાર પડી મરણ પામ્યો. ગયા આખા મહીના દરમ્યાન ફકત જંગલી જાનવરોના શીકાર ઉપર અમોએ ગુજારો ચલાવ્યો

છે. એક યુરોપીયનની મુલાકાત આ જગાએ થઇ જશે એવી આશા મેં રાખી હતી નહી. આજે સવારેજ મેં જાણ્યું કે એક ભલો ઇંગ્રેજ આ તરફ વસે છે જેથી તમારી મદદ અને આશરો મેળવવા હું આવયો છું. મને મારી છાવણી નાંખવાની જગા અને રજા આપશો તો બહુ મહેરબાની થશે."

"બેશક તેવી જગા અને રજા આપવા હું તઇયાર છું. આએ મોટી જાગીર મારી પોતાની છે. પેલી તરફ નદી કીનારે તમારી છાવણી ઉભી કરો અને જોઇતુ કરતું માંગી લેજો."

આ વેળા માર્ઇડીયર અને મેરીયમ મકાન મધેથી બહાર આવયાં અને તેમની સાથે પેલા નવા પરોણોની ઓળખાણ બવાને કરાવી. તે નવા પરોણાનું નામ મી૰ હેનસન હતું.

મેરીયમ અને માઇડીયરે તેને આવકાર દેવા ઊંડું નમાવ્યું અને તે અજાણ્યા પુરૂષ તેમને જોઇને કાંઇ અકર વકરમાં પડયો હોય તેમ લાગયો. તેને આવી હાલતમાં જોઇને બવાને ધાર્યું કે જંગલોમાં મુસાફરી કરનારા એકલા પુરૂષો સ્ત્રીઓની હાજરીમાં કાંઇક નરવસ બને છે તેમ આ પુરૂષ પણ અકર વકરમાં પડયો હશે. બવાન તેને નચીંત કરવા સારૂ પોતાના મકાનની અંદર લઇ ગયો અને બ્રાંડી પાણી તેની આગળ મુકયાં અને તેની મહેમાનદારી કરવા માંડી.

બવાન અને હેનસન બંગલાની અંદર ગયા તે પછી મેરીયમે માઇડીયરને કહ્યું: "આએ હેનસનને મેં કેડે જોયો હોય એવો ખ્યાલ મને ઉપજે છે. અજબ જેવું છે કારણ કે મેં કોઇ બીજાને આજ લગણ જોયો હોય એ બનવા જોગ નથી તોબી આ માણસની સુરત મારા ધ્યાનમાં આવે છે."

હેનસને તે પછી પોતાના માણુસોને હુકમ આપ્યો અને માણુસોએ છાવણી નાંખી અને તેઓ ઘણા ખુશાલ બન્યા કારણકે બવાન જેવો ભલો હતો તેવાજ ભલા થવાની તાલીમ બવાનના માણસોને મળી હતી અને તેથી હેનસનના માણુસોને ભરપુર સુખ સગવડ મલ્યાં.

ત્રણ અઠવાડયાં હેનસને આ પરોણાગતમાં ગુજારીયાં અને તે અરસામાં તેના માણસોએ તેના જણાવવા મુજબ ગાસાપશ કીધી. પણ એ ત્રણ અઠવાડયાં દરમયાન હેનસન પોતે કાંઇ આળસુ બેઠો હતો નહી. તેણે પોતાની નાની ટોળીને બે ભાગમાં વહેંચી નાંખી અને તે બંને ટોળી એક વડા હબશીની સરદારી હેઠળ તેણે મુકી. તે બંને વડા આગળ પોતે રચેલી ગોઠવણુની સમજ હેનસને આપી અને વળી જણાવ્યું કે તેણે જે ગોઠવણ રચી હતી તે જો ફતેહમંદી સાથે પાર પડશે અને તે પાર પાડવામાં તેઓ જોઇતી મદદ આપશે તો અતીશય મોટાં ઇનામો આપીને તેમને તે નવાજીને નેહાલ કરી નાંખશે.

એક ટોળીને તેણે ફરમાવ્યું કે તે ટોળીએ ઉત્તર ભણી જવું અને ત્યાં પડાવ નાંખવો અને બીજી ટોળીને ફરમાવ્યું કે તેણે પશ્ચીમ ભણી જવું અને નદી કીનારે પડાવ નાંખવો. હેનસને વળી આ ટોળીઓને રવાના કરવા પછી બવાનને એવુંજ કહયું કે તેણે પોતાના માણસોને ઉત્તર ભણી રવાના કર્યાં હતાં. પશ્ચીમ ભણી ટોળી રવાના થઇ હતી તે બાબે એક હરફબી તેણે બવાન આગળ કહ્યો નહી.

આવી રીતે હેનસન પોતાની ગોઠવણ રચીને કાંઇ લાગ જોતો બેઠો હતો તેટલાં તેને ખરેખર લાભ થાય તેવાજ બનાવ અચાનક બનવા પામયો.

એક રાતે ગરમી ઘણી હતી. ઉકળાટ આકરો હોવાથી મેરીયમને ઉંઘ આવી નહીં તેણી બીછાનું છોડીને ઓરડામાંથી બહાર નીકળી અને બગીચામાં હલવે હલવે ફરવા લાગી. તેજ દીસસે સાંજે મોરીસને ફરીને મેરીઅમ આગળ પોતાના પ્યારની વાત જણાવી હતી અને ફરીને મેરીઅમે જવાબ આપવાનું મુલતવી રાખયું હતું માટે તે સાંજના બનાવને ખયાલ તેણીના કુમળાં નીરદોષ મગજમાં ભમતો હતો જેથી પણ તેણીની નીંદ નાસી ગઇ હતી.

પણ કોરેક ! તેની યાદ નરમ પડી ગઇ. હવે મેરીયમ માનવા લાગી કે કોરેક મરણ પામયો હશે અથવા મારયો ગયો હશે કારણ કે જો તે જીવતોજ હતે તો અતયાર અગાઉનો તેણીની શોધમાં આ જગાએ આવી પુગયો હતે એવી તેણીએ અટકલ બાંધી.

મેરીયમ આ પ્રમાણે ફરતી એક કયારા આગળ આવી અને ત્યાં બાજટ ઉપર બેઠી. હેનસન પણ આ વખતે તેજ જગાએ હતો. તે લગભગ દરરોજ રાતે આ બગીચામાં આવીને પોતાની કોઇ મકસદસર તપાસ રાખતો હતો અને તેમ આ રાતે પણ તે તપાસ રાખવા આવયો હતો અને તેણે મેરીયમને એકલી બગીચામાં બેઠેલી દીઠી. હેનસન ધીમે ધીમે કશો પણ અવાજ કરવા વના મેરીયમના બાજટની પાછલ આવીને જમીનપર સંકોચાઇને બેઠો પણ ત્યાંજ તેને આવી રીતે ગુપચુપ સંકોચાઇને બેસી રહેવાની ફરજ પડી. કારણ કે તેણે કોઇ માણસના પગલાં સાંભળ્યાં અને બીજીજ પળે ત્યાં મોરીસન આવી લાગયો અને મેરીયમ તથા મોરીસન વચે થયલી સઘલી વાતચીત હેનસને પરગરો સાંભલી લીધી.

મોરીસન બોલ્યો, "ગરમી ઘણી સખત પડવાથી મને ઉંઘ આવી નહી. અને તેથી હું અહીં આવયો છું અને તમોને જોઇને હું ઘણોજ ખુશી થયો છું."

"મનેખી આજે ઉંઘ નથી આવતી," મેરીયમ બોલી. "બેશક આજે ગરમી ઘણી છે."

"મને ઉંઘ નહીં આવવાનું મુખ્ય કારણ તો તમો છો. મેરીઅમ–મારી પ્યારી મેરીયમ–તું કાંય આનાકાની કરે છે! મને જવાબ કાંય નહીં દેતી! મારી સાથે તું કાંય નહીં આવતી?"

"બવાન આગળ સઘળી વાત કહીને—"

"નહીં નહીં, બવાનને તો કહેતીજ ના, બવાન કાંઇ તારો ખરેખરો પીતા નથી અને તેનો કશોખી હક તારી ઉપર ચાલતો નથી. તું તારી મરજી મુજબ કરી શકે. તું મારી સાથે ચાલે તો હું તુંને એક અમીરઝાદી જેવા લપકાથી અને સાજ સનગારથી ફેરવું અને એવા મોજમજાહ આપું કે જીંદગીને તું ખરેખરા આશીરવાદ દે."

"પણ તમો મારી સાથે લગન કયારે કરો?"

"યુરોપ જવા પછી હલુ ફલુ લગન કરીશું તું જે ગોટા એપ વાંદરાને માટેની વાતો કરે છે અને જેમની સાથે તું વસી આવેલી કહે છે તેઓ લગન કરતા હતા કે? એ તો પ્રીતી અરસપરસ હોય એટલે તે લગન થયલાં કહેવાય, બસ તું કબુલ થા–મને સુખી કર તું પોતે સુખી થા."

"હું સવારે જવાબ દેવશ. જરૂર જવાબ દેવશ. વીચાર મને એ આવે છે કે હરૂસે નાસી જવાનું બની શકશે કે?"

"તે બધી ગોઠવણ હું કરી લેવશ—તું કાંય ચીંતા કરે છે, બસ તું મને જવાબ દે."

"સવારે જંવાબ દેવશ—ચાવો આપણે જંગલમાં ફરી આવયે—હજી તો પહેલી રાત છે બે ત્રણ કલાક ઘોડેસ્વાર થઇને ફરી આવીશું તો ઠંડકમાં મજાહ પડશે." મેરીયમે કહ્યું અને તેણીને રાજી કરવા તથા તેણીની મરજી મુજબ અમલ કરી તેણીને વધારે લોભાવવાની ધારણાથી મોરીસન કબુલ થયો અને તે તબેલામાં ગયો અને બે ટટુ જીન નાંખી તઇયાર કરીને લઇ આવ્યો. બંને જણુ જોડ જોડમાં સ્વારી કરતાં નીકળયાં અને હેનસન આ સઘળું સાંભળી પોતાની ગોઠવણુ મનમાં રચી પોતાની છાવણી તરફ રવાના થયો.

આ વેળા પુનમનો ચંદ્ર પુર બહારમાં ખીલેલો હતો અને ઘોળા દીવસ જેવું અજવાળું પડતું. મેરીયમ અને મોરીસન વીચારમાં એવાં તો ચકચુર થઇ રહયાં હતાં કે બંનેના ઘોડા ચારે પગે સપાટામાં આગળ વધી ગયા અને ત્રણ માઇલ કાપી કહાડયા તેનું ભાન તેમને રહયું નહિં.

ઘણે લાંબે છેટે જવા પછી મેરીયમે પોતાનો ઘોડો રોકયો અને તેણી હસીને બોલી "હું વીચારમાં એટલી તો ગુંથાઇ ગઇ હતી કે આપણે આટલાં દુર નીકળી આવ્યાં તેનો ખ્યાલ મને રહયો નહીં. હું ધારૂં છું કે હવે આપણે પાછું ફરવું જોઇશે. ટટુણી થાકી ગયાં હશે."

"હા, હવે આપણે પાછાં ફરયે." મોરીસને કહયું "ત્રણ માઇલથીબી વધારે લાંબે છેટે આપણે નીકળી આવ્યાં છીયે અને આપણી પાસે કશાં હથ્યારબી નથી. કદાચ કાંઇ હોનારત બને કે કોઇ જંગલી જાનવર નીકળી આવે તો આપદા થઇ પડે, ચાલો આપણે પાછાં ફરયે."

પણ ખરેખર તેઓ પાછાં ફરે તે અગાઉ તો હોનારત બની અને જંગલી જાનવર નીકળી આવ્યું.

---

## પ્રકરણ ૨૪ મું.



## સીંહનો સપાટો.

તેઓ પાછાં ફરવાની તઇયારીમાં હતાં તે વેળા એક મોટો સીંહ ઝાડીમાં છુપાઇને બેઠેલો તેમની હીલચાલ તપાસતો હતો. તે પુખત ઉમરે પુગેલો બળવાન જવાન સીંહ ભુખો હતો. મેરીયમ અને મોરીસન જે દીશાએ હતાં તેથી ઉલટી દીશાએ પવનની લેહેકી ફુંકતી હતી જેથી તેની હાજરીનો વાસ મેરીયમને આવી શકયો નહી. વળી હમેશની ચતુર અને સંભાળથી કામ લેનારી મેરીયમ પોતાના નવા સાથીની વાતચીતમાં એવી લીન થઇ હતી કે હંમેશ મુજબ પોતાની આંખ આસપાસ સઘળા ઝાડ ઝાંખડાંમાં દોડાવવાને આ વેળા ભુલી ગઇ હતી.

મેરીયમને સીંહની હાજરીનો વાસ આવયો નહી અને તેની ઉપર મેરીયમની નજર પણ પડી નહી. પણ એક બીજાજ માણુસને તેનો વાસ આવયો. તે માણુસ ઝાડની ઉંચી બે ડાંખલી વચ્ચે પડીને ખુશાલ ઉંઘતો હતો પણ સીંહની હાજરીનો વાસ આવવાથી તે ઝબકી ઉઠયો અને તેણે તરતજ આંખ ચોલી આસપાસ જોયું તો સીંહને ઝાડીમાં બેઠેલો તેણે દીઠો. વળી સીંહ કયાં નજર ફેંકીને ચોકી કરતો હતો તે પણ તેણે જોયું. આ ઝાડ ઉપર બેઠેલો રાક્ષસી જેવો કદાવર બહાદુર માણુસ આપણી કથાનો નાયક કોરેક હતો.

કોરેકે જોઇ લીધું કે બે ઘોડેસ્વાર જોડા જોડમાં ઉભાં હતાં જે ભયાનક ધાસ્તી તેમને માટે મોજુદ હતી. તેથી તેઓ તદનજ બેખબર હતા. જે ઝાડ ઉપર કોરેક બેઠો હતો. તે ઝાડના થડ આગળ કોરેકનો માનીતો પ્યારો વફાદાર મીત્ર

ટેનટોર હાથી આસાયશ લેતો હતો. કેરેક ઝાડ ઉપર સહેજથી અવાજ કર્યા વના કુદીને ટેનટોરની ગરદનપર આવી બેઠો અને ટેનટોરના કાનમાં લાગીને એક હરફ તેણે કહયો તે શીયાનું જાનવર કેરેકની મનલબ સમજી ગયું અને તેણે પોતાની સુંઢ આમ તેમ ફેરવી શીંહની હાજરીવાળી જગા તેણે પણ જોઇ લીધી.

મોરીસન અને મેરીયમના ઘેડા કદમ કદમ ચાલતા હતા તેટલાં મોરીસને પોતાનો ઘોડો અટકાવયો અને મેરીયમના ઘોડાની લગામ પકડી તેને પણ અટકાવયો અને એકાએક બોલયો. "મારી સાથે આવ મેરીયમ, આપણે લંડન જઇશું અને મોજ કરીશું. હું અત્રેથી આપણા રવાના થવાની સઘળી ગોઠવણ કરી દેવશ અને આપણે રવાના થઇ જઇશું પછી એક આખો દહાડો વહી જવા પછીજ બવાનને ખબર પડશે જેથી તે કાંઇબી કરી શકવાનો નથી."

"પણ કાંઇ એમ કરવું જોઇયે? કાંય નહી આપણા અહીંજ લગન થાય! બવાન અને માઇડીયર આપણા લગન સામે વાંધો લેવાનાં નથી અને મને માઇડીયરે જે તાલીમ આપી છે તે ઉપરથી હું ધારૂં છું કે લગન કીધા વના જે જોડું સાથે રહે તે ખુદાની નજરમાં અને માણસ જાતની નજરમાં પાપી ગણાય."

"મારાથી હમણાંને હમણાંજ એકદમ લગન કરી નહીં શકાય, ઘણીક આગનની બાબત પહેલાં મને ગોઠવવીજ જોઇયે, તું તે સમજી શકે નહીં. હવે મારાથી અહીં થોભી શકાવનું નથી. મારે અહીંથી જવુંજ જોઇશે તું આવશે તો ભલે, ને નહીં તો તારા વના મને જવું પડશે. જો તું મને ચાહતી હોય તો મારી સાથે તું આવશે. જયારે જાનવરો અને મોટા

એપ વાંદરા લગન જેવી ખટપટ કરતા નથી ત્યારે આપણે શા માટે કરવી જોઇયે? આપણે ખુદાનાં બનાવેલાં છીયે તેમ તેઓ પણ ખુદાના બનાવેલાં છે, તેમના લગન વનાનાં જોડાં ખુદાની નજરમાં જો પાપી નહીં ઠરતાં હોય તો આપણાં પણ તેવાં જોડાં પાપી નહીં ઠરવાં જોઇયે, જો તું તેમની સાથે લાંબો વખત રહી હને તો તું જેને કોરેક કહે છે તેની સાથે તું પણ જોડાં તરીકે રહેતે. હું તો મારી જીંદગી પણ તારે કાજે આપવા તઇયાર છું.—તુ મારે કાજે કાંઇબી નહી આપશે?"

"બશ મને એવીજ કબુલાત મળવી જોઇયે કે લનડન જવા પછી તમો મારી સાથે લગન કરશો. જો એટલી કબુલાત મળે તો હુ આવવાને તઇયાર થાવું." આખરે ભોળી મેરીયમ બોલાઇ.

"હું સોગંદ ખાઇને કહું છું કે તારી સાથે જરૂરજ લગન કરશ." મોરીસને કોલ આપયો, તો જો કે તે કોલ તોડવાનોજ તેનો ઇરાદો હનો.

મોરીસને મેરીયમની કમર પર હાથ નાંખયો અને તેણીના હોઠ ઉપર પોતાના હોઠ દાબવાનો કસદ કીધો પણ તે અગાઉતો સીંહની જબરી ગરજના સંભળાઇ. સીંહે આ બન્નેના ઘોડા ઉભેલા જોવા હતા અને તે ધીમે પગલે તેમની તરફ આવતો હતો તેટલાં તેની નજર ગંજાવર પહાડ જેવાં બદનના ટેનટોર ઉપર અને તેની ગરદન ઉપર હાથમાં ભાલો લઇને ઓસ્તવાર ઉભેલા કોરેક ઉપર પડી. કોરેકે અનેકવાર આ સીંહના સપાટામાં આવેલા શીકારોને છટકાવ્યા હતા માટે આ વખતે પણ આ શીકારને તેઓ છટકાવી દેશે એવું ધારીને સીંહે છલાંગ મારી અને સાથે ગરજના કીધી.



સીંહે તરાપ મારી.......મેરીયમ ઘોડાની પીઠપરથી અલોપ થઇ ગઇ.

(જુઓ પાનું ૧૯૫.)

મેરીયમ ખાતર પોતાની જીંદગીનો પણ ભોગ આપવાના ફુંફાડા મારનારો મોરીસન આ ગરજના સાંભળીને ઉજલો પુણી જેવો થઇ ગયો અને મોટા સીંહને જોઇને તે એવો તો ગભરાયો કે તેણે પોતાના બન્ને પગની એડ પોતાના ઘોડાના બન્ને પાસલામાં લગાવી અને ઘોડો એકદમ ચારે પગે કુદકો મારી તેને લઇને મેદાન તરફ નાસી ગયો. મેરીયમનો ઘોડો ભડક્યો અને નાસવાને બદલે બે પગે ઉભો થયો અને તે અરસામાં જે એક પળ પસાર થઇ ગઇ તે દરમયાનતો સીંહ આવી લાગયો.

કોરેક જાણતો હતો કે સઘળાં માણસ જાત તેના દુશમન થયાં હતાં માટે જો સીંહ કોઇ માણસ જાતનો શીકાર કરે તો સીંહના તેવા હકદાર હીસ્સામાં ખલલ નાંખવી નહી એવો તેનો ઇરાદો હતો—પણ આ વેળા કોરેકને એકદમ મન થયું કે જે માણસ જાત ઉપર સીંહ હુમલો કરતો હતો તેને કોઇપણ રીતે બચાવવું, તે માણસ જાત કોઇજ નહી પણ તેની પોતાની મેરીયમ હતી અને જેની જુદાઇમાં તે ગમખ્વાર બની ગોયા વેરાગ પકડી બેઠો હતો એવું તો તે જાણતો હતોજ નહી. મેરીયમનો ચહેરો તે જોઇ શકયો હતોજ નહી અને પાછેથી તેણીને પીછાણી શકયો હતો નહી.

સીંહે તરાપ મારી અને એકજ કુદકામાં તે ઘોડાની પીઠપર જઇ પુગયો પણ તેટલાં તો મેરીયમ ઘોડાપરથી અલોપ થઇ ગઇ. તેણીને માથે ઉપર ઉંચે ઝાડની ડાંખલી લટકતી હતી અને જીવ સટોસટને વખતે જીંદગીનો બચાવ કરવાની ઉત્તમ તાલીમ પામેલી મેરીયમ એક સપાટામાં ઉછલી અને ઝાડની ડાળીને વળગી પડી. સીંહ આબાદ આવીને ટટુના ખાલી જીન ઉપર પડયો પણ તયાંથી તે એક જબરી બરાડ મારી પાછો જમીનપર ઝીંખાયો કારણ કે કોરેકનો ભાલો

કોરેકના હાથમાંથી છુટગો અને સીંહનાં ઉગરમાં તે આરપાર પસાર થઇ ગયો. સીંહનાં પંજામાંથી છટકતાં ઘોડો પણ ચારે પગે નાઠો અને મેરીયમ ઝાડોની ડાંખળીઓને વળગી કુદકા મારતી એકદમ આગળ નીકળી ગઇ કમનસીબી એ થઇ કે નહીં મેરીયમે કોરેકને જોયો કે નહી મેરીયમનો ચહેરો કોરેકના જોવામાં આવ્યો. ઘોડાનું શું થયું અને સીંહે શું કર્યું. તે જોવાને મેરીયમ થોભીજ નહીં, ભાલાથી સીંહને મરતો જોવાની તક તેણીને મળી નહીં જો તેણી તે દેખાવ જોતે તો આવું પ્રાક્રમ કરનારા પોતાના કોરેકને પીછાણતે અને હવે પછી તેણીની ઉપર ગુજરનારી આફતથી તેણી બચવા પામતે. પણ તેણીના નસીબના લેખ જુદાજ લખાયા હતા માટે આ બન્ને આશકમાશુક એક બીજાને જોવા કે પીછાણવા પામયાંજ નહીં.

લાંબે છેટે જવા પછી મેરીયમ થોભી અને સીપટી વગાડી પોતાના ઘોડાને તેણીએ બોલાવ્યો. બે મીનીટ જતાં તેણીનો ઘોડો તેણીની નજદીક આવ્યો અને મેરીયમ તેની ઉપર સ્વાર થઇ બંગલા ભણી ચાલી થોડેક છેટે જતાં મોરીસન મળ્યો. મોરીસનને જોતાં મેરીયમે પુછ્યું.

"તમે કયાં હતા?"

"મારો ઘોડો ભડકયો. પણ તું છટકીને સલામત આવી તેથી ખુદાના હું હજારો હજાર શુકર કરૂં છું, તું કેમ છટકી પ્યારી મેરીયમ?"

"મારી આગલી આદત અને કસરતને પરીણામે. પણ તમે હીચકારા બનીને નાસી તો નહીં ગયલા કે? મને એવું લાગ્યું કે તમો નાહીમત થઇ ગયા હશો અને ઘોડો દોડાવી ગયા હશો."

"અરે અરે વળી એમ કાંઇ બને ? તું ધાસ્તીમાં હોય ત્યારે હું નાસી જાઉં ખરી કે ? મારી જીંદગીના જોખમે હું તુંને મદદ કરતે પણ મારો આજે કમબખ્ત ઘોડો ભડક્યો. એણે દગો દીધો જેથી તારી સેવા બજાવવાની તક મને ખોવવી પડી." મોરીસને ઢોંગ કર્યા.

ભોલી મેરીયમે સઘળી વાત ખરીજ માની અને ભોળપણમાં બોલી " ઠીક થયું કે તમારો ઘોડો ભડકીને નાઠો. હું તો મારી કસરતને પરીણામે છટકી ગઇ પણ તમો સીંહના સપાટામાં આવતે અને અત્યારે તો તમારી લાશ પડતે. એ તો તમારાં સારાં નસીબ કે તમારો ઘોડો ભડક્યો."

આવી રીતે સહેલાઇથી પોતાનું બહાનું ફતેહમંદ ઉતર્યું તે જોઇને મોરીસન મગન થયો. તેઓ ઘરે પાછાં ફર્યાં ત્યારે મધરાત પસાર થઇ ગઇ હતી અને તેટલા માટે તેઓ પોત પોતાના ઓરડામાં રવાના થયાં.

પેલી તરફ કોરેક સઘળો તમાશો જોતો દુર હાથીની ગરદન ઉપર ઉભેલોજ હતો. પોતાની કળાથી એક માણુસ જાતને નહીં તો તે માણુસના ઘોડાને પોતે બચાવી શક્યો હતો માટે તે ખુશાલ બન્યો હતો અને આજે ગમત મળવાથી ઘણો લાંબે વખતે તે મલકાઇને હસ્યો—લગભગ વરસ વહી ગયા પછી તેના ચહેરાપર હસવાનાં ચીન્હો પ્રગટ થયાં. તોપણ આવી રીતે ઘોડાની પીઠ ઉપરથી છલાંગ મારીને ડાંખળીને વળગી પડવાની યુક્તી એક માણસજાત તરફથી થતી જોઇને કોરેક કાંઇ થોડો અજબ થયો નહીં.

ઘોડાની પીઠ ઉપરથી સીંહ જમીનપર ગબડી પડયો અને ભોંયપર પછડાવા પછી તે લગભગ પાંચ મીનીટ સુધી તરફડ્યો અને પછી મરણ પામ્યો હતો. સીંહ મરણ પામ્યો હતો એવી

ખાતરી કરવા પછી કોરેક હાથીની ગરદનપરથી ઉતર્યો અને સીંહના જીગર મધેથી પોતાનો ભાલો પાછો ખેંચી લઇ પોતાના આરામ લેવાના મથક તરફ પાછો ફર્યો.

કેવો સંજોગ! મેરીયમ જે મકાનમા પલંગ અને તરાઇ ઉપર આરામથી પોધેલી હતી તેનાથી ફક્ત ત્રણ માઇલને છેટે કોરેક ખુલ્લો ઝાડ ઉપર રાત્રી ગુજારતો હતો અને એક બીજાની આટલી નજદીકની હાજરીથી બન્ને તદનજ બેખબર હતાં.

બીજી સહવાર પડી.

બવાન હમેશાં સકાળેથી જાગતો હતો તે મુજબ જાગીને બગીચામાં લટાર મારવા નીકળ્યો હતો, મેરીયમ અને માઇડીયર નાશતાની તઇયારીમાં રોકાયલાં હતાં અને મેરીયમને નસાડી જવા માટેની ગોઠવણ રચવામાં મેરીસન ગુંથાયલો હતો, આ પ્રમાણે સઘળાં પોતપોતાના કામમાં વળગેલાં હતાં તેટલાં હેનસન આવી લાગ્યો અને બવાન આગળ આવીને બોલ્યો "સાહેબ તમારી મહેરબાનીનો પુરેપુરો લાભ મેં લીધો છે પણ તેનો હવે ગેરલાભ લેવાની મારી ધારણા નથી. હું જોઇયે તે કરતાં લાંબો વખત આ જગાએ રહયો છું એમ મારે કબુલ કરવું જોઇયે."

"તેની કાંઇ ચીંતા નહીં મી० હેનસન હજી વધુ વખત અત્રે ગુજારશો તો મને વાંધો નથી." બવાને હસીને જવાબ દીધો.

"થેંક્યુ. પણ મને હવે વધુ વખત રોકાવાની જરૂર નથી. હું આજે સાંજે અત્રેથી રવાના થનાર છું અને મારી છાવણી આજે સાંજે ઉપાડીને હું મારી મંઝલે નીકળશ. રાતના ખુશનુમા ચાંદરણું પડે છે જેથી આખી રાત સારી રીતે સફર કરી શકાશે. પણ અત્રેથી જવા અગાઉ મારે એક

વાત તમોને કહેવાની છે. મેં આખી રાત એ બાબત પર વીચાર કીધો અને આખરે મને એવુંજ લાગ્યું છે કે જો મારાં મનમાં રમી રહેલી વાત હું તમોને નહીં કહું તો મારી ફરજ બજાવવામાં હું નીશફળ નીવડેલો ગણાવું. અને તમારી મહેરબાની અને ઉપકારના બદલો થોડે ભાગેબી વાળી આપવાની તક મેં ખોહેલી ગણાય."

"એટલે! એવી તે શું વાત છે?

"ખાનગી વાત છે સાહેબ."

"આવો મારા ખાનગી ઓરડામાં આપણે ત્યાં બેસીને વાત કરશે." બવાને કહ્યું.

બન્ને જણા બવાનના ખાનગી ઓરડામાં ગયા.

---

## પ્રકરણ ૨૫ મું.

## હેનસનની બાજી શું છે?

બવાન અને હેનસન બંગલાના ખાનગી ઓરડામાં ગયા અને તયાં તેઓએ કેટલોક વખત વાતચીત ચલાવી, છેવટે હેનસન બોલ્યોઃ—

"જો આબરૂદાર રીતે અને આપણા રીવાજ મુજબ લગનની માંગણી મોરીસન કરતે તો હું તેમાં કશો વાંધો જોતે નહી અને આ વાત તમો આગળ આવીને કહેવાની અગત પણ હું વીચારને નહી, પણ જયારે મોરીસને એવું મેરીયમને કહ્યું કે એપ વાંદરાઓ લગન જેવા ધખારા ધરાવતા નથી તો માણસ જાતે શા માટે ધરાવવા જોઇએ? અને એવું પણ જયારે કહ્યું કે મેરીયમે તમારાથી અને તમારાં બાનુથી છુપેથી

નીસરી આવવું અને લંડન જવા પછી લગનનો વીચાર કરવો તયારે મને લાગયું કે મી૦ મોરીસનની ધારણા કાંઇ વાજબી હોય નહી અને તેટલા માટે આ સઘળી વાત તમારી આગળ કહેવાની મેં ફરજ વીચારી છે."

"આએ વાત સાંભળીને મને ઘણોજ બળાપો થયો છે મી૦ હેનસન. મેરીયમ બીચારી ભોળી અને આજાણ છે અને આએ સુધરેલાં શેહેરોમાં ફરેલો મોરીસન તેણીને માટે દગાબાજીથી જાલ બીછાવે છે એવું ખુલ્લું માલમ પડી આવે છે. હવે મોરીસન અહીં રહી શકવાનો નથી."

"મેં કહયું છે તેમ સાહેબ આજે હું અત્રેથી રવાના થનાર છું. જો મી૦ મોરીસન મારી સાથે આવશે તો હું કોસતા સુધી તેવણને સલામત પુગાડવાની જોખમદારી મારે માથે લેવાને હું તઇયાર છું."

"ઠીક છે મી૦ હેનસન, હું તમારો આભાર માનું છું. મી૦ મોરીસન તમારી સાથેજ આવશે." બવાન ગમખાર બનીને બોલ્યો.

હેનસન પોતાની સફરની તઇયારી કરવાને રવાના થયો અને થોડે વખતે મેરીયમ અને મોરીસન વાત કરતાં આવી લાગયાં તેમને જોતાંજ બવાને મેરીયમને કહયું.

"દીકરી મેરીયમ, તું તારા ઓરડામાં જા. તયાંજ રહેજે. હું બોલાવુ તયારેજ આવજે."

મેરીયમે પોતાની મોટી આંખો વધારે ઉઘાડી અને આવા હુકમનું કારણ શું તે જાણવાને તેણીની ઇચ્છા હોય એવો દેખાવ તેણીના ચેહેરા ઉપર જણાયો. પણ બવાનનો ચેહેરો કાંઇક સખત પ્રકારના ઠરાવના ચીનહો દેખાડતો હતો માટે મેરીયમ આ હુકમને તાબે થઇ અને પોતાના ઓરડામાં તેણી રવાના થઇ.

તેણીના જવા પછી બવાને મોરીસનને કહ્યું; "ઓનરેબલ મી૦ મોરીસન, બેસો મારે તમારી સાથે અગતની વાત કરવી છે."

હંમેશાં બવાન કાંઇપણ વાતચીત કરતી વેળા મોરીસનને "માઇ ડીયરફેલો" ના પ્રીતભરયાં નામથી બોલાવતો હતો પણ આ વેળા આવી રીતે-ગોયા લોકોઇ હોય તેવી રીતે પોતાને બોલાવતાં જોઇ મોરીસન વગાસનમાં પડયો અને તેમ વળી કાંઇક ફીકકો પડયો અને બવાનના હુકમને તાબે થઇને તે બવાન સાંમે ખુરસીપર બેઠો.

"આજે હેનસન અત્રેથી રવાના થનાર છે. ઉતર તરફ કોસ્ટા ભણી તે જનાર છે. તમો અત્રે જોઇયે તે કરતાં ઘણો લાંબો વખત રહ્યા છો માટે હવે તમારેણી અત્રેથી-એકદમ રવાના થવું જોઇશે." બવાને ખાસ કરીને "એકદમ" બોલ ઉપર બહુ ભાર મુકીને કહ્યું; "તમો તમારી સઘળી તઇયારી કરી નાંખો. તમારા ઓરડામાં જાઓ વાને અને તમો જાઓ તે અગાઉ મેરીયમની મુલાકાત તમારે લેવી નહી એવો તમોને મારો ખાસ હુકમ છે.

"તમારો ખાસ હુકમ!"

"હા, મારો ખાસ હુકમ છે." બવાને એવા તરાશમાં ડોળા કકડાવીને કહ્યું કે મોરીસન તાટ થઇ ગયો. "લાંબી વાત મારે કરવી નથી અને લાંબી વાત મારે સાંભળવી નથી. જાઓ તમારા ઓરડામાં એકદમ."

મોરીસન પોતાના ઓરડામાં ગયો અને પોતાનો સરંજામ તેણે તઇયાર કીધો. મેરીયમને મળવાની અને તેણીની સાથે છેલ્લી વાતચીત કરવાની અને બને તો હજુબી તેણીને નસાડી જવાની કોશેષ ચલાવવાની મોરીસનની ઘણી ઇચ્છા હતી પણ

બવાનના ધાકથી તે ટાઢો ગયો હતો અને જો તેવી કોશેશમાં તે પકડાય તો જરાબી રાખ રખાવત કે શરમ રાખ્યા વના બવાન તેને ફટકાવી કહાડે એવું તે મનમાં સમજતો હતો માટે મેરીયમની છુપી મુલાકાત લેવાની હીમત તે કરી શકયો નહીં અને મુસાફરી માટે તે તઇયાર થયો.

તેને છેલી સલામ કરવાને માઇ-ડીઅર પણ હાજર થઇ નહીં. ફક્ત બવાન સાથે તેને અરસપરસ સાહેબ સલામ થઇ અને હેનસન સાથે તેને આ બંગલામાંથી અને જાગીર પરથી એકલેજ રવાના થવાની ફરજ પડી.

મોરીસનના રવાના થવા પછી બવાન પોતાની ધણીઆણી સાથે વાતચીત કરતાં બોલ્યોઃ "મોરીસન ખરેખર પાપી અને નીચ નીવડયો. એપ વાંદરાઓ લગન કરતા નથી માટે માણુસ જાતેબી લગન કરવાં નહીં જોઇયે. એવું બીચારી ગરીબ ભોળી અને નીરદોષ મેરીયમને સમજાવવાની રીતી બેશક ધીક્કાર ઉપજાવનારી છે."

"અલબતાં એ મોરીસને આપણી મહેમાનદારીના બદલામાં આપણી તરફ ઠગાઇ કીધી અને ભોળી મેરીયમ સાગે દગો રમવાની કોશેશ કીધી." બવાનની ધણીઆણી બોલી. "મોરીસનનું કુટુંબ મગરૂર અને ટેકવાળું છે અને મોરીસન કોઇ આરબની દીકરી સાથે પરણે તે એના કુટુંબીઓ કદીબી કબુલ રાખે નહીં એટલુંજ નહીં પણ મોરીસન પોતેબી મેરીયમ સાથે લગન કરવાની કદીબી ધારણા રાખેજ નહીં. બીચારી મેરીયમનું રક્ષણ કરવાને આપણે બંધાયલાં છીયે અને તે ફરજ આપણે બજાવીશું."

"જરૂરજ બજાવીશું." બવાન બોલ્યો. "મારે મનસે તો મેરીયમ મારી પોતાની બેટી મીસાલ છે. મને ઘણી પ્યારી છે."

"હા. મને પણ એ ઘણીજ પ્યારી છે, એ જો મારાથી છુટી પડે તો હું ખરેખર કંગાળ અને દુખી થાઉં. મોરીસન સદાનો રવાના થયો છે એવી ખબર એને મેં પુગાડી છે પણ હજી હું એની આગળ ગઈ નથી. હમણા એને છેડવી જોઇતી નથી. કાલ પરમ એને બધો ખુલાસો સમજાવીશું અને મોરીસને ખરેખર શું ધારણા રાખી હતી તેની સમજ આપીશું."

પેલી તરફ મોરીસન અને હેનસન રવાના થયા અને હેનસનની છાવણીમાં તેઓ જઇ પુગ્યા જ્યાં સઘળાં માણસો રવાનગી માટેની તઇયારી કરવામાં મશગુલ હતા.

મોરીસન ચુપ હતો, તેનો મીજાજ બગડેલો હતો અને પોતાની યુકતીમાં નીશફળ થવાથી તે બહુજ ખીજવાયો હતો, આજ લગનની જીંદગીમાં તેણે જે ચાહયું હતું તે કર્યું હતું અને નાદાન ભોળી છોકરીઓને લલચાવી તારાજ કરવામાં તે હમેશાં ફતેહ મેળવતો હતો. પણ આ વેળા તેને હાર ખમવી પડી અને એવો સાબુત ફીટકો તેની મગરૂરી અને આબરૂને લાગ્યો કે તેના ખીજવાટનો પાર રહયો હતો નહીં.

હેનસન પોતાની યુકતીમાં રમી રહયો હતો. તેણે ધીમેથી વાત છેડી.

"તમારો યજમાન અને તેની બાયડી કાંઇક વીચીત્ર ખ્યાલ ધરાવતા જણાય છે, આઓ છોકરીને પોતાની પાસેજ જાળવી રાખવાનો એમનો વીચાર કાંઇક બેવકુફીભરયો મને તો લાગે છે. આઓ છોકરી સાથે કોઇપણ માણસ પરણે નહી અને તેમની પાસેથી તેણીને કોઇપણ માણસ લઇ જાય નહીં એવું તેઓ ઇચ્છતાં હોય એવું માલમ પડે છે. પણ એ વીચાર ભુલભરયો છે. એ છોકરીને કોઇ દહાડે પરણાવવી તો પડશેજ અને જો તમારા જેવા ખાનદાની નવંગર મરદ સાથે પરણાવવાની

તેઓ ના પાડતાં હોય તો તેઓનાં જેવાં કમબખ્ત કોઈબી બીજા હશેજ નહીં એમ હું ધારૂં છું."

મોરીસને પહેલાં તો હેનસનની આવી વાત સાંભળીને કશુ ગેહું દીધુંજ નહીં પણ હેનસનનો છેલ્લો વાક્ય સાંભળતાં તેને કાંઇક જવાબ દેવાની ફરજ પડી.

મોરીસન બોલ્યો "એ અહીં આફ્રીકામાં પોતાની મરજી મુજબ કરી શકતો હશે પણ લનડનમાં એનું મારી સાંમે કશું ચાલવાનું નથી. એ લનડન પાછો આવશે. તયારે હું એને દેખાડી આપશ કે હુંબી કાંઇ જોંયે પડગો નથી. હુંબી એને માથેનો છું."

"તમારી જગાએ હું હોતે તો જે છોકરીને હું ચાહું તેને કોઇબી સુરતે હાથ કરતે અને મારા હરીફને દેખાડી આપતે કે મારાંમાંબી કાંઇક પાણી છે. તમારી માફક હાર ખાઇને ગુપચુપ બેસતે તો નહીંજ."

"તે વાત ખરી છે હેનસન, પણ આવી જગાએ, જયાં એ આટલો બળવાન છે અને આવી રીતે પોતાની મરજી મુજબ ગોયા રાજ ચલાવે છે ત્યાં હું એકલો શું કરી શકું! મારાથી શું થઇ શકે!"

"હું તમોને મદદ આપવા તઇયાર છું કારણ કે તમો તે છોકરીને લાયકના છો અને તે છોકરી તમારે લાયકની છે એવી મારી ખાતરી થઇ છે. જો તમારી ઇચ્છા થતી હોય તો હું તે છોકરીને તમારે માટે મેળવી આપું. એ જો તમોને ખરેખર ચાહતી હશે તો એ તમારી સાથે આવવાને કદીબી ના પાડશે નહીં."

"પણ આસપાસ અતરાફમાં એનું રાજ ચાલે છે. જો એ છોકરીને છુપેથી આપણે લઇ જઇયે તો જરૂર એ આપુને પકડી પાડે."

"નહી. મારા જેવાને પકડવાનું એનાથી બનેજ નહીં. આ મુલકમાં આજે દશ વરસ થયાં હું વેપાર અને શીકારને માટે ફરતો રહયો છું અને આએ મુલકના ખુણા ખાંચરા જેટલાં એ નથી જાણતો તેટલાં હું જાણું છું. એને છુપા માર્ગોની ખબરજી નથી ને બેમાલુમ રહેલી જગા એ જાણતોજી નથી" હેનસન બોલ્યો; "જો એ છોકરીને તમારી સાથે તમો લઇ જવાની ધારણા રાખતા હોવો તો તેમાં તમોને મદદ આપવાને હું તઇયાર છું. હું ખાતરી આપુ છું કે આપણે કીનારે જઇ પુગશું તે અગાઉ આપુને કોઇબી માણસ પકડી શકવાનું નથી."

"પણ તમો કાંઇ ગોઠવણ દેખાડશો?"

"તમો એ છોકરી જોગ એક ચીઠી લખો. હું તે ચીઠી તે છોકરીને પુગાડવાની ગોઠવણ કરશ. તમો ચીઠીમાં માત્ર ગોટલું જ લખજો કે છેલ્લી સલામ કરવાને સારૂ તમારી મુલાકાતે આવવું તે તમારી મુલાકાતે જરૂરજ આવશે. તેણી મુલાકાતે આવે ત્યારે તેણીને તમારી સાથે નાસી જવાને સમજાવજો અને તેણી કબુલ થાય તો તેણીને કહેજો કે રાતનાં આએ છાવણીવાળી જગાએ તેણી આવે અને પછી—"

"પણ આપણે રાતના તો નીકળી જવાના છીએ."

"મારી ગોઠવણ આ પ્રમાણેની છે. હમણા એક બે કલાકમાં મેરીયમ તમોને છુપેથી મળવા આવશે અને રાતના નાસી જવાની ગોઠવણ તેણીની સાથે કરજો અને તેણીને પાછી જવા દેજો. પછી સાંજના આપણે છાવણી ઉઠાવી રવાના થઇશું તે સઘળાઓ જોશે અને સઘળાઓ એવુંજ સમજશે કે આપણે બંધા રવાના થયા. પણ હું પોતે છુપેથી બે ત્રણ માણસો સાથે અહીં પાછો આવશ અને મેરીયમ આવશે તયારે

તેણીને લઇને તમો તરફ ઉનાવળે, અંધારાનો લાભ લઇને નીકળી આવશે."

આએ ગોઠવણ મોરીસનને પસંદ પડી અને તેણે તરતજ એક ચીઠી મેરીયમ જોગ લખી આપી અને હેનસન પોતે તે ચીઠી લઇને રવાના થયો. મેરીયમવાળા ઓરડાની બારી ઉઘાડી હતી જેનો હેનસને લાભ લીધો. એક પથ્થર સાથે તેણે તે ચીઠી બાંધી અને બારી વાટે ઓરડામાં તેણે તે ફેંકી અને પાછો ફરયો.

હેનસન પોતાની બાજીમાં રમતો હતો અને હવે તેણે પોતાની ધારણા પાર પાડવાને સારૂ મોરીસનને હથીયાર બનાવયું હતું. મોરીસન તો એમજ મનમાં મલકાતો હતો કે મેરીયમને મેળવી આપવાની ભલી ધારણાથી હેનસન તેને મદદ આપતો હતો અને તે માટે તેનો તે આભારી થયો હતો. હેનસનની મતલબ શું હતી તે જો મોરીસન જાણતે તો કદાચ બેઉ જણા એક બીજાનો જીવ લેવાને તઇયાર થતે.

---

## પ્રકરણ ૨૬ સું.

### "હવે કોણ બચાવશે ?"

પણ આગળ બધી ધમાધમ જ્યારે ચાલતી હતી અને ઠગાઇના દાવપેચ રમાતા હતા ત્યારે આપણો માનીતો બળવાન પણ ગમખાર બનેલો કોરેક શું કરતો હતો !

જે છોકરી ઘોડા ઉપરથી છલાંગ મારીને ઝાડની ડાંખલીને વળગી પડી હતી તે છોકરીનો ખયાલ કોરેકના મગજમાં ભમ્યા કીધો. જે જગાએ તે બનાવ બન્યો હતો તે જગા પાછી જોવા તપાસવાનું કોરેકને મન થયું અને ત્યાં તે પાછો લટાર મારવાને આવ્યો. મેરીયમને માટેની સઘળી આશા તેણે

છોડી હતી પણ જે માણસને તેણે જોયું હતું તેની ચાલ હાલ અને છલાંગ મારવાની રીતી તેને એવી લાગી કે ગોગા મેરીયમની તે હોય. તે માણસ એક છોકરી હશેજ એવી તેની પકકી ખાતરી થઇ અને તે માણસને-તે છોકરીને જોવા અને તેનો ચહેરો નીહાળવાને તે આતુર બનયો માટે તે આ તરફ પાછો ઝાડો ઉપરથી પસાર થનો આવી પુગ્યો.

કોરેક ધીમે ધીમે આગળ વધનો હતો તેટલાં તેના ચપળ કાનને કાંઇક અવાજ સંભળાયો. તે એક તરફ છુપાઇ ગયો અને તેણે જોયું કે બે ઘોડેસ્વાર તે તરફ આવતા હતા જે બે માણસો ગાહેલા એકને તેણે તરતજ પીછાણ્યો. જે ઘોડેસ્વાર સીંહનો ઉછાળો જોઇને એકદમ નાસી ગયો હતો તેજ તે જવાનયો હતો યાને મોરીસનને તરતજ કોરેકે પીછાણ્યો. સીંહની છલાંગ થતાંજ મોરીસન ઘભરાઇને નાસી ગયો હતો તે બનાવ યાદ કરીને તેની તે હીચકારી રીતી ઉપર કોરેક સહેજ હસ્યો, પણ તેણે ધાર્યું કે જે છોકરી ડાંખલીને વળગી પડી હતી તેને પાછી જોવી હોય તો આ જવાન માણસનીજ પુંઠે લાગી રહેવું જોઇયે. કારણ કે તે જવાન ઇંગ્રેજ સાથેજ તે છોકરી આગળી વખતે હતી અને કદાચ હમણા પણ તેની આગળ તે છોકરી આવી લાગશે.

પેલા ઘોડેસ્વારો એક ઝાડ હેઠળ થોભયા અને કોરેક તે ઝાડની ડાંખલીઓ વચ્ચે સહેજબી અવાજ કરયા વના ગુપચુપ બેસી રહયો. થોડા વખતમાં મેરીયમ ત્યાં આવી લાગી. કોરેક સઘળો દેખાવ જોતો હતો, તે છોકરી અને મોરીસન વચ્ચે કાંઇક વાતચીત થઇ, એક બીજાએ બગલગીરી કીધી અને બન્ને એક બીજાના હોઠ મેળવવા ગયા તેટલાં કાંઇક ખડખડાટ થયો અને તેમ કરતાં તેઓ અટકી ગયાં.

તે છોકરી અને મોરીસન એકેકથી અલગ થઇ ગયાં અને તે છોકરી તયાંથી પાછી રવાના થઇ અને એવું બોલતી ગઇ કે "રાતે હું છુપેથી નીકળી આવશ-સાહેબજી."

તે છોકરી આ પ્રમાણે બોલી અને તેણી રવાના થવાને પાછી ફરી તયારે કોરેકે તેણીનો ચહેરો ખુલ્લો પરગરો જોયો. લગભગ અરધી મીનીટ તે છોકરી ઉભી રહી અને પોતાની મેરીયમને કોરેકે પીછાણી.

કોરેક મનસે બહુ કચડાશ અને નાસીપાસી સાથે બરબડયો "મેરીયમ, મારી પોતાની મેરીયમ જીવતી છે, સુખી છે, જવાન જોબનવંતી બની છે પણ બીજાની તે થઇ છે. બીજા મરદ સાથે તેણી બગલગીરી કરે છે."

કોરેકનો ભાલો હાથમાં તઇયાર હતો અને કમરબંધમાં શીકારી છુરી લટકતી હતી. તે જો ચાહતે તો એકજ ફટકામાં તે જવાનયાને-મોરીસનને-ઠાર મારી નાંખી શકતે પણ આમીર હઇકુ અને અમીરી બુનયાદ તેને તેનો ખ્યાલ આવવા દેજ કેમ! જયારે મેરીયમને કોરેકે છેલ્લી જોઇ હતી તયારે તેણી અરધાં નગન બદન સાથ, નાનકડી ઉઘાડા પગની છોકરી હતી. હમણા તો લંડનની એક જવાન બાનું હોય અને ઘોડેસ્વારી કરવાનાં કપડાં પહેરી નીકળી હેય તેવી અને તેવા પોશાક સાથની તેણીને કોરેકે દીઠી. આવી સુખી અને સુધરેલી હાલતમાં મેરીયમને જોઇને તે ઘણો રાજી થયો અને કોવુડુના તથા જંગલી હબશીઓના હાથમાંથી છુટકારો મેળવી આવી હાલતે તેણીને પુગેલી જોઇ તેને ઘણો સંતોષ ઉપજયો. તેણે જોયું કે જે જવાન ઇંગ્રેજ સાથે તેણી વાતચીત કરીને ગઇ હતી તેની સાથે તેણીને મહોબત બાઝેલી હતી અને જો કે મેરીયમને તે ખરેખર ચાહતો હતો તોપણ તેણીની મહોબતમાં ખલલ

નદીં નાંખવાનો તેણે મનમાં ઠરાવ કરયો. જે મરદને મેરીયમ ખરેખર ચાહતી હોય તેની સાથે પરણવાનો મેરીયમને હક હતો એમ કારેકે ધારયું અને એવું પણ વીચારયું કે બની શકે તો આ મરદ સાથે મેરીયમ પરણવા પામે એવી કોઇ મદદ વટીક આપવી.

મેરીયમ અને મોરીસન રાતના એકેકને મળનાર હતાં એમ કારેક જાણી ચુકયો હતો માટે તેઓની રાતના થનારી મુલાકાત પછી જોવાને અને કોઇ ધાસ્તી તેમની ઉપર—બલકે મેરીયમ ઉપર આવી પડે તો તેમનો—મેરીયમનો—બચાવ કરવાને કોરેક તઇયાર થયો, અને તેટલા માટે તને મોરીસનની પુઠ પકડી રાખી. મોરીસન અને તેની સાથવાળા માણસ આગળ ચાલ્યા. જે જગાએ હેનસને છાવણી નાંખી હતી અને જયાંથી હમણાં ઉઠાંગરી કરવામાં આવતી હતી તે જગા તરફ નદીં પણ જંગલમાં ઉતર ભણી દુર તેણે ચાલવા માંડયું. ગોઠવણ એવી હતી કે મોરીસને દુર નીકળી જવું અને હેનસને પાછળથી મેરીયમને લઇને આવી પુગવું. આવી ગોઠવણ હોવાથી મોરીસન ચાલતો થયો અને તેની સાથે બે ત્રણ નોકર પણ જોડાઇ રહયા અને તે બંનેની ઉપર દેખરેખ રાખનો કોરેક પણ 'તેમની પુઠે વળગી રહયો.

રાત પડી અને ઠરાવેલી જગાએ મેરીયમ છુપેથી ગુપચુપ આવી પુગી. તેણીએ જોયું કે મોરીસન હતો નહીં પણ હેનસન તરતજ તેણીની આગળ આવ્યો અને બોલ્યો "મોરીસનનો પગ સહેજ ઇજા પામયો છે અને તેથી તે તમોને મળવાને હાજર થયો નથી; તમો મારી સાથે ચાલો, હું તમોને તેની આગળ લઇ જાવું."

"મોરીસન કયાં ગયા?" મેરીયમે પુછયું.

"બે ચાર કલાકનાં છેટાંપર હશે ઝાઝા દુર નથી. પણ આપણને ખોભવું જોઇયે નહીં. તમારી ગેરહાજરીની ખબર જો જંગલમાં પડશે તો આપણને પકડવાની જબરી કોશેશ ચાલશે માટે જેમ બને તેમ ઉતાવળે આપણે નીકળી જવું જોઇશે."

"પણ મોરીસનને ઘણી ઇજા થઇ છે કે ?"

"ઝાઝી નથી; પણ તેવણને આશાયશ લેવાની જરૂર છે કારણ કે કાલથી તો લાંબી ચાલુ સફર ઘોડા ઉપર બેસીને કરવી પડશે માટે પગને જરા રતી આશાયશ આપવાની જરૂર તેવણે જોઇ છે."

ભોળી મેરીયમે આ સઘળી વાત ખરીજ માની તેઓ ઘોડેસવાર થઇને નીકલ્યાં, હેનસને ઉતર તરફનો મારગ એક માઇલ સુધી લીધો અને પશ્ચિમ ભણી વલાયુ એવી સફાઇથી લીધી કે મેરીયમને આ બદલાયલા મારગનો ખ્યાલ આવ્યો નહી, મોરીસન ક્યાં ઘોભેલો હતો તે મેરીયમ જાણતી હતી નહી માટે તેણીએ એવુંજ ધારયું કે હેનશન તેણીને તેની આગળજ લઇ જતો હતો.

કલાકો સુધી તેઓએ મુસાફરી કીધી અને મધરાત પસાર થઇ ગઇ તથા પાછલી રાત પડવા આવી તોબી મુસાફરીનો છેડો આવ્યો નહીં તેથી મેરીયમને ચીંતા ઉપજવા માંડી.

"મોરીસનની છાવણી આટલી દુર છે એમ મેં નહીં ધારેલું" મેરીયમ બોલી.

"મોરીસનને અને મારાં બીજા માણસોને મેં કહયું છે કે આપણે આવ્યે તે અગાઉ તેઓએ ધીમે ધીમે આગળ વધવું મોરીસનનો પગ લચકાયો છે માટે તે ઘોડાપર બેસીને કદમ કદમ આગળ વધશે અને આપણે તેઓને સવાર સુધીમાં તો પકડી પાડીશું" હેનસને સધ્ધરો આપ્યો, "વળી જેમ બને

તેમ દુર નીકળી જવું જોઈએ કે જેથી તમારો બચાવ જો ચેતી જાય અને શોધવા નીકળે તો આપણે પકડાઈએ નહીં. હાલ તરત આપણે અહીંજ થોડોક વખત આશાયશ લઈશું અને ટટુઓને પણ ઘાસ ચરવા દઈશું. પછી ઉતાવળે પાછાં આગળ વધીશું. તમો જરાએ ચીંતા કરતા ના હું તમોને બરાબર ઠેકાણે પાડશ એમ ખાતરીથી માનજો મારી મુળ નેમજ એવી છે કે તમોને બરાબર પુરેપુરાં ઠેકાણે પડતાં અને તમોને પુરતી રીતે સુખી કરવાં."

મેરીયમ બાપડી પાછી ભોળાઈ અને હેનસનની સઘળી વાત તેણીએ સાચ્ચીજ માની, તેઓ ત્યાં થોભ્યાં અને ત્યાંજ રાતનાં સુતાં. સવાર પડી તયારે હેનસને પોતાના ઠેલા મધેથી કાંઈક ખોરાક કહાડયો અને તેઓએ સાદો સુતરો નાસતો કરી લીધો અને પાછાં આગળ વધવા લાગ્યાં. બપોર પડી અને પાછાં થોભયાં. હવે મેરીયમને શક ઉપજવા માંડયો. તેણી જંગલની જીંદગીથી પુરતો અનુભવ મેળવી ચુકી હતી અને જમીનપર પડેલાં પગલાંથી કોઈ બીજા માણસ જોઈ નહીં શકે તેવી લગભગ બેમાલુમ નીશાનીઓ મેરીયમને જોવાની અને પાર ખવાની ટેવ પડેલી હતી માટે તેણીએ બારીકીથી જમીન તપાસી. ત્યાંથી કેટલાંક માણુસો કેટલાક દીવસની વાત ઉપર ચાલી ગયાં હોય તેવી નીશાની મેરીયમને જણાઈ. તોપણ મેરીયમને હેનસન સામે શક ઉપજયો.

તેણીએ કહયું "ઘણે લાંબે છેટે આપણે નીકળી આવ્યા છીયે તોબી મોરીસન જણાતો નથી. એનો અર્થ શું !"

"આ રસ્તેથીજ તેઓ આગળ વધી ગયા છે માટે હવે આપણે તેમને થોડાજ વખતમાં પકડી પાડીશું એવી મારી ખાતરી છે." હેનસને જવાબ દીધો.

"પણ આ જગાથી જે માણસો પસાર થયાં હતાં તેમના પગલાંની નીશાની જોતાં મને તો એવું માલમ પડે છે કે તે માણસો આજકાલ નહીં પણ ઘણા દીવસના પસાર થયલાં હોવાં જોઇયે." મેરીયમે કહયું.

હેનસન હસી પડયો.

તે બોલ્યો! "ખરેખર? તમે ઘણા ચબરાક છો. પણ જંગલમાંથી પસાર થતાં કાંઇ એકજ જગાથી બધા પસાર થતા નથી. કોઇ કયાંથી ચાલે ને કોઇ કયાંથી ચાલે. એ બધું એકનું એક."

તેઓ પાછાં થોડોક વખત થોભયાં અને થોડોક ખોરાક તેઓએ લીધો. મેરીયમને હવે પુરેપુરો શક ઉપજયો હતો અને તેણીએ મનમાં ઠરાવ કરયો કે પહેલી તક મળતાં આ માણસને છોડીને નાસી જવું.

પોતે ઘોડેસ્વારી કરવામાં, ઝાડોપરથી કુદી ડાંખળીઓને વળગી ઉતાવળે આગળ વધવામાં અને હલેસાં મારીને હોડી ચલાવી જવામાં કુશળ બનેલી હતી માટે તે સઘળી કસરતની મદદથી નાસી જવાનો તેણીએ ઠરાવ કરયો. હેનસનનો ચહેરો મેરીયમે બહુજ બારીકીથી ધારી ધારીને જોયો અને તેને કયાં જોયો હતો તેની યાદ કરવાની તેણીએ અતીશય કોશેશ કીધી. હેનસનની દાઢી મુછ બોડેલી હતી અને તેવા ચેહેરાના માણસને કોઇવાર જોયલો કે નહીં તેની યાદ મનમાં તાજી કરવાને તેણીએ અતીશય યતન અનેકવાર કરયો.

તેઓ ઘોડેવારે પાછાં આગળ વધયાં અને એક નદી આગળ આવી લાગયાં અને નદીની સામા કીનારા ઉપર એક નાની છાવણી પડેલી મેરીયમે દીઠી અને મેરીયમ તે જોઇને ખુશી થઇ.

હેનસન બોલ્યો: "આખરે આપણે એ લોકને પકડી પાડયાં."

હેનસને પોતાની રીવોલવર કહાડી અને હાથમાં બાર કીધો કે તરતજ તે સાંભળી ડાવણી મથેના કેટલાંક માણુસો કીનારે દોડી આવ્યાં. હેનસને તેમને પોકાર કરીને હુકમ આપયો કે તરતજ તેઓએ એક નાની હોડી પાણીમાં ઉતારી અને એક માણસ હોડીમાં બેસી હલેસું મારી તેમની નજદીક આવયો. મોરીસનને મળવાની ઉમેદમાં મેરીયમ તરતજ હોડીમાં બેઠી અને થોડીજ મનીટમાં તેઓ સામા કીનારાપર જઇ પુગયાં. પણ ત્યાં મોરીસન જણુયો નહીં માટે મેરીયમે પુછયું:" મોરીસન ક્યાં છે !"

"પેલા તંબુમાં."

મેરીયમ તે તંબુમાં દોડી પણ તે તંબુ તો તદન ખાલી હતો. તેણીએ પાછું ફરીને જોયું તો તંબુની અંદર દરવાજા આગળ હેનસન હસતો ઉભો હતો.

"મોરીસન તો અહીં નથી"

"પણ હું છું."

"તું ! તું કોણ ?"

"ઓળખતી નથી કે ? મારી દાઢી મુછ મેં બોડી નાંખી છે તેથી કદાચ જુના દોસ્તને પીછાણી શકતી નહીં હશે."

"હવે પીછાણ્યો ! તું ! માલબીન."

"હા-માલબીન-તારો આશક. હવે અહીં તારો બવાન તુને બચાવવા આવવાનો નથી-બવાન હવે મારા હાથમાંથી તુને છોડવવાનો નથી-હવે તુંને કોણ બચાવશે ?" ક્રુતેહની ધુંસમાં હેનસન માલબીન બોલ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.



### વેર લેવાનું હબસી છોકરાનું ઝનુન.

હેનસન-માલબીન ખાસીહતે ઘાતકી ખારીલો અને દવસી હતો તથા પોતાની નોકરીમાં રહેલાં દરેક માણસ સાથે તેણે જુલમાતભરી વરતણુક દેખાડી હતી અને તેથી લગભગ તેના સઘળાં માણસો તેને ધીકારતાં હતાં. પોતાની મતલબ હોય તયાં સુધી પોતાના નોકરને તે લઇ ચલાવતો અને ગરજ પુરી થતાંજ નોકરોને છોડી દેતો અને કોઇવાર તો તદનજ રખડાવી મારતો. જયારે તેણે મોરીસનને ઠગયો અને એક દીશાએ મોરીસનને રવાના કરી બીજી દીશાએ મેરીયમને લઇને નીસરી પડયો તયારે તેણે પોતાની સાથવાળા એક હબશી નોકરને રસતામાં રખડતો મુકી દીધો હતો. તેણે તે જવાન છોકરવન હબશી નોકરને એક ઝાડ હેઠળ બેસાડયો અને કહયું કે "તું અહીંજ બેસી રહેજે. અમો થોડાક વખતમાં પાછાં આવી તને લઇ જઇશું."

તે નોકર ઉપર માલબીનને વીશવાસ હતો નહી અને તેટલાં માટે ખોરાક પાણી વીના, અને કશા પણ બચાવના સાધન કે હથીઆર વીના આ પ્રમાણે જંગલી જાનવરોના ચીકાર ભરાયલાં જંગલમાં તે છોકરાને મુકીને અને તદનજ ખોટો વાયદો દઇને માલબીન ચાલતો થયો હતો. તે છોકરો ઝાડ હેઠળ બેસી રહયો. લાંબો વખત નીકળી ગયો તયારે તે ચીંતામાં પડયો તયાંથી ઉઠીને આગળ જવું કે તયાંજ બેસી રહેવું તેના વીચારમાં તે પડયો. રાત પડવા આવી અને સપાટામાં અંધારૂં છવાઇ ગયું. થોડેવારે ચંદ્ર ઉગયો અને બેસતાં કંટાળીને આગળ વધવાનો તે ઇરાદો કરતો હતો. તેટલાં

તો એક સીંહનો પોકાર તેને સંભળાયો. તે છોકરો ચોંકયો અને ઝડપર સપાટામાં ચઢડી ગયો.

તેણે જોયું કે એક મોટો સીંહ ઝાડીમાંથી બહાર આવયો અને એક હરણના મુરદાં ભણી તે સીંહ ગયો કે જે હરણનું મુરદું હમણા સુધીમાં તે છોકરાએ દીઠું હતું નહી, તે હરણને આગલી રાતે સીંહે પાડયું હતું અને તેનો ભક્ષ કરવાને સીંહ આજે રાતે તે જગાએ પાછો આવયો હતો.

સીંહે હરનનો ભક્ષ કરવા માંડયો પરોઢયું થવા આવયું તયારે સીંહ જંગલભણી પાછો રવાના થયો. પેલો છોકરો ઝાડ ઉપરથી નીચે ઉતરયો. તે ભુખો અને પયાસો થયો હતો. નજદીકમાં એક નાનું નાલું હતું તયાં તે ગયો અને પાણી પીધું. તયાં નાળાંના કીનારાપર ફળનાં જંગલી ઝાડ ઉગેલાં હતાં જે ઉપરથી ફળ ઉતારીને પેટ ભરતાં તેણે ખાઇ લીધાં અને જેટલાં બનયાં તેટલાં તેણે પોતાની સાથે બાંધી લીધાં.

માલબીન પોતાના નોકરોને જયારે તયારે રખડાવતો હતો અને જંગલ વચ્ચે નીરાધાર છોડી જતો હતો એવી વાત તેણે માલબીનના નોકરોથી સાંભળી હતી માટે તેની ખાતરી થઇ કે તેવીજ યુકતી માલબીને તેની સાથે પણ આ વેલા ચલાવી હતી. જેની નોકરી ખંત મહેનતથી તેણે કરેલી અને જેના ધાટકીપણાથી પોતે અનેકવાર હેરાન થયલો તેની આવી વરતણુક જોઇને તે હળથી બહુજ ખીજવાયો અને મનમાં તેણે ઠરાવ કરયો કે એવા ઘાટકી માલેક ઉપર કોઇબી રીતે સખત વેર લેવું.

આ છોકરો માલબીન સાથે ઘણાં વરસોનો રહેલો હતો અને તેથી માલબીનથી તે થોડું ઘણું ઇંગ્રેજી બોલતાં શીખયો હતો તેણે વફાદારીથી નોકરી બજાવી હતી છતાં આવી દગાબાઝી

માલબીને તેની સાથે ચલાવી હતી માટે કોનાનું ઝનુન જોશભેર ચઢડયું.

મોરીસનવાળી ટોળી કઇ બાજુએ ગઇ હતી તે આ છોકરો જાણતો હતો માટે તે દીશા તરફ તે છોકરો સપાટામાં આગળ વધયો પણ બે માઇલ જતાં તે એકએક થોભયો. બે ઘોડાના પગલાં તેણે પડેલાં જોયાં જે ઘોડા મોરીસનવાળી ટોળીએ લીધેલા મારગ તરફ નહી પણ તેથી ઉલટી દીશાએ લંબાયલાં હતાં. માલબીને પોતાના નોકરોને આપેલા હુકમો તેગની તેણે કરેલી બે ટોળીની વહેંચણી, અને બંને ટોળીઓને જુદી જુદી તરફ જવાનું તેણે આપેલું ફરમાન આ છોકરાને સઘળુ યાદ આવયું અને તે તરતજ સમજી ગયો કે મેરીયમને લઇને મોરીસનવાળી ટોળી તરફ નહી પણ જુદીજ દીશાએ માલબીન ગયો હતો અને મોરીસનને તેણે ઠગયો હતો.

વેર લેવાનો ઉપાય તે છોકરાને સુઝયો. તે તરતજ મોરીસનવાળી ટોળી જે દીશા તરફ ગઇ હતી તે દીશાએ દોડવા લાગયો. દોડવામાં આ હબશી છોકરાઓ ઘણા ચપળ ચંચળ અને જડપુ હોય છે અને તેમાં અગતના કામપર જતું હોય કે ખુદ પોતાની અંગત નેમ પાર પાડવાને નીકળવું હોય તયારે તો તેઓ પવન વેગે દોડે છે. જેમ બને તેમ ઉતાવળે મોરીસન પાસે જવું અને તેને ચેતાવવો અને તેમ કરીને મોરીસનને ખુદ માલબીન આગળ પુગાડવો એવી આ છોકરાને ધારણા હતી. તે મનમાં સમજતો હતો કે તે ઇંગ્રેજ આ ઠગાઇથી ખરેખર ખીજવાશે, તે ઇંગ્રેજ પોતાના ઠગનારને સજા કરશે અને જે છોકરીને ઉપાડીને માલબીન લઇ ગયો છે તેણીને મેળવીને માલબીનને નાસીપાસ નિરાશ બનાવશે.

પેલી તરફ મોરીસન નાની છાવણી નાંખીને થોભેલો હતો

અને માલબીનની રાહ જોતો હતો. જોઇએ તે કરતાં અતીશય મોડું થઇ ગયું હતું. રાત પડે તે અગાઉ તો માલબીન અને મેરીયમે આવી પુગવું હતું પણ તેને બદલે રાત પસાર થઇ સવાર વીતી ગઇ અને બપોર પડી તોબી માલબીન આવયો નહીં માટે તે ઇંતેજાર આતુર બનયો અને ચીંતા કરવા લાગયો.

તેની સાથની ટોળીના વડાએ, માલબીને તેને અગાઉથી શીખવી રાખયું હતું તે મુજબ તેને સમજાવયો કે "હવે આપણે આગળ વધયે. કદાચ મેરીયમને આશરો આપનારો મોટો-બલવાન શેખ ચઢાવતો આવી લાગશે તો આપણી સઘળાઓની પુરેપુરી કમબખતી બનશે."

પોતાની ઘણી નામરજી છતાં મોરીસનને આ વાત સાંભળયા પછી આગળ વધવાની ફરજ પડી અને તેણે હજીબી આશા રાખી કે કદાચ બીજે મારગે ચઢાવો લઇને માલબીન (જેને હજીબી તે હેનસનના નામથીજ ઓળખતો હતો તે) આગળ નીકળી ગયો હશે.

પણ તેઓ સફર કરવાની શરૂઆત કરે તેટલાં તો પેલો હબશી છોકરો દોડતો હાંફતો આવી લાગયો. તે સીધો મોરીસન આગળ ગયો અને તેણે પોતાની ભાંગી ટુટી ઇંગ્રેજી ભાષામાં સઘળો હેવાલ કહયો અને માલબીન કઇ દીશાએ ગયો હતો તે પણ તેણે જણાવયું.

મોરીસને સઘળું સાંભળવાથી જોઇ લીધું કે મેરીયમને પોતાના કબજામાં મેળવવાને કાજે હેનસને તને એક હથયાર બનાવયો હતો અને તેની સાથે ઠગાઇ કીધી હતી. ગુસ્સા અને ખીજવાટથી તેનું લોહી ઉકળી આવયું અને મેરીયમની સલામતી માટે તેને ચીંતા ઉપજી.

ખરેખર તો મોરીસને જે નીચ વરતણુંક મેરીયમ સાથે ચલાવવાની ધારણા રાખી હતી તેથી કોઇબી રીતે જુદા પ્રકારની વરતણુંક ચલાવવાની ધારણા માલબીનની હતી નહીં મોરીસનને ખયાલ આવયો નહીં કે તે ગરીબ છોકરીને જે રીતે માલબીનને હાથે તારાજ થવાની ચીંતા તેને ઉપજી હતી તેજ રીતે તેણીને તારાજ કરવાનો તેનો પોતાનો પણ ઇરાદો હતો, તેણે જોયું કે જે ઠગાઇ તે કરવા માંગતો હતો તેજ ઠગાઇ તેની સાથે થઇ હતી; તેને માંડેલી બાજી ઉલટાઇ ગઇ હતી અને કોઇ બીજોજ તે બાજીમાં જીત મેળવવાને ખેલતો હતો.

મોરીસને તે છોકરાને પુછયું. "તારો શેઠ કયાં ગયો છે તે તું જાણે છે કે!"

"હા, તે હું જાણું છું. આ બાજુએ નદી વહે છે ને તરફ તેણે છાવણી નાંખવા એક ટોળી અગાઉથી મોકલી છે અને તે બાજુએ મેરીયમને લઇને તે ગયો છે."

"તે જગાપર તું મને લઇ જશે?"

"હા, ઘણી આસાનીથી."

"આપણે બે જણા એકલા તયાં જઇ શકીશું!"

"હા."

મોરીસને અને પેલા છોકરાએ મસલહત ચલાવી અને પછી મોરીસને તે ટોળીના વડાને કહયું. "આ છોકરાની વાત ઉપરથી એવું જણાય છે કે મોટો-બવાન આપણી પુઠે આવે છે. હું આએ છોકરા સાથે જુદી દીશાએ નીકળી જાવું છું અને તમો જુદી દીશાએ નીકળી જાવો."

મોટો બવાન પુઠે આવે છે એવું સાંભળતાંજ તે વડો ધ્રુજવા લાગયો અને તેમજ તેની સાથવાળાં માણસો અતીશય ગભરાટમાં પડયાં. કશીબી બીજી વાત કરવાને તેઓ થોભયાજ

નહીં ઉતાવળમાં તેઓએ અસબાબ એકઠો કીધો અને થોડીક મીનીટમાં તેઓ ગહુજ ઉતાવળે ઉત્તર તરફ નાસવા લાગયા.

કોરીક ક્યાં હતો ?

તે તો મોરીસન વાળી ટોળી ઉપર દેખરેખ રાખતો ઝાડ ઉપર બેસીજ રહયો હતો. જયારે તેણે જોયું કે ટોળી ઉત્તર બાણી નાસી ગઇ અને મોરીસન તથા પેલો છોકરો પશ્ચીમ બાણી ચાલવા લાગયો તયારે તે સમજયો કે તે ઇંગ્રેજ–મોરીસન–મેરીયમને મળવા અને શોધવા ખોટીજ દીશાએ જતો હતો અને એવું ધારીને કોરીક ધીમે ધીમે પોતાની અસલ જગા તરફ પાછો ફરયો.

મેરીયમને જીવતી અને તનદુરોસ્તી ખુબસુરત હાલતમાં જોઇને તેને એટલો તો સંતોષ ઉપજયો હતો કે મોરીસન માટે અદેખાઇ કરવાનો ખયાલ વટીક તેને ઉપજયો નહી, પણ જયારે હમણા તે, મેરીયમને જે જગાએ તેણે છેલ્લી જોઇ હતી તે જગા તરફ તે પાછો ફરતો હતો તયારે મોરીસને માટે તેને અદેખાઇની લાગણી પહેલી ઉપતન થવા લાગી અને તયારેજ મેરીયમને તે કેટલો અને કેવો ચાહતો હતો તેનો ખરેખરો ખયાલ તેને આવયો. મેરીયમને તે અગાઉ પણ ચાહતો હતો પણ હવે તો તે મેરીયમની પુંજા કરવાને પણ તઇયાર થયો. તેણે ઠરાવ કરયો કે મેરીયમને બની શકે તો દુરથી જોવી, જો તેણી આફતમાં હોય તો તેણીને બચાવવી પણ તેણીની નજરે પોતે કદીથી પડવું નહીં અને પોતે હજી જીવતો છે એમ તેણીને જાણવા દેવું નહીં.

કોરીક મનમાં બબડયો "જેમ હું મેરીયમને યાદ કરૂં છું તેમ મેરીયમ મને યાદ કરતી હશે કે ? જો સુખી અને સંતોષ

સાથના રમત ગમત ભરયાં વરસો સાથે ગુજારેલાં તેની યાદ તેણીના મનમાં કોઇવાર ઉતપન થતી હશે કે! મેં ધારેલું કે તે મને ચાહે છે પણ હવે મને જણાયું છે કે એનો પયાર કોઇ બીજા ઉપર લાગેલો છે. એ મારી સાથે રહેતે અને જંગલી જીંદગી ગુજારી પરણ્યા વના અમો બે જોડાં તરીકે વસતે તો એને પોતાને નુકસાન થતે. તેના કરતાં ભલું થયું કે સુધરેલી જીંદગીમાં એ દાખલ થઇ અને જેને એ ચાહે છે તેની સાથે એ પરણે અને હકદાર ધણીઆણી અને માતા બને એ એને પોતાને માટે એક આશીરવાદ સમાન છે. એવી એની નવી જીંદગી એને મુબારક. તેમાં હું ખલલ નાંખવાનો નથી પણ બની શકશે તો તેમાં હું મદદ આપશ."

અમીર કુટુંબથી ઉતરેલો, ઉમદા તોખમવાળો અને ભલાં માબાપની ઉતમ ખાસીયતનો વારસો ધરાવનારો કોરેક–લોરડ ગ્રેસ્તોકનો બેટો જેક–ઉપલા ઉમદા અને નેક પવીત્ર વીચારો મનમાં પેદા કરતો ધીમે ધીમે તે અસલ જગાપર જવા લાગયો કે જયાં તેણે મેરીયમને છેલ્લી દીઠી હતી, તે જગાએ કોરેક આખરે જઇ પુગયો અને ઝાડપર રહી વખત ગુજારવા લાગયો. પણ મેરીયમ તો તે જગાપર ફરીને આવીજ નહીં. પણ જે ઝાડપર બેસીને મેરીયમના આવી પુગવા માટેની રાત દીવસની ચોકી કરતો તે બેઠો હતો તે ઝાડ હેઠળથી તેણે એક બીજા માણસને પસાર થતો દીઠો. ઉંચા બદનવાળો, પોહળા ખભાવાળો, પહેલવાન જેવા તનવાળો અને ગોટલાંબાઝ તે પુરૂષ ખાકી પોશાકમાં હતો અને તેની સાથે હબશી લડવઇયાઓ હતા. તે પુરૂષ જમીનપરની નીશાનીઓ બહુ બારીકી થી જોતો ચાલતો હતો અને તેની સાથવાળાં માણસો પણ જમીનપર પગલાંની પડેલી નીશાનીઓ બહુ બારીકીથી તપાસતા

હતા. તેઓ આ પ્રમાણે જમીન તપાસતા ઉતર બાજુ પસાર થઇ ગયા પણ ડેરેક તો આ ઝાડ ઉપર મેરીયમને જોવાને આશાવંત પણ મેરીયમને ખોદવા માટે નાસીપાસ થયલો બેસીજ રહયો.

આખરે આ જગાએ તપાસ રાખતાં ડેરેક થાકયો અને કંટાળ્યો અને તે પણ હવે ઝાડો પર કુદતાં અને લાંબી છલાંગ મારતો નીકળી પડયો. ને કયાં જતો હતો તેનો ખયાલ તેને હતો નહીં. કયાંણી જાય તેની તેને દરકાર હતી નહીં; પણ તેને દોરવનારો મહાન બળવાન અને સરવોપરી કુદરતનો હાથ તેને પશચીમ બાજુ ધસડતો હતો.

---

## પ્રકરણ ૨૮ મું.

### જુનોપુરાનો ફોટોગ્રાફ.

મોરીસન પોતાના હબશી સપે માલબીનવાળી છાવણી તરફ જવાને નીકળયો. ગીચ જંગલની ઝાડીઓ વચેથી તેઓ પસાર થયા અને ઉતાવળે કુચ કરતા રહયા. આ મુસાફરી દરમયાન મોરીસનને પોતાની હાલત ઉપર વીચાર કરવાનો પુરતો વખત મળયો. હવે તેને ખયાલ આવયો કે મેરીયમને ફસાવવા અને ખુવાર કરવાની નીચ યુકતી તે પોતે અજમાવતે નહી તો આવી ત્રાશદાયક આફત તે ગરીબ ભોલી નીરદોષ છોકરીપર આવી પડતે નહીં વળી હવે તેને લાગયું કે તે મેરીયમને ખરેખર ચાહતો હતો અને તેણીને બચાવવા ખાતર પોતાની જીંદગીનો ભોગ આપવાને પણ તે તઇયાર હતો. જે સઘળી ખરી વાત હતી તે હવે તેના મગજમાં ખરાં રૂપ સાથે ખુબ્લી થઇ. પોતાના હવસ અને નીચ ધારણા માટે તેને બેહદ

પસતાવો થયો અને મેરીયમને માટે ખરી સાચી મહોબત તેના જીગરમાં ઉભરી આવી.

આ પ્રમાણે સંજોગ બનયો હતો; જે જગાએ મેરીયમને માલબીન લઇ ગયો હતો તે જગાએ પેલો કીનાખોર હબશી છોકરો મોરીસનને દોરવતો હતો અને તેજ જગા તરફ કુદરતનો હાથ કોરેકને પણ ખસકતો હતો.

હવે મેરીયમનું શું થયું તે આપણે જોઇએ.

માલબીન, ઘાતકી હવસી માલબીન, હવે પોતાની પુરેપુરી ફતેહ થયલી જોઇને મેરીયમની સામે નફટાઇથી ઉભો અને બીજીજ પળે તેણે મેરીયમને પોતાના બંને જોરદાર હાથમાં પકડી લીધી અને તંબુના એક ખુણામાં પડેલા ધાબળીઓના ઢગલા તરફ તેણીને ખેંચવા માંડી. મેરીયમે ઘણીબી ખેંચતાણ કીધી પણ તેણી તે પલીદના પંજામાંથી છટકી શકી નહી પણ આવી રીતે ખેંચતાણ કરતાં મેરીયમનો હાથ અચાનક માલબીનના કમરબંધપર પડયો કે જે કમરબંધમાં માલબીને પોતાની રીવોલવર ખેસેલી હતી. મેરીયમે તે રીવોલવર ખેંચી કહાડી અને ઘડીભર માલબીનના હાથમાંથી છટકીને માલબીનની તરફ તેણીએ બેધડક રીવોલવર છોડી. પણ આ કરપીણની સરજત આ કોમળ કુંવારીને હાથ ઠાર થવાની હતી નહી. તે રીવોલવર ખાલી હતી. માહે કોઇજ હતી નહી જેથી બાર કીધેલો વ્યર્થ ગયો. માલબીન તે જોઇને હસ્યો અને પાછો મેરીયમને પકડવા તેણીના તરફ ધસ્યો. પણ પોતાના હાથમાં આવેલાં આ હથયારનો ઉપયોગ કરીને મેરીયમે અજમાવ્યો. રીવોલવરની લાંબી નળી મુઠીમાં પકડી તેના જાડા લોખંડના દલદાર છેડાથી મેરીયમે એવો તો એક સાબુત ફટકો માલબીનના મોહડાં ઉપર લગાવયો કે તે શયતાન ચીસ પાડતો

ચગાપાન ઉપાયો અને બેહોશ થઇ ગયો. મેરીયમને માટે નાસવાનો લાગ હતો.

પાછું ફરીને જોયા વના કે એક પળ પણ થોભ્યા વના મેરીયમ ઉછળીને તંબુની બહાર નીકળી પડી. માલબીનના બે ચાર માણસો ત્યાં હતાં પણ મેરીયમે પોતાની ખાલી રીવો લવર તેમની સાંમે ટાંકી અને તેઓ તેથી ડરી ગયા અને તેણીની નજદીક જવાની કે તેણીને અટકાવવાની હીમત તેઓએ કીધી નહીં જેથી મેરીયમને દોડી જવાની અને ઝાડો ઉપર છુપાઇ બેસવાની ઘણી સારી તક મળી ગઇ.

મેરીયમ ઝાડની ડાખળીપર છુપાઇને બેઠી અને માલબીન વાળી છાવણીમાં થતી હીલચાલ ચીમાઇને જોવા લાગી, તેણીને એ વીચાર આવયો કે પાછું મોટા બવાન અને માઇડીપર આગળ જવું, તેમની માફી ચાહવી અને તેમના આશરા હેઠળજ રહેવું. પણ તેમ કરવા માટે લાંબી મુસાફરી કરવાની હતી અને પોને કશા પણ હથીયાર કે સાધન, ખોરાક મેળવ વાને માટે કે પોતાનો બચાવ કરવાને માટે ધરાવતી હતી નહી. તેણીની પાસે માલબીનવાળી રીવોલવર તો હતી પણ કેત્રીજ વીનાની ખાલી રીવોલવર શું કામ લાગે!

તેણીએ જોયું કે થોડીક વખત જતાં ટંબુ મધેથી માલ બીન બહાર નીકલ્યો. તેના મોહડાં મધેથી અને નાંખ મધેથી લોહી ઝઝરતું હતું અને તે ખીજવાઇને તરેહવાર એલફેલ બોલતો હતો. તેણે પોતાના સઘળાં માણસો જેમની સંખયા આશરે સાત આઠની હતી તેમને તેણે બોલાવયા અને તેઓ માલબીનનો દેખાવ જોઇને હબતાઇ ગયા. તેણે તેમને તરેહવાર સવાલો પુછયા અને મેરીયમ રીવોલવરની ધમકી આપીને નાસી ગઇ હતી એવું જાણીને તેણે તરતજ સઘળાં માણ

સૌને હુકમ આપયો કે આસપાસ ચાંપતી ઉતાવળે શોધખોળ ચલાવવી અને કોઇની રીતે અને કોઇની જોખમે મેરીયમને પાછી પકડી લાવવી. થોડીક પળમાં આખી છાવણી ખાલી થઇ ગઇ અને સઘળાં માણસો ચોતરફ શોધ કરવાને દોડી ગયા તથા ગાલ્બીન પોતે પણ શોધ કરવાને નીકલ્યો.

સઘળાઓના જવા પછી મેરીયમ પોતાની છુપાવાની જગા એથી બહાર નીકળી અને માલબીનના તંબુમાં દોડી. થોડી ઘણીબી કેત્રીજ હાથ કરવાનો તેણીનો ઇરાદો હતો અને તે માટે તેણીએ અતીશય મોટો જોખમ માથે એંચી લીધો.

આસપાસ નજર કીધી તો કેઠેબી કેત્રીજ જણાય નહી. એક ખુણામાં એક પેટી હતી જેમાં માલબીનની પોતાની અગત જણસો મુકેલી હતી. ઉતાવળે તે પેટીપરનું દોરડું મેરીયમે છોડી નાંખ્યું અને પેટીનું ઢાંકણું ઉઘાડી તે માહેલી ચીજો બહાર કહાડીને તેણીએ ચારવીખેર ફેંકી દીધી. તેમાં કાગળ્યાં, નુસપેપરના ટુકડા અને એવી ચીજો પણ હતી જે વચેથી એક નાનો ફોટોગ્રાફ મેરીયમના હાથમાં આવી ગયો એક નાની છોકરીની તે તસ્વીર હતી જે ફોટોગ્રાફની પાછળ એક નયુસપેપરનું કટીંગ ચોંટાડેલું હતું. તે કટીંગ ઉપર ફ્રેંચ ભાષામાં કાંઇક છાપેલું હતું. મેરીયમ ઇંગ્રેજી તો વાંચી જાણતી હતી અને ફ્રેંચ થોડું ઘણું બોલી જાણતી હતી પણ ફ્રેંચ ભાષા તેણી વાંચી શકતી હતી નહીં.

તે ફોટોગ્રાફ જોતાંજ મેરીયમને લાગ્યું કે તેણીએ તે ફોટોગ્રાફ અગાઉ, કોઇ ઘણાં વરસની વાત ઉપર જોયો હતો. કયાં જોયો હતો તે તેણી યાદ કરી શકી નહીં. પણ તેટલાં તેણીને એકાએક ઓચીંતુ યાદ આવી ગયું કે તે ફોટોગ્રાફ તેણીનો પોતાનોજ હતો. ઘણા વરસો ઉપર તે ઉતારવામાં

આવેલો હતો તેણીના મગજમાં સવાલ ઉભા થયા. એ ફોટો આફ ક્યારે કોણે અને ક્યાં ઉતારેલો ? આ ફોટોગ્રાફ માલણી નના હાથમાં કેમ આવ્યો ? એક વરતમાનપત્ર મધે તે ફોટો ગ્રાફ પ્રગટ થવાનું કારણ શું ? તે ફોટોગ્રાફની પાછળ ચોંટા ડેલાં કટીંગમાં શું લખ્યું હશે !

દારૂગોળો શોધવાને અને તે મેળવવાને તેણી પાછી આવી હતી એ વાત તો તેણી ઘડીભર ભુલીજ ગઇ અને ફોટોગ્રાફ પર નજર ઠેરવીને લગભગ એક મીનીટ સુધી તેણી વીચારમાં મશગુલ થયલી ઉભીજ રહી. તેણીને પોતાની હાલતનો પાછો ખ્યાલ આવ્યો અને ફરીને તેણીએ તે પેટી ઉથલપાથલ કીધી અને આખરે કેટ્રીજ ભરેલી એક હાબડી મળી આવી. પહે લીજ નજરે તેણીએ જોઇ લીધું કે તેણીની પાસની રીવોલ વર માટેનીજ તે કેટ્રીજ હતી. આ હાબડો તેણીએ પોતાના ખીસામાં મુકી લીધી પણ તેમ કરવા અગાઉ તે માહેથી સાત કેટ્રીજ રીવોલવરમાં ગોઠવી દીધી.

આટલું કામ કરવા પછી પાછી તેણી પેલો ફોટોગ્રાફ જોતી ઉભી. આ વખતે દુરથી આવતાં માણસોનો અવાજ તેણીએ સાંભળ્યો અને બીજે પળે માલણીનનો સાદ આવ્યો કે જે શોધ ચલવવામાં નીષ્ફળ નાસીપાસ થયલો પોતાનાં માણસોને ગાળ બક્ષીશ દેતો હતો, સઉને શ્રાપ દેતો હતો અને ખુદ પોતાને પણ બીજવાતમાં ગાળ દેતો હતો.

તંબુના આગલા દરવાજા મારફતે બહાર નીકળી પડવાનું તેણીને માટે હવે નહી બની શકે તેવું હતું કારણકે માલણીન પોતાના બે ત્રણ માણસો સાથે બરાડતો, હેવાનીયત ખાસી હતથી બક્ષીશ જબાની વાપડતો તંબુ તરફ આવતો હતો. હજુણી તેનાં નાકમાંથી લોહીના ટીપાં ટપકતાં હતાં અને માલ

વીન તે સોડી પોતાના અદીયાનની બાંહે વડે નુછતો હતો. પેલી કેમીજની દાબડી અને પેલો ફોટોગ્રાફ પોતાના ગજવામાં મુકી મેરીયમ તંબુના છેક માહેલા ભાગમાં ગઇ અને છરી વડે કનટાન ચીરી કહાડી તેમાંથી તેણી બહાર નીકળી અને તેણીએ જોયું કે તે તરફ કોઇબી માણસ હતું નહી. સપાતામાં દેડી તેણી પાછી ઝાડ ઉપર ચડી ગઇ અને તનાં ગીચ પત્રામાં બેસીને છાવણીમાં બનતા બનાવો જોવા લાગી.

માલબીન પોતાના માણસો સાથે તંબુના દરવાજા આગળ આવયો અને માણસોને કાંઇક ચોકસ હુકમો આપયા અને તે પછી પોતે એકલા તંબુમાં દાખલ થયો પણ બે ત્રણ પળમાં તે પાછો બહાર આવયો. તેની પેટી ઉઘડેલી હતી અને બધું ઉદલપાઠલ થઇ ગયલું હતું તે તેણે જોયું અને તેથી તેના ગુસ્સા અને ખીજવાતનો પાર રહયો નહીં, તે હાથ પગ પછાડવા લાગયો અને બુમાબુમ કરવા લાગયો.

આખરે માલબીને પોતાના માણસોને પોતાના તંબુની રખેવાલી કરવાનું સોંપી પોતે જાતે તપાસ ચલાવવા જવાનું ઠરાવ્યું અને ખાંધ ઉપર બંદુક લઇ તે નીકલ્યો, મેરીયમને માટે હવે ફકત એકજ ઉપાય હતો અને તે એજ કે અંધારૂ થાય તયાં સુધી છુપાઇ બેસવું અને તે પછી નાસવું, કેમ નાસવું અને કયાં જવું, તે તેણી જાણતી હતી નહી. અને વળી તે એવું તો સમજતી હતી કે નદી ઓળંગયા વીના મોટા બવાનવાળા ગામડાં તરફ જઇ શકાવાનું નથી.

ધીરજ રાખીને મેરીયમ ઝાડ ઉપર બેસીજ રહી. તેણી કલાકો સુધી બેઠી અને તે સઘળા વખત દરમયાન તેણીના મગજમાં એકજ સવાલ ઉભો થતો હતો કે "આ મારો ફોટોગ્રાફ કોણે અને કયારે ઉતરાવેલો ?"

---

## પ્રકરણ ૨૯ મું.

## બેવફાઈનો બદલો.

માલણીન જંગલમાં રખડી રજળીને પાછો ફર્યો અને તેણે નદી કીનારે જઈને ત્યાં બાંધેલી હોડીઓની સંખ્યા ગણી જોઈ અને તેની ખાતરી થઈ કે એકબી હોડી ઓછી થઇ હતી નહીં. તેણે ઉતાવળે પોતાના માણસોને બોલાવ્યાં અને તેણે આપેલા હુકમથી તે માણસોએ સઘળી હોડી નદીમાં ઉતારી પણ એક હોડી કીનારે તેઓએ રહેવા દીધી. થોડીક પળમાં છાવણીના સઘળાં માણસો હોડીમાં બેઠાં અને તેઓએ હોડીઓ હંકારવા માંડી.

મેરીયમ પોતાની છુપાવાની જગાથી આ સઘળો દેખાવ જોતી હતી અને તે હોડીઓ નદીના વાંક ઉપરથી વળીને દેખાતી બંધ પડી ત્યારે તેણીએ જોયું કે નાસી જવાનો તેણીને માટે ઘણો સારો પ્રસંગ હતો. માલણીને તેણીને માટે છટકું માંડયું હતું તેનો તેણીને ખયાલ હતો નહીં. માલણીન પોતાના માણસો સાથે હોડીમાં બેઠેલો ખાસ કરીને વળાણુ લઇ, છાવણીને ઓાડે રહી પાછો કીનારે પોતાના માણસો સાથે ઉતર્યો અને ત્યાંથી તે સઘળા માણસો સાથે ઝાડીઓને પડખે આવી ઉભો. તેણે ચીમાઈને દેખરેખ રાખી અને તેણે જોયું કે જે હોડી તે છાવણી આગળ સુધી આવ્યો હતો તે હોડીમાં મેરીયમ બેઠી અને તેણીએ ઉતાવળે હલેસું મારી કીનારે જવા માંડયું.

માલણીને તરતજ પાછી હોડીઓ ઉતારી અને મેરીયમની હોડી પાછળ જોશભેર હંકારવાનો હુકમ પેતાના માણસોને કીધો. પણ મેરીયમ કીનારા ઉપર પહેલી જઇ પુગી

અને કીનારા પર ઉતરીને જંગલ તરફ નાઠી. માલબીન કીના રાની લગોલગ આવી પુગયો અને મેરીયમ જે દીશા તરફ દોડતી હતી તે દીશા તરફ જોતાંજ તે ભડકયો અને બીજીજ પલે તેણે પોતાના માણસોને હુકમ આપી પોતાની છાવણી તરફ પાછું તેણે નાસવા માંડયું.

એવું તે શું માલબીને જોયું હતું કે તે મેરીયમને પકડ વાની કોશેશ કરવા વના આવી રીતે ને ઓચીતો પીઠ ફેરવીને નાઠો ?—માલબીનની આ ઓચીંતી ધાસતીનું કારણ શું હતું તે હવે પછી આપણે જોઇશું.

માલબીને જે દેખાવ જોયો હતો તે દેખાવ માલબીનના માણસોએ પણ જોયો હતો માટે તેઓ પણ ભડકયાં હતાં અને ધાસતી ખાઇ ગયાં હતાં અને તેટલા માટે કીનારા આગળથી જેમ બને તેમ ઉતાવળે નાસવામાંજ તેઓએ પોતાની સલામતી જોઇ. મેરીયમની પુઠે દોડતા માલબીનવાળી બોટ સરવથી પહેલી દોડતી હતી માટે જયારે તેઓ આ પ્રમાણે પાછા ફરી ને નાસવા લાગયા તયારે કુદરતી રીતે માલબીનની બોટ સર વથી છેલ્લી પડી. આગળી સઘળી બોટ સપાટામાં નીકળી ગઇ પણ માલબીનની બોટ પછાત રહી ગઇ. પણ તેટલાં માલબીનને લાગયું કે તેની બોટની પુઠે એક બીજી બોટ આવતી હતી. માલબીને પાછું ફરીને જોયું અને પોતાની તરફ હુમલો આવતો હતો એવું તેણે એકજ નજરે જોઇ લીધું અને તેથી તેણે પોતાની બોટ સહેજ ધીમી પાડી એવી મતલબે કે હુમલો લાવ નારને ઠેકાણે પાડી દઇને પછીજ આગળ વધવું.

તે હુમલો લાવનાર મોરીસન હતો. મેરીયમ જે બોટમાંથી ઉતરીને કીનારે નાસી ગઇ હતી તે બોટ પાણીના રેહપર ઘસડાતી થોડેક છેટે ગઇ હતી અને તે તરફ મોરીસન પોતાના

હબશી સાથી સાથે આવી પુગયો હતો અને તેઓએ તે ધસ ડાતી હોડી જોઇ હતી. મોરીસનની સાથવાલા હબશીએ તે બોટ પકડી અને માલબીનની છાવણી તરફ તેઓ જવા લાગયા પણ થોડેક જતાંજ મોરીસને નાસતી હોડીઓ જોઇ અને વળી ઉછલી હોડીમાં માલબીનને ઉભેલો પણ દીઠો. મોરીસને પોતાની રીવોલવર કહાડી અને માલબીન પણ રીવોલવર કહાડીને તઇયાર થયો.

આ રીતે મોરીસન આ જગાએ આવી લાગશે એવી જરા બી આશા માલબીને રાખેલી નહી અને આ જગાની નીશાની કોઇબી માણસ તેને દેખાડશે એમ તેણે ધારેલુંબી નહી.

પણ હવે જયારે મોરીસન ચલાવીને આવયો છે તયારે તો તેને પુરોજ કરવો એવો માલબીને ઠરાવ કરયો અને તે પોતાની રીવોલવર લઇને પોતાની હોડીમાં ઉભો થયો અને પોકાર કરીને પુછયું.

"તું શું માંગે છે? શા માટે અહીં આવયો?"

"તારો જીવ માંગું છું; તુંને જહાનમમાં મોકલવા હું આવયો છું." મોરીસને જવાબ દીધો.

આટલું બોલવા સાથેજ મોરીસને પોતાની રીવોલવર છોડી અને તેજ ઘડીએ માલબીને પણ પોતાની રીવોલવર છોડી. બંને ધડાકા લગભગ એકજ વખતે થયા માલબીન પોતાની હોડીમાં પટકાયો તેના હાથ મધેની રીવોલવર પડી ગઇ અને તે હોડીમાં ઉધે મસતક પડયો. તેને છાતીમાં જખમ થયો હતો પણ તે મરણ પામ્યો હતો નહીં. આ વીકાળ પાપી અને નીચ હબશી આદમીનું મોત આ પ્રમાણે તતકાળ આવવાનું સરજયું હતું નહીં.

બીજી તરફ મોરીસન પણ જખમી થયો. તેના દાબા ખભામાં ગોળી પેઠી અને તે હોડીમાં બેહોશ થઇ પડયો મોરી-

સન સાથનો હબસી આ દેખાવ જોઇ હોડીમાં ઉભો થયો અને માલબીનવાળી હોડીમાં શું બનતું હતું તે ટીંગાઇને જોવાની તેણે કોશેષ કીધી. પણ માલબીને જખમી થયલો, હોડીની બાજુએ ટેકું ઉંચકીને જોયું અને હબશી નોકરને ઉભેલો જોઈ તેની તરફ ફરીને તેણે પોતાની રીવોલવર છોડી જે ગોળી આબાદ તે હબશીના મસ્તકમાં લાગી, તે તતકાળ માર્યો ગયો અને ઉથલાઇને પાણીમાં પડયો. આ છેલ્લું ખુન કરવા પછી માલબીન પોતે બેહોશ થઇ ગયો અને તેની હોડી મધેના માણસોએ તેની સલામતીનો વિચાર કરવાના કરતાં પોતાની સલામતીનો વીચાર કરીને છાવણી તરફ હોડી ધમધુકાર હંકારી.

મોરીસન પોતાની હોડીમાં બેહોશ પડેલો હતો જે હોડી પાણીના રેલ ઉપર પોતાની મેળેજ ઘસડાતી આગળ વધી.

મેરીયમ નાઠેલી ક્યાં ગઇ તે આપણે જોઇએ. તેણી દોડી થોડેક જતાંજ કેટલાક હબશીઓ તેણીની આસપાસ ફરી વળ્યા અને તે હબશીઓ વચ્ચે એક ઘરડો પણ અતી બળવાન અને જોરમંદ કાઠીનો સરદાર ઉભેલો હતો જેને જોતાંજ મેરીયમ હબતાઇ ગઇ.

શેખ! મેરીયમની ઉપર તેણીના બચગીના વખતમાં જુલમગાત ગુજારનાર અને તેણીના પીતા તરીકે પોતાને જાહેર કરનાર—આગલો કરપીણ દુશમન શેખ ત્યાં ઉભેલો હતો.

"તું પાછી આવી કે!" શેખ ધીક્કારથી હસીને અને પોતાની આવી અચાનક થયલી ફતેહથી મલકાઇને બોલ્યો; "તુ પાછી આવી કે! તારી મેળેજ આવી—હવે ક્યાં જશે!"

મને જવા દો—મને માફ કરો." મેરીયમ કગરીને બોલી; "મને મોરા—બવાન આગળ જવા દો—ખુદાને ખાતર મારીપર દયા કરો."

"અહો—ત્યારે આજ લગીન મોટા–બવાન આગળ તું રહી હતી કે!" શેખે પુછ્યું; "તે બવાન સાથનો મારો હીસાબ મારે ચુકવવાનોજ છે. ત્યારે આએ હોડીઓમાં તારી પુઠે દોડતા જેઓ આવે છે તેઓ બવાનના સાથીઓ છે કે? તે હોડીમાં મોટા–બવાન પોતેબી છે કે?"

"નહીં–એ તો પેલો સ્વીડ માલબીન છે." મેરીયમે જવાબ દીધો.

"એ માલબીનને મારી નાંખવામાંબી એક જાતની મોજ છે." શેખ બોલ્યો અને તેણે પોતાના કેટલાંક માણસોને હુકમ આપી મેરીયમને પકડી રાખવાનું ફરમાવ્યું અને પોતે બીજાં થોડાંક માણસોને લઇને કીનારા બણી દોડયો. માલબીન અને તેની સાથવાળા કીનારા તરફ આવતા હતા તેઓએ શેખને અને તેની ટોળીને જોઇ અને તે જોતાંજ પોને કેવી ધાસતીમાં પોતાને નાંખનો હતો તે માલબીન સમજી ગયો તથા તેના માણસો પણ ચેતી ગયાં અને તે કારણે માલબીન પાછો ફરીને નાસી ગયો અને આપણે ઉપર વાંચ્યું છે તેમ પોતાની છાવણી તરફ જતાં મોરીસન સાથે માલબીન દોડયો અને સખત ઘાહેલ થયો.

શેખ અને તેની ટોળીવાળાઓ તે પછી પોતાના ગામડા તરફ પાછા ફરયા અને અલબતાં મેરીયમને તેણે પોતાની સાથે લીધી. વરસોની વાત ઉપર જે નાની છોકરી હતી તે હમણા જવાન જોબનવંતી અને બેહદ ખુબસુરત સ્ત્રી બનેલી હતી અને તેનો આવો દેખાવ જોઇ મેરીયમ ઉપર પોતાનું સખત વેર કોઇ જુદીજ રીતે લેવાનો શેખે મનમાં ઠરાવ રચ્યો. શેખ અને તેના માણસો સફર કર્યા પછી શેખ પોતાના ગામડામાં આવી પુગ્યાં. મેરીયમને ગામડાંવાળાઓ જોઇને પહેલાં તો અજબ થયા પણ પછી તેઓએ તેણીને પીછાણી.

મેરીયમે જોયું કે અસલના જેવુંજ સઘળું હતું. અગાઉ જે હબશીઓ અને હબશણોને તેણીએ જોઇ હતી તે માહેલા ઘણુાખરાં હજી જેવાં ને તેવાંજ હતાં પણ બાળકો ઉધરીને મોટાં થયાં હતાં અને વળી બીજા કેટલાક જવાન હબશીઓ શેખની ટોળીમાં જોડાયલા હતા. શેખ પોતે કાંઇક વધુ ઘરડો થયલો જણાતો હતો સઘળું અસલ મુજબજ હતું પણ એક ચીજની ગેરહાજરી હતી અને તે ચીજ મેરીયમની માનીતી પયારી અને દુખ સુખની સાથી, એબીયલ બેડોલ, ઢીંગલી ગીકા હતી. ગીકાને તો હમણા મોટા-બવાનના ઘરમાં તેણી મુકી આવી હતી.

મેરીયમને અગાઉ જે રીતે વગર કારણે અને વગર કસુરે શેખ મારતો હતો તેમ હવે તેણે મારવાનું છોડી દીધું. અગાઉની માફક મેરીયમ આખાં ગામડાંમાં પોતાની મરજી મુજબ ફરવા હરવા લાગી પણ તેણીએ જોયું કે આખાં ગામડાંની આસપાસ જાડાં લાકડાંની ફરેકાર-જાણે ગામડાંની આસપાસ એક કોટ હોય તેમ-ભરી લીધેલી હતી. અને તે કોટમાં બે દરવાજા હતા. મેરીયમની ઉપર હંમેશાં રાત દીવસ બે ચોકીદાર પાહરો રાખતા હતા અને થોડા થોડા કલાકે તે પાહરેગીરો બદલાતા હતા. ખાસ કરીને કોટના દરવાજા આગળ જતાં મેરીયમને તે પાહરેગીરો અટકાવતા હતા

મેરીયમ જયારે પોતાના ટંબુની પછવાડે એખલી બેસતી અને આગલા સુખી વરસોની યાદ કરતી ત્યારે મોટા બવાન અને "માઇડીયર" સાથના સુખી દીવસોની યાદ કરી ગમખાર બનતી અને આ જંજાલ અને આફત પોતાનીજ મુરખાઇથી અને બેવકુફાઇથી તેણીએ પોતાની ઉપર લાવી નાંખી હતી એવું વીચારી મનમાં તેણી અતી ઘણી પસતાતી હતી કે, "મોરીસ-

નનું શું થયું હશે! તે મારી ગેરહાજરીથી કેવો દુખી થતો હશે અને માલબીને કોણ જાણે તેની સાથે કેવી હલકી ધાટકી વરતણુંક ચલાવી હશે. મોટા—બવાન અને માય—ડીયરે મારે માટે કેવું હલકુ ગત બાંધ્યું હશે. હું તેમની તરફ બેવફા બની અને મેં તેમને ઠગ્યાં તેનો આજે મને બદલો મળયો. આજે જગાએ હું ગીકા સાથે રમતી બેઠી હતી; એજ જગાએ શેખ આવયો હતો અને તેણે મને વગર કસુરે મારી હતી; એજ જગાએ આએજ ઝાડ પરથી મારો કોરેક કુદી આવયો હતો અને અહીંજ શેખને મારીને તે મને ઉંચકી ગયો હતો આહ—હવે મને કોણ બચાવશે! ઓ કોરેક—કોરેક તું જીવતો છે કે! તું મને બચાવવા પાછો આવશે કે? બવાન અને માય—ડીયર તરફની મારી બેવફાઇનો આ બદલો છે જેને માટે પસ-તાવા સીવાય બીજુ કશું હું કરી શકતી નથી."

---

## પ્રકરણ ૩૦ મું.

### અબદુલ કમાક.

મેરીયમ પોતાના ટંબુના પાછલા ભાગ પર બેસીને આગલા વખતના બનાવો યાદ કરતી હતી તેટલાં તેણીને યાદ આવવાથી પોતાના ગજવાં મધેથી પેલી તસ્વીર કહાડીને તેણી પાછી જોવા લાગી કે જે ફોટોગ્રાફ તેણીએ માલબીનની પેટી મધેથી મેળવયો હતો અને જે ફોટોગ્રાફ તેણીનો પોતાનો હતો એમ તેણીએ જોઇ લીધું હતું. તેણી તે ફોટાને બહુજ ધ્યાનથી જોતી હતી તેટલાં તેણીના ખભાં ઉપર કોઇએ હાથ મુકયો જેથી ધભરાઇને તેણીએ તે તસ્વીર છુપાવી દીધી અને

પાછું ફરીને તેણીએ જોયું તો અબદુલ કમાક નામનો જવાન હબશી તેણીની પાછળ ઉભેલો હતો.

અબદુલ જવાન, આશરે ત્રીશ બત્રીશ વરસની ઉમરનો હતો યાને મેરીઅમથી તે કાંઇક તેર-ચઉદ વરસ જેટલો વધુ ઉમરનો હતો, તે તરતનોજ શેખની ટોળીમાં જોડાયલો હતો, અને તે જવાનયો બે વાર યુરોપની મુસાફરી કરી આવયો હતો તથા પેરીસની મુલાકાત પણ લઇ આવ્યો હતો જેથી તે થોડું ઘણું ઇંગ્રેજી અને ફરેંચ સમજી શકતો હતો. એવાં માણસની શેખને જરૂર હતી કારણ કે પરદેશી યુરોપીયનો સાથે વેપાર ધંધાની વાતચીત કરતાં અબદુલ દુભાસયા તરીકે કામ બજાવી શકતો હતો.

શેખના ગામડાંની નજદીકમાં શીકાર માટેના જાનવરો આવતાં હતાં નહીં પણ તેઓ ગામડાંથી દુર રહેતાં હતાં માટે જયાર તયાર શેખના માણસો પાંચ સાત માઇલ દુર જઇને હરણ, ઝેબ્રા, અને એવાં જાનવરોને મારી લાવતાં હતાં. હમણા અબદુલને તેવા રીતે શીકાર મારી લાવવાનું ફરમાન શેખે આપયું હતું અને તેટલા માટે પોતાનો ઘોડો તઇયાર કરી હથયાર સજી રવાના થવાને અબદુલ તઇયાર થયો હતો તેટલાં તેણે મેરીયમને દુરથી જોઇ જેથી તે તેણીની નજદીક આવયો હતો.

અબદુલ બોલ્યો, "મેરીયમ, તેં હમણા જે ફોટોગ્રાફ છુપાવી દીધો છે તે મેં જોઇ લીધો છે હું તારી પીઠ પાછળ ઉભેલો હતો અને તે મેં જોયો. એ ફોટોગ્રાફ તારો પોતાનો છે. મેરીયમ તું નાની બાળકી હતી તયારનો એ ફોટોગ્રાફ છે. મેં તરતજ એ પારખયો મને ફરીને એ જોવા દેશે?"

"નહીં, નહીં અબદુલ-મને—"

"તું બીહ ના મેરીયમ, હું એ ફોટોગ્રાફ જોઇને પાછો આપી દેવશ. હું જાણું છું કે તુને અહીં શેખે કેદ કરી રાખી છે. હું જાણું છું કે શેખને તું ધીક્કારે છે અને તુને જણાવું છું કે હું પોતે પણ શેખને ધીક્કારૂં છું. હું તારી સાથે ઠગાઇ કરશ નહીં. મને ફોટોગ્રાફ જોવા દે."

દુશમનો વચ્ચે એકથી જો મીત્ર બની શકતો હોય તો તે તક છોડવી નહીં એવું ધારીને મેરીયમે તે તસવીર અબદુલને આપી. અબદુલે બહુજ બારીકીથી તે તસ્વીર તપાસી અને પછી તે બોલ્યોઃ "હા, એ તારીજ તસ્વીર છે મેરીયમ, પણ તું શેખની દીકરી છે તયારે આવાં યુરોપીયન ધપના કપડાં માં તારી તસ્વીર કોણે પાડી હશે? કયારે એ ફોટોગ્રાફ ઉતારેલો?"

"હું તે જાણતી નથી. મનેથી કશું યાદ આવતું નથી."

"પણ એ ફોટોગ્રાફ તુને કોણે આપયો? કયારે આપયો? કયાંથી મળયો?

"બે દીવસની વાતપર પેલા સ્વીડ માલબીનની પેટીમાંથી મને એ મળી આવેલો.

અબદુલે પોતાના ભવાં ચહડાવયાં. તેણે તે ફોટોગ્રાફ ફેરવીને તેની પાછળ જોયું અને તે ઉપર ચોટાડેલું કટીંગ તપાસયું તેણે તે કટીંગ અતીશય મુશકેલીથી જેમ તેમ ઉકલાવયું અને પછી મેરીયમ તરફ જોઇને તેણે પુછયું "તેં આએ લખાણ વાંચયું તો હશે, મેરીયમ!"

"નહી. એ તો ફ્રેંચ ભાષામાં છપાયલું છે. હું ફ્રેંચ થોડુ ઘણું બોલી શકું છું પણ વાંચી શકતી નથી." મેરીયમે જવાબ દીધો.

અબદુલે મેરીયમ તરફ જોયું તેણી બેહદ ખુબસુરત હતી અને જેમ બીજા મરદો મેરીયમની ખુબસુરતીપર મોહી પડતા હતા તેમ અબદુલપર પણ અસર થઇ.

અબદુલને એક વીચાર સુઝયો તેણે ધારયું કે આ ફોટોગ્રાફની પાછળ જે કાંઇ છાપયું હતું તેનાથી મેરીયમને બેખબર રાખવાથીજ તે પોતાની સઘળી ધારણા પાર પાડી શકશે.

"મેરીયમ આજ લગન મેં તુને ઘણી વાર જોઇ હતી પણ આજે તુને જોતાં મારૂં જીગર મને કહે છે કે તે તારૂં સદાનું ગુલામ થવાને તઇયાર છે. મારી સાથે તુને ઝાઝી ઓળખાણ નથી પણ હું તુને અરજ કરૂં છું કે તું મારી ઉપર વીશવાસ રાખ. હું તુને દરેક રીતે મારા જીવના જોખમે મદદ કરીશ. તું શેખને ધીકકારે છે અને હું પણ તેને ધીકકારૂં છું તું મારી સાથે આવ, આપણે મારા પીતાના ગામડાંમાં જઇશું કે જયાં મારો પીતા ગામનો ધણી અને માલેક છે. મારી સાથે આવ મેરીયમ."

એક વાર ભુલ થયલી અને તેથી મોટી આફત આવી પડેલી તેની યાદ મેરીયમના મનપર તાજીજ હતી માટે બીજી મુરખાઇ નહી કરવાનો તેણીએ ઠરાવ કરયો.

"હું તુંને ચાહતી નથી અબદુલ, અને ખુદાને ખાતર એવું ના કર કે જેથી તુંને ધીકકારવાનું મને કારણ મળે આખાં ગામડામાં તુંજ એક છે કે જેણે મારી તરફ દીલસોજી દેખાડી છે અને તેટલા માટે એક ભાઇ તરીકે તુંને ગણીને પણ તુંને હુ ચાહતી નથી."

"વખત જતાં તું મને ચાહતાં શીખશે." અબદુલ બોલ્યો. "હું આએ ગામડાના ધણીને, તારા પીતાને, જે શેખ ગણાય છે તેને મારા જીગરથી ધીકકારૂં છું.—"

"તું શેખને ધીક્કારે છે કે!" એક ત્રીજા માણસનો કઠોર કરડો અવાજ સંભળાયો.

બંનેએ પાછું ફરીને જોયું તો નજદીકમાંજ શેખ ઉભેલો હતો. તેને જોતાંજ અબદુલે પોતાના હાથ માંહેલો કોરટાયાક પોતાના ગજવામાં મુકી દીધો અને શેખની સામે તે ડોળા કકડાવતો છાતી કહાડીને ઉભો.

"હા હું શેખને ધીક્કારૂં છું, તુને ધીક્કારૂં છું." અબદુલ બોલ્યો અને તેમ બોલવા સાથેજ તેણે એક મુક્કી કકડાવીને શેખના ડાચાંમાં લગાવી જેથી શેખ તમર ખાઇને ચટો પાટ પડી ગયો અને અબદુલ ત્યાંથી સપાટામાં નાઠો.

તેનો ઘોડો તઇયારજ ઉભેલો હતો અને તે પોતે બંદુક રીવોલવર અને ભાલાથી હથીઆરબંધ થયલો હતો. તે પોતાના ઘોડા તરફ દોડયો અને છલાંગ મારીને તે ઉપર ચહડી બેઠો અને બીજીજ પળે તેણે કોટના દરવાજા તરફ ઘોડાને દોડાવી મુકયો.

શેખ ઘડીભરમાં ઉભો થયો અને અબદુલની પુઠે દોડતાં તેણે બુમો પાડીને પોતાના માણસોને ફરમાવયું કે અબદુલને અટકાવવો. દશ બાર હબશીઓ અબદુલને અટકાવવા તેની આડે ગયા પણ અબદુલે ઘોડો દોડતોજ રાખયો જેથી તે હબશીઓ પડી ગયા અથવા હટી ગયા અને ખુલ્લા દરવાજા મધેથી અબદુલ પસાર થઇ ચારે પગે ઘોડાને દપટાવતો જંગલ ભણી નીકળી ગયો.

શેખે તરતજ કેટલાંક માણસોને ઘોડે સવાર કરી તેની પુઠે દોડાવયા અને પોતે અતીશય ખીજવાતમાં હાથ પગ પછાડતો પોતાના માણસોને ગાળો ભાંડવાં લાગયો. તે પોતે પણ ઘોડેસ્વાર થઇને બહાર નીકળ્યો પણ અબદુલ નાઠેલો પાછો

હાથ આવયોજ નહીં. શેખ તો અતીશય ખીજવાત અને ગુસ્સામાં ગાંડો દીવાનો બની ગયો અને આએ શું બનાવ બનયો હતો તેની તેને પહેલાં તો કશી સમજ પડીજ નહીં પણ પોતાને મારીને અપમાન કરનારને પકડવાનોજ અને તેને ઠાર મારી નાંખવાનોજ ખયાલ તેને આવયો.

અબદુલને પકડવાને ગયલાં કેટલાંક માણસો હજી પાછાં ફરયાં હતાં નહીં તેમની રાહ જોતાં શેખ તરેહવાર બરગડવા લાગ્યો.

તે કાંઇક ઠંડો પડયો અને તે પછી તેણે મેરીયમને પોતાની આગળ બોલાવી. મેરીયમ ધ્રુજતી ધડકતી તેની આગળ ગઇ, કારણ કે તેણીએ ધારયું કે અબદુલે જે ફટકો શેખને લગાવયો હતો તેનું વેર કદાચ શેખ તેણીની ઉપર લેશે અને પોતાને થયલાં અપમાનનો ખાર તેણીની ઉપર તે કહાડશે.

"તારી સાથે એને શું વાત કીધી મેરીયમ! ખરૂં કહેજે" શેખે સવાલ કરયો.

મેરીયમે સઘળી વાત શેખ આગળ કહી સંભળાવી જે પછી શેખે પુછયું.

"તે ફોટોગ્રાફ કયાં છે! મને આપ."

"તે તો અબદુલ પોતેજ સાથે લેતો ગયો."

"તે ફોટોગ્રાફ કોણનો હતો!"

મારો પોતાનો હતો. હું નાની છોકરી હતી તયારે કોઇએ ઉતારેલો હોય તેવો હતો." મેરીયમે કહયું "આલબીનની પેટી-માંથી હું તે લાવી હતી. તે ફોટોગ્રાફની પાછળ કાંઇક છાપેલું કાગળયું વળગાડયું હતું."

"તે કાગળયાં પર શું છાપયું હતું?"

"હું તે જાણતી નથી. મને ફ્રેંચ વાંચતાં આવડતું નથી."

"અબદુલે તે વાંચ્યું કે ?"

"કોણ જાણે ! તેણે તે જોયું ખરૂં તેણે મને કાંઇ કહ્યું નહી જેથી હું જાણી શકતી નથી કે તે લખાણ અબદુલ વાંચી શક્યો કે નહીં."

"ઠીક છે; જા તારા તંબુમાં; હવે પછી મારા સીવાય કોઇબી માણસ સાથે તું વાત ચીત કરતી ના. જો કોઇબી બીજા માણસ સાથે તુને વાતચીત કરતી હું જોવશ તો તારી પીઠપર લોહી નીકળશે તયાં સુધી ફટકા લગાવશ. યાદ રાખજે જા."

મેરીઅમ અજબ થઇ કે તેણીને મારવા વીના અથવા કોઇબી રીતે હેરાન કરવા વના શેખે આમ જવા કાંય દીધી હશે ? પણ શેખ એવો કપટી કીનાખોજ અને ખારીલો હતો કે મેરીઅમ ઉપર અતી સખત વેર લેવાનો ઇરાદો તેણે રચી મુક્યો હતો—મેરીઅમને નામો-શીમાં લાવવી અને મેરીયમના પીતાને તે વાતથી માહીતગાર કરી તેની જીંદગી કંગાળ બનાવવી અને પોતે લીધેલા સોગંદ પુરેપુરા પાળવા એવી તેની બુરી ધારણા હતી.

તે ધારણામાં તે પાર પડશે કે ?

અબદુલ દીવસોની મુસાફરી કરવા પછી પોતાના પીતાના ગાગડામાં જઇ લાગ્યો અને તયાં તેણે પોતાના પીતા સાથે છુપેથી ગસલહત ચલાવી અને તે પછી કેટલાક માણસો સાથે લઇ પોતાના પીતા પાસેથી કેટલાક યુરોપીઅન ચલણના નાણા લઇને કીનારા તરફ જવા નીકળયો. કીનારે જવા પછી તે પોતાના માણસોથી છુટો પડયો અને યુરોપ જતી પહેલી આગબોટ મારફતે તે ફ્રાંસ ભણી રવાના થયો.

પેલી તરફ મોરીસનનું શું થયું તે આપણે જોઇશું. તે બેહોશ હોડીમાં પડેલો હતો અને હોડી નદીના રોહપર ધીમે

ધીમે ધસડાતી હતી. આ પ્રમાણે ધસડાતી હોડી નદીમાં ઉગેલા ભાજીપાલા વચ્ચે અટકી ગઇ અને હોડીની ઉપર પક્ષીઓ ચીશો પાડતાં ભમવા લાગયાં. આ દેખાવ ઝાડ ઉપર આરામ કરનારા એક પ્રાણીએ જોયો. તે પ્રાણી આપણી આ વારતાનો નાયક કોરેક—જેક—લોરડ ગ્રેસ્તોકનો વારસ બેટા—હતો.

આવી રીતે એક બોટને પાણીપર ધસડાતી જોવાનો બનાવ અસાધારણ હતો માટે કોરેક ઝાડ ઉપરથી ઉતરીને તે હોડી તરફ ગયો, તે પાણીમાં ઉતરયો અને ગુટણ જેટલાં પાણીમાં ચાલીને તેણે હોડીને પકડીને કીનારે ધસડી લાવી હોડીમા જોયું તો તેણે ભારે અજાયબી વચ્ચે હોડાનાં તખ્યામાં મોરીસનને બેહોશ પડેલો દીઠો. મોરીસનને તેણે ઓળખ્યો. પોતાની પ્યારી માશુકનો તે આશક હતો. મેરીયમને કોરેક પોતે બેહદ ચાહતો હતો પણ તેમ મોરીસન ઉપર મેરીયમે પોતાની પ્રીતી બાંધેલી તેણે જોઇ હતી.

કોરેકના જીગરમાં જબરી લડત જાગી. એક તરફથી અદેખાઇની લાગણીએ જોશ પકડયો અને બીજી તરફની ફરજ બજાવવાનું હઇડાંનું ફરમાન જોર દેખાડવા લાગયું. અદેખાઇના અવેશમાં પહેલાં તો તેને એવુંજ મન થયું કે મોરીસનને મારી નાંખવો અથવા તો તેને આવીજ હાલતમાં રહેવા દઇને મરવા દેવો. પણ એક માણુસ જાતને આવી રીને મરવા દેવો અને તેને મદદ કરવાનું બની શકે તેવું હોવા છતાં તેને કંગાળ મોતે મરવા દેવાનું અથવા ભક્ષ કરનારાં પક્ષીઓથી તેને ઠાર થવા દેવાનું ઝણુન પાપ હતું એવું તેણે જોઇ લીધું. વળી મેરીયમ આએ મોરીસનને ચાહતી હતી એવું પણ તેણે અગાળ દીઠું હતું માટે કાંઇ નહીં તો પ્યારી મેરીયમને ખાતર આ માણસને બચાવી લેવાનો તેણે ઇરાદો કરયો.

આખરે યકીનદારી અને ઉત્તમ ખાસીઅતની ફતેહ થઇ અને એક નાનાં બાળકને એક ઉમરે પુગેલો માણસ સહેલાઇથી અને આસાનીથી ઉપાડી જાય તેમ બળવાન જોરેમંદ અને લોખંડી કાઠીના કોરેકે મોરીસનને હોડીના તળીયામાંથી ઉપાડ્યો અને કીનારે ઝાડની હેઠળ ઘાસના ઢગલામાં સુવાડ્યો તથા તેને હુશીયાર કરવાના ઇલાજ તેણે કરવા માંડ્યા.

---

## પ્રકરણ ૩૧ મું.

### ટેનટોરે લીધેલું હડહડતું વેર.

મોરીસને આંખ ઉંઘાડી અને ફાટેલા ડોલા સાથે તેણે કોરેક તરફ જોયું. કોઇ વીચીત્ર બળવાન જાનવર તેની પડોશમાં બેઠું હતું એવું તેને લાગ્યું. તેણે જાગ્રત થવા પછી પોતાની રીવોલવર પાછી પોતાના કમરબંધમાં મુકી હતી જે તેણે ધીમેથી બહાર કાઢવાનો ઇરાદો કર્યો પણ તેટલાં તો તેની પડોશમાં, તેની આરવાર કરી તેને હોશમાં લાવનાર વીચીત્ર જાનવર ખુલ્લી શુધ્ધ ઇંગ્રેજી ભાષામાં બોલ્યું.

"તું કોણ છે?"

"ઓ મારા ખુદા! તું શું માણસ છે?"

"ત્યારે કોણ છું? તેં મારે માટે શું ધાર્યું?"

"મેં તો જાણ્યું કે તું ગોરીલો વાંદરો હશે."

કોરેક હસ્યો.

તેણે પાછો સવાલ કર્યો. "તું કોણ છે!"

"હું એક ઇંગ્રેજ છું. મારૂં નામ મોરીસન બેયનઝ છે, પણ તું પોતે કોણ છે?

"હું 'કીલર' છું. પેલી બાજુએ પેલી છોકરી સાથે મેં તુને જોયો હતો. સીંહ, તરાપ મારવા આવયો હતો તયારે તું નાસી ગયલો તે મેં જોયલું. તુંજ કેની? તે છોકરી તારી સાથેજ હતી કેની?

"હા."

"તું અહીં કેમ આવયો કાંય આવયો?"

"તે છોકરીને ઉઠાવી જવામાં આવી છે અને તેણીને શોધવા અને બચાવી લેવા હું આવયો છું."

"ઉઠાવી ગયું! તે છોકરીને કોઇ ઉઠાવી ગયું? કોણુ!" કોરેક એકાએક ઉભો થઇ ઝનુનથી બોલયો.

"સ્વીડ વેપારી હેનસન તેણીને ઉઠાવી ગયો છે."

"કયાં? તે કયાં ગયો?

મોરીસને જવાબ દીધોઃ "નદીની પેલી તરફ છાવણી છે તયાં તે તેણીને લઇ ગયો છે."

"આએ ઝાડ પર મેં ફુલ અને થોડુંક માંસ મુકયું છે. તે તું ખાઇ લે. હું તે સ્વીડની છાવણીમાં જાવું છું અને તયાંથી તે છોકરીને તારી આગળ લઇ આવશ, તું અહીંજ બેસજે."

"હુ પણ તારી સાથે આવીશ." મોરીસન બોલ્યોઃ "તે છોકરીને શોધવા જવાનો મને પણ હક છે અને મારી પણ ફરજ છે તે છોકરી સાથે હું પરણવાનો છું માટે મારે પણ શોધવા તારી સાથે આવવું જોઇયે." મોરીસને કહયું.

"તું જખમી થયલો છે. તારાથી ઉતાવળે ચાલી કે દોડી શકાવાનું નથી. મારી સરોબરમાં દોડવાનું તારાથી કદીબી બની શકવાનું નથી. તું સાથે નહી આવશે તો હું એકલો તારા કરતાં અતીશય ઉતાવલે અને ઝડપથી જઇ શકીશ."

"ગમે તો તું જા, પણ હું તારી પુઠે આવશ. મારે આવવુંજ જોઇયે મારે મારી ફરજ બજાવવીજ જોઇયે."

"ઠીક છે, જેવી તારી મરજી." ડોરેકે ખભાં ચઢાવીને કહયું. ડોરેકે મનમાં ધાર્યું કે "આ મરદ જો મોતના ડાચામાં જવાજ માંગતો હોય તો ભલે જાય—એને બચાવવા નીકળીશું તોબી મારયો જશે તો આપણે શું કરીશુ."

ડોરેક હવે મોરીસનને છોડી ઉતાવળો દોડયો અને મોરીસન લંગડાતો ધીમે ધીમે તેની પુઠે ચાલ્યો. મોરીસને એક માઇલની મુસાફરી નહીં કીધી તેટલાં તો ચાર માઇલ કાપીને ડોરેક બરાબર માલબીનની છાવણીની સામેના કીનારા પર જઇ પુગયો.

મોરીસન ધીમેથી ચાલતો હતો તેટલાં તેણે ઘોડાનાં પગલાં સંભળાયાં અને તે એક તરફ છુપાઇ ગયો અને તેણે જોયું કે એક શીધી ઘોડેસ્વાર થયલો બહુજ ઉતાવળે પસાર થઇ જતો હતો. આવાં એકાંત જંગલમાં એક પસાર થતા શીધીની મદદ માંગવી તે આવાં જંગલમાં વસતાં એક વાઘ કે અઝદાહની મદદ માંગવા બરાબરનું હતું, એવું મોરીસન જાણતો હતો માટે તેણે છુપાઇ રહેવામાંજ પોતાની સલામતી જોઇ. તે ઘોડેસ્વાર થઇને પસાર થઇ ગયલો શીધી ખરેખર તો અબદુલ કમાદ હતો જે શેખને મારી તેના હાથમાંથી છટકી નાસતો હતો. તે પસાર થઇ ગયો તે પછી મોરીસન પોતાની છુપાવાની જગાથી બહાર નીકળ્યો અને થોડેક છેટે ગયો નહીં તેટલાં તો પાંચ છ શીધી ઘોડેસ્વારો તેની આસપાસ ફરી વળયા. તે શીધીઓ અબદુલને પકડવાને નીકળેલા હતા અને તેઓ મોરીસનને જોઇ તેની આગળ આવયા હતા. તેઓએ તેને આરબી ભાષામાં સવાલો કરયા પણ મોરીસન એક હરફબી

આરબી ભાષાનો સમજતો હતો નહીં માટે તે જવાબ આપી શક્યો નહીં શેખ પોતે થોડુંક ઇંગ્રેજી અને ફ્રેંચ બોલી શકતો હતો પણ તેના આ માણસો આરબી સીવાય બીજી સઘળી ભાષાઓથી અજાણ્યા હતા. મોરીસને સવાલોના જવાબ નહીં આપ્યા તેથી તે ટોળીનો વડો ઘણો ખીજવાયો અને પોતાની સાથવાળાઓને તેણે ફરમાવયું જેથી તેઓ ગાહેલા બે માણસોએ મોરીસનને પકડયો, તેની પાસના હથયારો તેઓએ ખુંચવી લીધાં અને તેને લઇને તેઓ શેખની છાવણી તરફ પાછા વળયા. જ્યારે એ ટોળીનો વડો બીજાં માણસો સાથે અબ્દુલની શોધમાં આગળ વધ્યો.

શેખની છાવણી તરફ આ પ્રમાણે જખમી થયલો મોરીસન એક કેદી તરીકેની હાલતમાં જતો હતો તયારે કોરેક માલબીનની છાવણીની સાંમેના કીનારાપર જઇ પુગયો હતો. તેણે જોયું કે તે છાવણીમાં માણસો આમ તેમ ફરતાં હતાં પણ નદી કેમ ઓળંગવી! નદીમાં ઝોકાવવું તે કબરમાં જઇ પડવા સમાન હતું. પણ તેને તરતજ ખયાલ આવયો અને તે જંગલ ભાણી પાછો દોડયો. તેણે ચોકકસ પ્રકારનો તીણો પોકાર કરયો અને ચોકકસ ઘપે મોહડાંથી સીપટી વગાડી. બે ત્રણ વાર આ પ્રમાણે કોરેકે અવાજ કરયો અને તેના જવાબમાં હાથીનાં પગલાં સંભલાયાં. જબરાં મોટાં દઇત જેવાં તનબદનનો અને હાથીઓમાં પણ રાક્ષસ ગણાય તેવો ટેનટોર દોડતો તેની આગળ આવી ઉભો.

"ટેનટોર, જલદી કર; ઉતાવળે જવાનું છે; દોડવાનું છે." કોરેકે હાથીને કહયું અને તેની ગરદનપર તે ચઢી બેઠો અને તે શીયાનું વફાદાર જાનવર પોતાના સવારને લઇને પાણીના રેલા માફક નદી કીનારા ભણી દોડયું. નદીમાં, જરાબી આના-

હાની કે આંચકી વના હાથીએ ઓળંગ્યું અને સામા કીનારા તરફ તેણે તરવા માંડયું. નદીમાં કેટલાંક મુસાફરો હતાં જે માંહેલાં એક મુસાફરને આ હાથી ઉપર હુમલો કરવાની હુલ્લડ કીધી. ટેનટોરે પોતાની લોખંડી કઉવતદાર સુંઢ વડે તે મુસાફરને કમરમાંથી પકડી પાણીમાંથી બહાર ઉંચકી કહાડયું અને જેમ ગોફન ઘુમાવે તેમ પોતાના માથા પર તેને બે ત્રણ ચકરાવામાં ઘુમાવી સોપીટને છેટે ઉરાડી નાંખયું.

સામા કીનારા પર આએ જેટડી જઇ પુગી અને કીનારાની નજદીકમાંજ છાવણી હોવાથી તયાં કોરેક ઉતરયો અને તંબુ ભણી દેડ્યો. અલબતાં ટેનટોર તેની પુઠેજ તેનો બચાવ કરવાને હાજરજ હતો. છાવણીના માણુસો કોરેકને અને હાથીને જોઇને ડરી ગયાં અને તેઓ વહેમી અજ્ઞાન હોવાથી આગે કાંઇ વીચીત્ર ગેબી કરામત હોય એવું સમજી દુરના દુર ઉભા રહી પોતાની સલામતી જાળવવાનીજ સંભાળ લેવા લાગયાં.

માલબીનનાં તંબુની બહાર એક મોટાં ઝાડની ડાંખલીએ એક મોટી ઝોલી (હેમક) બાંધેલી હતી અને તે ઝોલીમાં માલબીન જખમી બીમાર પડેલો હતો. પોતાનાં માણુસોને નાસી જતાં અને ગભરાતા ત્યાં ચીસો પાડતાં તેણે સાંભળ્યાં અને તેથી તેણે ઝોલીમાંથી માથું ઉઠાવીને જોયું. લાંબા મોટા સફેદ દાંતવાળો, એક મોટો અઝદાહ હોય તેવી સુંઢવાળો, અને નાનકડો ડુંગર હોય તેવાં તનબદનનો હાથી તેણે જોયો અને તે હાથીની બાજુમાં પીલતન પહેલવાન જેવા અર્ધ નગન હાલતના મરદને તેણે દીઠો.

માલબીન એકલો પડયો હતો. ઝોલીમાંથી બહાર નીકળી નાસવાની તેનામાં શક્તી હતી નહીં તેમજ નાસવાનો વખત કે લાગ પણ મળ્યો નહીં. કોરેકે હાથીને ઉભો રહેવાને કહ્યું

અને તે પોતે માલબીનની હેમક આગલ આવ્યો. માલબીને તેને પીછાણ્યો, તેને પીછાનવાથીજ માલબીનના ગાત્ર ગગડી ગયાં. ઘડીભર માલબીને અને કોરેકે એક બીજા તરફ ટીકી ટીકીને જોયું અને પછી કોરેકે ઇંગ્રેજી ભાશામાં પુછ્યું.

"પેલી છોકરી કયાં છે !"

"કેઇ છોકરી ? હું તો કાંઇ જાણુતોબી નથી, અ ીં કોઇ છોકરી છેજ નહીં." માલબીને જવાબ દીધો.

"મારી આગળ જુઠું બોલતો ના, અગર નહીં તો તારો ટોટો પીસી નાંખશ, તે છોકરીને ખોટું સમજાવી લોભાવીને તેણીનું સુખ આરામ તજાવીને તું લઇ આવ્યો છે. મને કહે તે કયાં છે ?

"હું તેણીને ખોટું સમજાવીને નથી લાવયો; પણ પેલો ઇંગ્રેજ તેણીને ઠગીને લાવયો હતો. તેણીને લંડન લઇ જવાનો તે ઇંગ્રેજનો ઇરાદો હતો. તેની સાથે જવાને તે છોકરી રાજી હતી, તે ઇંગ્રેજનું નામ મોરીસન બેવનજ છે; તું તેની આગળ જા, કદાચ તે તુંને ખબર આપશે, હું કશું જાણતો નથી."

"હું તેની આગળથીજ હમણા આવયો છું. તે છોકરીને તું ઉપાડી ગયો છે એવું તે ઇંગ્રેજે મને કહયું છે. હવે જુઠું બોલવાનું છોડી દે અને ખરું કહી દે," એમ બોલી લાલ વીકાળ ડોળા કકડાવી પોતાના બન્ને હાથની મુકી વાલી કોરેક બે પગલાં આગળ આવ્યો.

માલબીન ધ્રુજયો, તેણે કહયું ! "હું તુને સઘળું સાચું કહી દઉં છું. મને મારતો ના. હું તે છોકરીને અહીં લાવ્યો હતો અને મોરીસન તેણીને ઠગીને ખુવાર કરવાની ધારણા રાખતો હતો. તે છોકરી કોણ છે અને કોણુની દીકરી છે તે

મેરીઅન જાણતો નથી પણ હું જાણુંછ. તે છોકરીને શોધી કહાડવા માટે મોટું ઇનામ જાહેર કરવામાં આવ્યું છે ને માટે ફક્ત તે ઇનામ મેળવવાની ખાતરજ મેં તે રાખી હતી. પણ તે છોકરી અહીંથી નાસી ગઇ અને સાંમા કીનારા ઉપર જઇ પુગી જ્યાં શેખ હતો જેણે તેણીને પકડી અને શેખ તેણીને પોતાના ગામડાં તરફ લઇ ગયો."

"ત્યારે તે છોકરી ખરેખર પેલા શેખની પોતાની બેટી નથી !"

"નહીં."

"તયારે તેનો બાપ કોણ ?"

"હું હમણા તુંને તે કહેતો નથી. તું જા અને તે છોકરીને લઇ આવ અને જો તું મને છોડશે નહીં અને તે ઇનામ તે છોકરીને શોધી કહાડવાને માટે આપવાનું જાહેર કરવામાં આવ્યું છે તેનો અરધો ભાગ મને આપવાની કબુલાત આપશે તો તે છોકરીની સઘળી તવારીખ હું તુંને કેહવશ. તે છોકરી કોણ છે અને કોણની દીકરી છે તે હું જાણુંછ અને ફક્ટ શેખ જાણેછ. જો તું મને મારી નાખશે તો તે વાતથી તું સદાનો અજાણ્યો રહેશે."

"ઠીક છે," કોરેક બોલ્યો, "જે સઘળી વાત તેં મને કહી છે તે સાચીજ હોશે તો હું તુને ઇજા કરીશ નહીં. શેખના ગામડાં તરફ હમણાં હું જાઉં છું અને જો તે છોકરી તયાં નહીં જણાશે તો હું પાછો આવીશ અને તુને ઠાર મારી નાંખીશ. તું અહીંથી નાસી જશે તોબી હું તુને પકડી પાડીશ. તે છોકરીનો બાપ કોણ તે તું મને જણાવશે તો અરધું ઇનામ નહીં પણ આખું ઇનામ હું તને આપી દઇશ."

કોરેકની નજર આ વેળા તંબુ તરફ ખેંચાઇ અને માલબીનના બોલવા ઉપર તેને ઝાઝો વીસવાસ આવયો હતો નહીં

અને તે પોતે માલખીનની હેમક આગલ આવ્યો. માલખીને તેને પીછાણ્યો, તેને પીછાનવાથીજ માલખીનના ગાત્ર ગગડી ગયાં. ઘડીભર માલખીને અને કોરેકે એક બીજા તરફ ટીકી ટીકીને જોયું અને પછી કોરેકે ઈંગ્રેજી ભાશામાં પુછ્યું.

"પેલી છોકરી કયાં છે!"

"કઇ છોકરી? હું તો કાંઇ જાણુતોબી નથી, આ કોઇ છોકરી છેજ નહીં." માલખીને જવાબ દીધો.

"મારી આગળ જુઠું બોલતો ના, અગર નહીં તો તારો ટોટો પીસી નાંખશ, તે છોકરીને ખોટું સમજાવી લોભાવીને તેણીનું સુખ આરામ તજાવીને તું લઇ આવ્યો છે. મને કહે તે કયાં છે?

"હું તેણીને ખોટું સમજાવીને નથી લાવયો; પણ પેલો ઇંગ્રેજ તેણીને ઠગીને લાવયો હતો. તેણીને લંડન લઇ જવાનો તે ઈંગ્રેજનો ઇરાદો હતો. તેની સાથે જવાને તે છોકરી રાજી હતી, તે ઈંગ્રેજનું નામ મોરીસન બેવનજ છે; તું તેની આગળ જા, કદાચ તે તુંને ખબર આપશે, હું કશું જાણુતો નથી."

"હું તેની આગળથીજ હગણા આવયો છું. તે છોકરીને તું ઉપાડી ગયો છે એવું તે ઈંગ્રેજે મને કહયું છે. હવે જુઠું બોલવાનું છોડી દે અને ખરૂં કહી દે," એમ બોલી લાલ વીકાળ ડોળા કકડાવી પોતાના બન્ને હાથની મુઠી વાલી કોરેક બે પગલાં આગળ આવ્યો.

માલખીન ધ્રુજયો, તેણે કહયું! "હું તુને સઘળું સાચું કહી દઉં છું. મને મારતો ના. હું તે છોકરીને અહીં લાવ્યો હતો અને મોરીસન તેણીને ઠગીને ખુવાર કરવાની ધારણા રાખતો હતો. તે છોકરી કોણ છે અને કોણુની દીકરી છે તે

મેરીઅન ત્યણનો નામી પણ હું જાણુંછ. તે છોકરીને શોધી કઢાડવા માટે મોટું ઇનામ જાહેર કરવામાં આવયું છે ને માટે ફકત તે ઇનામ મેળવવાની ધારણાજ મેં તે રાખી હતી. પણ તે છોકરી અહીંથી નાસી ગઇ અને સાંમા કીનારા ઉપર જઇ પુગી જવાં શેખ હતો જેણે તેણીને પકડી અને શેખ તેણીને પોતાના ગામડાં તરફ લઇ ગયો."

"ત્યારે તે છોકરી ખરેખર પેલા શેખની પોતાની બેટી નથી!"

"નહીં."

"તયારે તેનો બાપ કોણ?"

"હું હમણા તુંને તે કહેતો નથી. તું જા અને તે છોકરીને લઇ આવ અને જો તું મને છોડશે નહીં અને તે ઇનામ તે છોકરીને શોધી કઢાડવાને માટે આપવાનું જાહેર કરવામાં આવયું છે તેનો અરધો ભાગ મને આપવાની કબુલાત આપશે તો તે છોકરીની સઘળી તવારીખ હું તુંને કેહવશ. તે છોકરી કોણ છે અને કોણની દીકરી છે તે હું જાણુંછ અને ફકટ શેખ જાણેછ. જો તું મને મારી નાખશે તો તે વાતથી તું સદાનો અજાણ્યો રહેશે."

"ઠીક છે," કોરેક બોલ્યો, "જે સઘળી વાત તેં મને કહી છે તે સાચીજ હોશે તો હું તુંને ઇજા કરીશ નહીં. શેખના ગામડાં તરફ હમણાં હું જાવું છું અને જો તે છોકરી તયાં નહીં જણાશે તો હું પાછો આવીશ અને તુંને ઠાર મારી નાંખીશ. તું અહીથી નાસી જશે તોબી હું તુંને પકડી પાડીશ. તે છોકરીનો બાપ કોણ તે તું મને જણાવશે તો અરધું ઇનામ નહીં પણ આખું ઇનામ હું તને આપી દઇશ."

કોરેકની નજર આ વેળા તંબુ તરફ ખેંચાઇ અને માલબીનના બોલવા ઉપર તેને ઝાઝો વીસવાસ આવયો હતો નહી

માટે તેને એવો શક ઉપજયો કે કદાચ ટંબુમાં મેરીયમને કેદ કરી રાખવામાં આવી હશે અને તેને ખોટું સમજાવી શેખના ગામડાં તરફ રવાના કરવાની યુકતી માલબીને રચી હશે.

આવો શક ઉપજવાથી કોરેક તે ટંબુ તરફ ગયો અને તેના દરવાજા ઉપરનો પરદો ઉઠાવીને માહે દાખલ થયો.

કોરેક ટંબુમાં ગયો તેજ વખતે ટેનટોર હાથી ધીમેથી ચાલીને બે પગલાં વધારે નજદીક હેમક આગળ આવયો અને માલબીન ઉપર તેણે પોતાની નજર ઠેરવી. હાથીની આંખ ઘણી તીક્ષણ અને બલવાન હોતી નથી પણ તેમની સુંઘવાની શકતી અતીશય જોરદાર હોય છે અને એક માણસને વરસો પર તેને સુંઘવાની શકતીથી પીછાણ થાય છે તો તે કદી ભુલતો નથી. આ પાહડ જેવા હાથીને માલબીન માટે કાંઇ શક ઉપજયો હોય તેવું લાગયું. તે માલબીનની વધારે નજદીકમાં આવયો અને તેણે પોતાની મોટી સાંપરૂપી સુંઢ માલબીનની જોળીની આસપાસ ફેરવી, સુંઢથી તેણે જોશભેર દમ ખેંચયો અને માલબીનનો સુંઘારો લીધો. આમ કરતાંજ ટેનટોરની આંખ લાલ આતશી બની ગઇ કારણ કે તેણે માલબીનને ઓળખયો. થોડાક વખતની વાત ઉપર પોતાની માદા (હથણ) ને આગે માલબીને મારી નાંખી હતી એવી તેની ખાતરી થઇ અને પોતાની માદાનું વેર લેવાનો વખત આવી પુગેલો ટેનટોરે જોયો.

હજારો ભુંગળાં એકી વખતે ફુંકાતાં હોય તેવી એક જબરદસ્ત ચીસ પાડીને હાથીએ પોતાની સુંઢ ઊંચકી અને તે જોતાંજ માલબીને પોકાર કરયો કે "ઓ! મદદ કરો! મદદ કરો!"

કોરેક તબુમાંથી દોડતો બહાર આવયો. તેણે જોયું કે ટેનટોરે પોતાની લાંબી જબરી સુંઢમાં માલબીનને તેની ઝોળી



ટેનટોરે લીધેલું વેર.

(જુઓ પાનુ ૨૨૯.)

સથેજ લપેટીને, એક ઝટક મારી ઝાડની ડાંખળી સાથના બાંધેલાં દોરડાં તોડી નાંખી ઉંચો ઉચકયો અને પોતાના ગંજાવર માથાની આસપાસ તેને ગુમાવયો કોરેક દોડતો આવયો અને માલબીનને જમીન ઉપર મુકી દેવાને તેણે ટેનટારને ફરમાવયું. પણ સામે વહેતી નદીને પોતાનો માર્ગ એકદમ બદલવાને કોરેક ફરમાવતે અને જેવી અસર તે નદી ઉપર થતે તેવીજ અસર ટેનટારપર થઇ. તે ઝનુન ઉપર ચઢેલું વીકરાળ બનેલું રાક્ષસી જાનવર ફક્ત પોતાનું વેર લેવાનીજ ઝેણ ઉપર આવયું હતું. તેણે માલબીનને માથા ઉપર ઘુમાવયો અને જમીન ઉપર જબરાં જોર સાથે પટકયો. તે પછી તેની છાતી ઉપર પોતાના આગલા પગનું ઘુંટણ મુકી તેને કચડયો અને પોતાનાં લાંબા બળવાન દાંત વડે તેના બદન ઉપર સંખ્યાબંધ જખમ કરી બદન પાંચ દશ જગાથી આરપાર વીંધી નાંખ્યું. કચડી બચડી, લોહી લુહાણ કરી, હાડકાં ભાંગી નાંખી, માલબીનને તેણે ઠાર કરી નાંખયો અને પછી તે માસના લોચા અને હાડકાંના ખુરદાને તે ઝોળીનાં કપડાં સાથેજ પાછું ઉંચકી માથા ઉપર પાછું ગુમાવી દુર નદીમાં ફેંકી દીધું કે જયાં તે કફન દફનની કશી પણ ક્રીયા વના જઇ પડયું અને સુસવાતનો ખોરાક થયું.

આ પ્રમાણે જંગલી ઝનુની માણુસ ખાઉ માણસોનાં કરતાં પણ વધારે ઘાતકી અને કપટી માલબીન, હલકી નીચ અને દગાખોર જુઠા માલબીનની જીંદગીનો, છેવટના તન બદનના ભારે દુખ અને વેદના સાથ અંત આવયો.

---

## પ્રકરણ ૩૨ મું.

### શેખનો ત્રાસદાયક હુકમ.

માલબીન આવાં મોતે મારયો ગયો અને તે દેખાવ લાચાર થઇને, કશી પણ મદદ આપવાને અશકત બનીને જોતો કારેક ઉભો રહયો. માલબીનને ઠાર મારી નાંખવાની ધારણા કારેકની હતીજ નહીં. જોકે માલબીનને પેતાનાં ખરાં જીગરથી કારેક ધીક્કારતો હતો તોપણ તેના પાપી લોહીમાં પોતાના હાથ ખરડવાનો વીચાર વરીક તેણે કરયો હતો નહીં. તે તો ઉલટો એવુંજ ઇચ્છતો હતો કે માલબીન જીવતો રહે તો ઠીક થાય કારણ કે મેરીયમના બાપની ઓળખ ઇધાણી તેનાથી મેળવવાની આશા તેણે બાંધી હતી.

કારેકે થોડીક પળ જવા દીધા પછી ટેનટોરને પોતાની આગળ બોલાવ્યો અને તે પ્રાણી જાણે એક ગરીબ પાળેલું ઘેટું હોય તેમ ધીમે ધીમે કારેકની બાજુમાં આવી ઉભું, અને કારેકને ઇશારો થતાંજ ટેનટોરે કારેકને સુંઢ વડે કમ્મરમાંથી ઉંચકી પોતાની ગરદનપર બેસાડયો. માલબીનના સઘળા હબશી નોકરો આસપાસ છુપાઇ બેઠા હતા અને તેઓએ પોતાના શેઠને આવા કમકમાત ઉપજાવનારાં મોતથી મરતાં જોયો હતો.તેઓ ગભરાટમાં અવાચક બની ગયા હતા. તેઓએ જોયું કે જંગલમાંથી એકાએક આવીને હાજર થનારો ગોરી ચામડીનો પીલતન શુરવીર પાછો, જે રીતે આવયો હતો તેજ રીતે, હાથીના માથાં ઉપર સવાર થઇને જંગલ વચ્ચે ચાલી ગયો અને તેને જતો જોઇને તેઓએ છુટકારાનો દમ ખેચયો.

શેખના ગામડાં તરફ કારેક મુસાફરી કરતો હતો તે દરમયાન શેખના ગામડાંમાં શું બનતું હતું તે આપણે જોઇએ.

શેખની આગળ, જવાન કેદ પકડાયલા મોરીસનને હાજર કરવામાં આવયો. શેખે તેને ફ્રેંચ ભાષામાં પુછ્યું; "તું કોણ છે? તારૂં નામ શું?"

"હું લનડનનો રહેવાશી છું. મારૂં નામ ઓનરેબલ મોરીસન બેયનઝ છે."

આએ નામ સાંભળતા આ ધરડા લુટારા શેખને કાંઇક ખયાલ આવયો. આવા પુરૂષને કેદી હાલતમાંથી છોડવવાને સારૂ મોટી સારી રકમ મલશે એવી તેણે આશા બાંધી.

"તું અહીં શા કાજ આવયો?" શેખે સવાલ કરયો.

"એક જવાન સ્ત્રીને શોધવા હું અત્રે આવયો હતો. તે સ્ત્રીને એક ચંડાળ ઉઠાવી ગયો હતો અને તેણે મને જખમી કરયો હતો. તે ચંડાળની છાવણી તરફ હું જતો હતો અને તે સ્ત્રીને છોડવી લાવવાની મેં ધારણા રાખી હતી જે દરમગાન તારા માણસોએ મને પકડયો."

"જવાન સ્ત્રીને શોધવા નીકલયો છે? તે જવાન સ્ત્રી પેલી બેઠી છે તેજ કે!" દૂર બેઠેલી મેરીયમ તરફ આંગળી કરી શેખે સવાલ કરયો.

શેખે દેખાડેલી જગા તરફ મોરીસને નજર કીધી અને મેરીયમને પીઠ કરીને બેઠેલી તેણે જોઇ. તેણે પોકાર કરયો "મેરીયમ."

મેરીયમ આ અવાજ સાંભળતાંજ ઉછળીને ઉભી થઇ અને મોરીસન તરફ જોઇને ખુશાલીથી બોલી; "કોણ? મોરીસન!"

"મેરીયમ, તયાંજ બેસી રહેજે; એક બોલબી બોલતી ના, અહીં, આવતીબી ના."

શેખે મેરીયમને ફરમાવયું જેથી મેરીયમ તરતજ તેના હુકમને તાબે થઇને પાછી બેસી ગઇ.

"તેં–કુનરા–તેં મારી બેટીને ગારતથી છુટી કીધી હતી કે ?" શેખ બોલ્યા. 'તું મારી દીકરીને ઉઠાવી ગયો હતો કે ?"

"તમારી દીકરી !" મોરીસને અજબ થઇને પુછયું "એ મેરીયમ તમારી દીકરી !"

"હા, મારી દીકરી છે. અને તે કેઇની પરદેશવાળા કાફરને માટે નથી. તારી જીંદગીના ભોગથી તને કીમત આપવી જોઇશે; પણ જા, તારી જીંદગી ખરીદી લેવાને હું માંગુ તે રકમ આપશે તો તુને જવા દઇશ"

"તમો માંગો તે રકમ મારી જીંદગીની ખરીદીના બદલામાં મળી શકશે."

"શું રકમ માંગવી અને તે કેમ મેળવવી તે હવે પછી નક્કી કરીશું." શેખ બોલ્યો: "હમણા તો તુને હું કેદ કરી રાખું છું."

પછી તેણે પોતાના માણસોને કાંઇ હુકમ આરબી ભાષામાં બોલીને આપયો અને તે માણસો મોરીસનને એક તંબુમાં લઇ ગયા અને એક નજર કેદી તરીકે તેને તયાં રાખવામાં આવયો અને તેને ખાવા પીવાનું પુરું પાડવામાં આવયું તથા ઘાસનું બીછાણું તેને મળ્યું.

નાસીપાસ અને નીરાશ થયલો મોરીસન ઘાસની પથારીપર પડયો અને બહુજ અફસોસ કરીને ગમખાર થઇ બરબડયો.

"અરે ખુદા, મેં એવો શું ગુનાહ કરયો હશે કે આવે ફેજે હું પુગયો ? મારો અપરાધ એવો તે શું હશે—"

તે બરબડતો અચકી ગયો. તેણે જે ગુનાહ કરયો હતો અને જે વધુ અપરાધ કરવાની તેની ધારણા હતી તેનો હુબહુ ચીતાર તેના મગજમાં ઉભો થયો. એક નીરદોષ બાળી ભોલી

બોકરીને માટે તેણે એક પાપી છટકું માંડયું હતુ, એક કુંવારી કનયાને છંદગીભરની તારાજ કરવાની તેની ધારણા હતી, દગાઇ કરીને એક સ્ત્રીની સરવથી પયારી અને પવીત્ર ચીજ લુટી લેવાનો તેનો ઇરાદો હતો, અને તેમ કરવા માટે તે સ્ત્રીને તેના સુખી ઘર મધેથી દેતવંત આશરા મધેથા મોહબતવંતા જોડાંની ગોદ મધેથી તે ઘસડી લાવયો હતો અને તેમ કરીને તે સ્ત્રીને મોત કરતાં પણ બુરાં ત્રાસદાયક છટકામાં લાવી નાંખીહતી.

આ અપરાધ શું નાનો હતો? હવેજ મોરીસનને ખયાલ આવયો કે આ સજા તેને બરાબર વાજબી રીતે કુદરતના અચલ અખંડ નીયમને પ્રતાપે થતી હતી. મેરીયમ જેમ પોતાની ભુલને માટે પસ્તાતી હતી તેમ મોરીસન પોતાના ગુનાહને માટે તોબાહ કરીને પસ્તાવો કરવા લાગયો.

આ પ્રમાણે જાલમ હબશી શેખના હાથમાં મોરીસન કેદ પડયો અને તયાંજ મેરીયમ પણ કેદ પડેલી હતી પણ પેલી તરફથી જુલમીઓનો જમ થઇ લાગેલો જોરેમંદ જોધ્ધો કોરેક ધમધુકાર મેરીયમની મદદ માટે આવતો હતો.

રાત પડવા આવી ત્યારે શેખે પોતાની આગળ મેરીયમને બોલાવી અને તેણે મેરીયમને કહયું: મેરીયમ હું ઘરડો થયો છું અને તેટલા માટે મારે તારૂં ભવીષ નકકી કરવાનું છે. તેટલા માટે મારા ભાઇ કાદીરના હસ્તકમાં હવે હું તુંને મુકું છું. આજથી તું કાદીર સાથે રહેજે અને આજની રાત તુ કાદીરના તંબુમાં તેની ધણીઆણી તરીકે ગુજારજે.

કાદીર આશરે ૫૦ વરસની ઊમ્મરનો જાડો ઢીમચા જેવો, બેડોલ, મેસ જેવો કાળો અને વીકાળ દેખાવનો હતો.

મેરીયમ આ હુકમ સાંભળીને હેબતાઇ ગઇ અને બોલી: "ઓ પીતા—ઓ પીતા—તમે મારી તરફ—"

"ચુપ ચુપ મારો હુકમ થયો તે અમલમાં મુકાશેજ. મારે વેર લેવું છે, હડહડતું વેર લેવું છે. કાદીર, લે આએ છોકરીને, ઘસડી જા, તારા તંબુમાં અને એક માલેક પોતાની ગુલામડીને જેમ તાબે કરે, એક ખાવંદ જેમ પોતાની બાયડીને ફરજ પાડે તેમ તું વરતજે."

કાદીર બહાર આવયો અને તેણે મેરીઅમની કાંડી પકડી અને તેણીને તે ઘસડતો પોતાના તંબુમાં લઇ ગયો. મેરીઅમે ચીસો પાડી અને અફડા તફડી કીધી પણ તેણીનું કાંઈ વલ્યુ નહીં.

મોરીસને મેરીઅમને ચીશ પાડતાં સાંભળી અને તેણે પોતાના તંબુના કનટાનની ફાટ મધેથી ચીમાઇને સઘળો દેખાવ જોયો, મેરીઅમને કયા તંબુમાં કાદીર ઘસડી ગયો હતો, તે તેણે જોયું અને કોઇબી સુરતે મેરીયમને બચાવવાનો તેણે ઠરાવ કરયો પણ તુરતા તુરત કાંઇબી હીલચાલ કરવાનું બની શકે તેવું હતું નહીં માટે અંધારૂં થવાની રાહ જોતો બેઠો.

શેખે મેરીયમના બાબમાં આવો ઘાટકી નીચ અને પોતાનું વેર કમકમાત ઉપજાવનારી રીતે લેવાનું ઠરાવવા પછી પોતાની ટોળીના એક મુકાદમને તેડયો અને તેને કહયું, "સફરને માટે સઘળી તઇયારી કરી રાખજો આએ મેરીયમને કીનારે પુગાડવાની છે અને તયાં તે જઇ પુગશે તે પછી તેના ખરા પીતા આગળ તેણીને મોકલી દઇશું. અને આવી નામોસી તથા બેઇજતી સાથે પોતાની દીકરીને પાછી ફરેલી જોઇને એનો પીતા ખાતરીથી માનશે કે શેખે લીધેલા સોગંદ પુરેપુરા પાળયા છે. આજે રાતે એ છોકરી તારાજ થશે અને આપણી સફર દરમ્યાન તે હલકી ગુલામડીની હાલતે રહેશે અને તેવીજ હાલતમાં પોતાના પીતા આગળ તેણી જઇ પુગશે."

શેખે આ હુકમ આપયો અને તે પછી સઉ પોતપોતાના ઠેકાણે ઠામે ગોઠવાઇ ગયા. કાદીરે મેરીયમને પોતાના તંબુમાં કેદ કરી રાખી હતી અને રાત પડતાં તે પાછો પોતાના તંબુમાં દાખલ થયો. મેરીયમે તેને જોયો અને પોતાની આવી બુરી સ્થીતી સમજી લઇ તેણીએ દુવા ગુજારી કે યાતો મદદ મળે યાતો મોત આવે.

કાદીર મેરીયમની લગોલગ ગયો અને તેણીનો હાથ પોતાના ખરબચડા ખુની પંજામાં પકડયો. મેરીયમે એક જબરી જોશ ભેર ચીશ પાડી. આ ચીશનો અવાજ શેખે પોતાના ટંબુમાં સાંભળયો અને મલકાઇને હસ્યો. મોરીસને પણ તે અવાજ સાંભળયો અને મેરીયમની મદદે હવે જવુંજ જોઇયે એવું તેને લાગ્યું.

મોરીસને પોતાના તંબુનું કનતાન ઉંચકયું અને પેટે ચાલીને તે તંબુમાંથી બહાર નીકળ્યો. મેરીયમવાળા તંબુ તરફ તે પેટે ચાલતોજ આગળ વધ્યો જે દરમયાન આસપાસ ભમતાં કોઇપણ માણસની નજર પડવા વના મેરીયમના તંબુ સુધી જવાની તેની ધારણા હતી અને તેને આવી રીતે અતી ધીમેથી આગળ વધવાની ફરજ પડી હતી. તે આગળ વધયો ગયો અને તેમ મેરીયમના વધુ અને વધુ જોશદાર ચીશના અવાજો સંભળાતા ગયા.

મેરીયમવાળા તંબુની લગોલગમાં મોરીસન આવી પુગયો કે તેને ભારે અજાયબી ઉપજી, કારણ કે મેરીયમની ચીશનો અવાજ એકાએક બંધ પડી ગયો. એક જબરો સખત ફટકો પડયો હોય તેનો, અવાઝ તેને સંભળાયો અને એક પુરૂપનો પોકાર આવયો.

મોરીસન તરતજ જમીનપરથી ઉભો થયો અને મેરીયમવાળા તંબુમાં ધસી ગયો.

ત્યાં તેણે શું જોયું ? ———

## પ્રકરણ ૩૩ મું.

### છેલ્લો ઝટકો.

કાદીન ઉમરે ૫૦ વરસથી કદાચ વધુનો હશે, પણ મજબુત કાઠીનો માતેલો હતો. તે તંબુમાં દાખલ થયો અને મેરીયમની લગોલગ જઇ ઉભો. મેરીયમ તેનાથી હઠી ગઇ પણ કાદીને તેણીને પોતાની બક્ષાંથમાં પકડી અને મેરીયમે જોશભેર ચીશ પાડી. આપણે આગલાં પ્રકરણમાં વાંચયું છે તે મુજબ તે ચીશનો અવાજ મોરીસને સાંભળયો અને તેને ભારે ચીંતા ઉપજી; તે ચીશનો અવાજ શેખે પોતે પણ પોતાનાં તંબુમાં સાંભળયો અને પોતાનું વેર વળતું ધારી તે મલકાઇને હસ્યો પણ એક ત્રીજા પુરૂષે પણ તે ચીશનો અવાજ સાંભળયો અને વીક્રાળ જતુની વાઘ માફક ગુસ્સા અને ખીજવાટમાં ઉસ્કેરાઇને ઝાડની ડાંખળી પરથી કુદી તંબુને પડખે આવી ઉભો અને બીજીજ પળે તેણે પોતાની લાંબી વહેતી છુરી વડે તંબુનું કંતાન ચીડી નાંખી તંબુમાં ધસી ગયો. ચાર ખુણામાં બળતી ભભુકદાર રોશની વચ્ચે તેણે જોઇ લીધું કે મેરીયમ એક કંગાળ દયતના હાથમાં પકડાયલી હતી.

કાદીને તે પુરૂષ તરફ જોયું અને તેણે મેરીયમને છોડી દઇ તે પુરૂષ તરફ ધસી જવાની કોશેશ કીધી પણ તે પુરૂષે તેની તે કોશેશ થાય તે અગાઉ એકજ છલાંગમાં તેની ઉપર જઇ પડી તેનો ટોટો પોતાના બે હાથમાં પકડી એવાં તો જોર સાથે જમીનપરથી અધ્ધર ઉંચકીને પાછો જમીનપર પટક્યો ને તે એક ધીમી ચીશ પાડી કાદીન સદાની નીંદમાં સુઇ ગયો. એક પળમાં તે પુરૂષે એટલું તો જબરૂં જોર વાપરયું હતું કે કાદીનનાં ગળાંના હાડકાં કચડાઇ ગયાં અને એવાં તો બળથી

કાદીનને તેણે જમીન ઉપર પટક્યો હતો કે તેના તનના તંતુઓ તુટી ગયાં અને હૃદય ચાલતું બંધ પડી ગયું.

મેરીયમે તે મદદગાર પુરૂષને જોયો અને બહુજ હરખથી ખુશાલી વચ્ચે બોલી; "ડોરેક મારા—ડોરેક!"

" ડોરેક બોલ્યો; "મેરીયમ."

તેઓ એક બીજાને ભેટવા એક બીજા તરફ ધસ્યાં પણ તેજ વખતે મોરીસન તંબુમાં દાખલ થયો અને સઘળો દેખાવ તેણે એકજ નજરે જોઇ લીધો. મેરીયમ તરફ ધસતાં ડોરેક અટકી ગયો અને મેરીયમ પણ મોરીસનને જોઇને અટકી ગઇ ડોરેકને તરતજ યાદ આવ્યું કે મેરીયમ હવે તેની હતી નહીં પણ બીજા ઉપર દીલ લગાડી બીજાની થઇ હતી અને તેટલા માટે મેરીયમને પોતાની બગલગીરીમાં લેવાનું તેણે ગેરવાજબી ધાર્યું.

"નાહસો—તમે બંને જણા નાહસો." ડોરેક બોલ્યો, "બીજાઓ દોડી આવે તે આગળ નાસી જાવો." તેણે પોતાના ખભાં ઉપરથી દોરડું કહાડીને મોરીસનને આપતાં કહ્યું, "આએ દોરડાંની મદદથી લાકડાંની ભીંત ઓળંગજો. થોભો ના."

"અને તું? ડોરેક?" મેરીયમે પુછ્યું.

"હું આવુંછ, તમારી પુઠેજ આવુંછ" ડોરેકે ઉતાવળમાં કહ્યું, "વાત કરવાનો અને તકરાર કરવાનો વખત નથી."

"તું જરૂર આવશે!" મેરીયમે ઇંતેજારીથી સવાલ કરયો.

"જા, જા. જલદી જા, મોરીસન તું એને લઇ જા. તમો સલામત નીકળી જાઓ. હું તમારી પુઠે આવશ." ડોરેકે તેમને આગ્રહ કરયો અને જે તંબુના કપડાંની ફાટ માટે ડોરેક દાખલ થયો હતો તે મધેથી મોરીસન અને મેરીયમ બહાર નીકળયાં અને ગામડાંની આસપાસ ભરી લીધેલી લાકડાંની દીવાલ ભણી બંને દોડયાં.

આ અરસામાં આખાં ગામડાંમાં ગડબડ જાગી રહી. કાદીનના ઉછળેલા પોકારના નાના અવાજથી શેખને શક ઉપજયો, અને તે પોતાના બે ત્રણ માણસ સાથે કાદીનના તંબુ આગળ તપાસ કરવા આવી લાગયો. કોરેકે જોયું કે નાસવાનો તેને માટે લાગ હતો નહી અને વળી મોરીસન અને મેરીયમને નાસી જવાને માટે પુરતો વખત આપવાનો હતો. તેટલા માટે કોરેક તંબુની બહાર આવી લડવાને ઓસ્તવાર ઉભો તે લડયો—એક બળવાન રાક્ષસની માફક એકલે હાથે લડયો પણ તેની સાંમે હબશીઓ મોટી સંખ્યામાં હતા અને તેઓના સામટાં બળ આગળ આખરે કોરેક આજેઝ થયો. દોરડાં વડે કોરેકને હબશીઓએ બાંધયો અને શેખ તેની સામે દાંત કચકચાવતા હાથ પગ પછાડતો ઉભો રહયો. શેખે જોયું કે મેરીયમ પાછી તેના પંજામાંથી છટકી ગઇ હતી, તેણે જોયું કે મોરીસન પણ નાસી ગયો હતો, તેણે જોયું કે તેની વેર લેવાની આશા ઉમેદ ઉંધી વળી હતી, તેણે જોયું કે કાદીન મારયો ગયો હતો અને તેણે જોયું કે તે સઘળી ઉથલપાથલ કરનારો આએ અરધ નગ્ન બદનનો દઇત જેવો ગોરો પુરૂશ તેના હાથમાં સપડાયો હતો.

જો મેરીયમ ઉપર વેર લેવાનું નહી બનયું તો હવે કોરેક-પર લેવું અને તેને રીબાવીને મારવો, એવો ઠરાવ આએ કરપીણુ હબશી સરદારે કરયો. મેરીયમને પહેલાં ઉઠાવી જનારો આએ કોરેકજ હતો અને મેરીયમને ઉઠાવી જતી વેળા પોતાને સખત સજા કરનારો પણ કોરેકજ હતો અને હમણા તેની સઘળી બાજી બગાડી નાંખનાર અને વેર લેવાની આશા તારાજ કરનાર પણ એજ ગોરો દઇત છે એવું તે યાદ કરીને મનમાં એટલો તો ખીજવાયો કે કોરેકને રીબાવી રીબાવીને મારવાની યુકતી તેણે શોધી કહાડી.

કોરેકને હાથ પગ બાંધીને ઉભો રાખવામાં આવયો હતો જેની તરફ ધીક્કાર અને ગુસ્સાથી જોઇને શેખે પુછ્યું. "મારા હાથમાંથી છટકવાની સહેજણી આશા તું રાખેછ કે? તું બચી શકશે કે?"

કોરેકે જવાબ દીધો. કોઇ અજબ પ્રકારનો અવાજ કહાડીને તેણે એક ચીશ મુકી.

શેખ બોલ્યો "એવા ઢોંગ મારી આગળ નહી ચાલશે? તું એક જંગલી જાનવર હેવાન છે એવું દેખાડવા માંગતો હશે પણ હું જોઇ શકું છું કે તું માણસ જાત છે અને ગોરી ચામડીનો કાફર છે. લઇ જાવો એ કુત્રાને અને ગામડાંની વચ્ચે ચોગાનમાં જમીનમાં થાંભલું દાટી તેની સાથે એને બાંધો અને આસપાસ કાંટા કચરો અને ઘાસ સીંચીને એને સળગાવી દેવો. એને છવતો બાળી નાખો જે જોવાની મને મજાહ પડશે અને મને કીનો લેવાનો સંતોષ મળશે." શેખે ફરમાવયું.

હબશીઓ આ હુકમ સાંભળતાંજ કોરેકને ઘસડીને ગામડાંની વચ્ચોવચના ચોગાનમાં લઇ ગયા અને તયાં થાંભલું દાટીને તે વડે કોરેકને બરાબર મજબુત બાંધ્યો, કોરેક આ સઘળા વખત દરમયાન ચોક્કસ રીતે તીણો જોરદાર અવાજ કહાડતો હતો. તે અવાજ બહુ દુરના છેટે પુગયો અને જુનો મીત્ર ટેનટોર આખરે તે અવાજ સાંભળવા પામયો. જંગલ મધેથી ટેનટોર દોડતો આવયો અને ગાંમડાંની લગોલગ આવી પુગતાં તેણે કોરેકનો અવાજ પરગરો સાંભળયો ટેનટોર સમજી ગયો કે કોરેક તેને મદદે બોલાવતો હતો.

ટેનટોર આખાં ગામડાંની આસપાસ ચકરાવો મારી આવયો પણ માંહે દાખલ થવાનો મારગ તેણે દીઠો નહી અને વળી કોરેકનો મદદ માટેની માંગણીનો અવાજ વધુ અને વધુ આવયો.

ટેનટોર જોશપર ચઢયો, ઝનુન પર ચઢયો જે જગાથી કોરેકનો અવાજ સરત્રથી ઓછાં છેટાંપરથી આવતો તેને લાગ્યો તે જગાની લાકડાંની દીવાલથી વીશ પચીશ પગલાં તે હઠીને ઘડીભર ઉભો અને પછી ચારે પગે જોસભેર દોડી આવીને તે લાકડાંની કોટરૂપી દીવાલને એવી તો સાબુત સખત ટક્કર પોતાના ખડક જેવાં સંગીન અને લોખંડ જેવા કઠણ માથાથી લગાવી કે દીવાલના ટુકડા થઇ ગયા અને પાતયાં ચોતરફ ઉડી ગયાં.

કોરેકની આસપાસ બળતું થયું હતું અને હબશીઓ આસપાસ નાચતા હતા તથા શેખ આ દેખાવ જોઇ મલકાતો હતો. પણ દીવાલ ભાંગવાના ધડાકાથી સઘળાઓ ચુપ થઇ ગયા અને જે તરફથી ધડાકાનો આવાજ સંભળાયો હતો તે તરફ સઘળાઓએ જોયું તો એક કાળો પાહડ ધસારાબંધ ધસી આવતો તેઓએ દીઠો.

વહેમી, જંગલી રાહ રસમને આધીન રહેલા, અને સહેજમાં ભુત પલીદની ધાસતી જીગરમાં ઉતપન કરવાની ખાસીહત ધરાવનારા આ હબશીઓ આ કાળા ગંજાવર દઇતને ચારે પગે દોડીને આવતો જોઇ એવા તો ગભરાયા કે તેઓ નાચવા કુદવાનું છોડી દઇ વેરવીખેર હાલતમાં ચીશો પાડતા આમ તેમ નાઠા અને ટેનટોર જોશભેર દોડતો આવ્યો જે દરમયાન જે બે ચાર હબશી રહયા તેમને તેણે રોલી નાંખયા, જમીનપર રગડોલી દીધા અને પગ હેઠળ કચડીને મારી નાંખયા.

કોરેકે પોતાના મદદગારને આવતો જોયો અને સીપટી વગાડીને પોતાની આગળ બોલાવ્યો. ટેનટોરને બીજીવાર તો ઇશારો કરવાની અગત પડીજ નહીં સુંઢ અને પગ વડે તેણે બલતાં લાકડાં ઇદણુ અને ઘાસ કચરો વીખેરી નાંખ્યો અને

કેરેકને જે થાંભલા સાથે બાંધેલો હતો તે થાંભલાને અને કેરેકને પોતાને પોતાની સુંઢમાં લપેટી, એક જોર કરીને થાંભલું જમીનમાંથી બહાર ખેંચી કહાડ્યું અને તે બોજો સુંઢ વડે ઉંચકી તે શયાનું, અસીલ અને વફાદાર જાનવર ગામડાંમાંથી નીકળી પોતે ભાંગી નાંખેલી ફરેકારના ગાળામાંથી પસાર થઇને જંગલ ભણી દોડ્યું.

શેખના ખીજવાત અને ગુસ્સાનો કશો પાર રહયો નહીં. મેરીયમપર વેર લેવાની તેની આશા ભ્રષ્ટ થઇ હતી, તેનો ભાઇ મારયો ગયો હતો, મોરીસન નાસી ગયો હતો અને હવે કેરેક ઉપર કીનો લેતાં આવી નામોશીભરી નીશફળતા મળી હતી માટે કેરેકને જીવતો જવા નહીંજ દેવો એવો ઠરાવ કરીને તે પોતાની બંદુક લઇને દોડયો અને બીજે રસ્તેથી ફરી વલી ટેનટોરના મારગની આડે ઉભો. તેણે ટેનટોરને પોતાના બોજા સહીત દોડતો આવતો દીઠો. તે પોતાના એક ગુંટણપર પડયો અને ટેનટોરે ઉંચકેલી સુંઢમાં લપેટાયલા થામલાં સાથના કેરેક ભણી નેમ ટાંકીને ગોળી છોડી. શેખ સાબુત નીશાનબાઝ હતો અને કદાચજ તે પોતાની નેમ ચુકતો હતો પણ તેના હાથે કેરેકના મારયા જવાનો લેખ કેરેકના નસીબમાં લખાયલો હતો નહી. તેણે છોડેલી ગોળી બરાબર કેરેકના માથા ઉપરથી, તેના બાલને લાગીને પસાર થઇ થાભલામાં પેઠી પણ બીજીજ પળે શેખ પોતાના કજે પુગયો.

એક જોશભેર દોડતો માણુસ પોતાના પગ હેઠળ એક નાની કસાડીને કચડીને મારી નાંખે તેમ ટેનટોરે પોતાનો ભારી પીલતન પગ શેખના બદન ઉપર મુકયો અને શેખની અઝલ આવી ગઇ. લાંબી પાપી અને અપરાધોભરી જીંદગી ગુજારવા પછી, વરસો સુધી કીનો લેવાનોજ ખયાલ જીગરમાં જાળવી

રાખી આખરે નીરાસી અને નાઉમેદી સાથે સદાને માટે તે ચુપ થઇ ગયો.

ટેનટોર જંગલ ભણી નાઠો અને જંગલના ગીચ ભાગમાં જવા પછી તેણે પોતાની જડપ ધીમે ધીમે ઓછી કીધી.

શેપે લગાવેલો છેહલો ફટકો આ પ્રમાણે રદ ગયો અને ટેનટોરે લગાવેલો છેહલો ફટકો ફતેહમંદ ઉતર્યો.

---

## પ્રકરણ ૩૪ મું.

### "જે પુરૂષને તું ચાહતી હોય તેની પડોસમાં રહેવાની તારી ફરજ છે."

કોરેકને જીવતો જાગતો, અસલના જેવોજ જોરમંદ અને ચંચળ ચપલ જોવાથી મેરીયમ ગોયા એક લાંબી ઉંઘમાંથી જાગી ઉઠી. તેણીએ જોયું કે કોરેક. તેણીનો પોતાનો કોરેક, તેણીની મદદે આવ્યો હતો, એકલો આવ્યો હતો, સંખ્યાબંધ હબશીઓ સાંમે એકલે હાથે લડીને તેણીને છોડવવાને આવ્યો હતો. તેણી વીચારવંત થઇને મોરીસન સાથે ગામડાંથી થોડેક છેટે ચાલી અને પછી થોભી.

"જાઓ," તેણીએ મોરીસનને કહયું: "ઉતાવળે જાઓ, બવાન આગળ જઇ પુગો અને મદદ લઇ આવો. હું અહીંજ રહેવશ. તમો અહીં રહેવાથી કશી મદદ આપી શકશો નહીં. કાંઇબી કરીને ઉતાવળે જઇને મોટા બવાનને અહીં તેડી લાવો."

"હું કોરેકને મદદ આપવાને ચોભતે પણ ફકત તુને બચાવવા અને સલામત બહાર લઇ જવાની ધારણાથીજ હું તારી સાથે આવયો છું." મોરીસન બોલ્યો; "ખરેખર તો મારે તે હબશીઓ સાંમે લડવાને થોભવું હતું અને તુને અને કોરેકને

નાસવાની તક મારે આપવી હતી. પણ મેં જોયું કે હું હબ-શીઓ સાંમે લડવાને થોભીને તુને અને કોરેકને નાસવાની તક જેટલી આપી શકતે તેના કરતાં કોરેક આપણુને બેને નાસવાની વધારે સારી અને પુરતી તક આપી શકતે. એમ ધારીનેજ હું તારી સાથે આવ્યો છું. એ બળવાન પુરૂષને તેં કોરેક નામથી બોલાવ્યો છે તેથી હું હવે જાણી શક્યો છું કે એ કોણ છે. તારાં સંકટ અને દુઃખ વચ્ચે પોતાના જીવના જોખમે તુંને મદદ કરવા એ આવ્યો; જ્યારે મેં તો તારૂં નખોદ વાળવાની ધારણા રાખી હતી. સાંભળ—મારી વચ્ચે બોલતી ના—મારૂં કહેવું સાંભળી લે. સઘળી ખરી વાત હું તુને કહી દેવા માંગું છું અને તે પછી તું જોશે કે કેવી હેવાનયત ધારણા મેં રાખી હતી. તુંને લંડન લઇ જવાનો મારો ઇરાદો હતો ખરો પણ તારી સાથે લગન કદીબી નહીં કરવાં એવો મારો ઠરાવ હતો. તું મને ધીકારશે—પણ તે ધીકકારને હું લાયક ઠર્યોછું. પણ જ્યારે મેં તેવો નીચ પાપી ઠરાવ કર્યો હતો ત્યારે પ્યાર તે શું ચીજ છે તે હું જાણુતો હતો નહીં. પણ પ્યા-રની ખરી લાગણી મારાં જીગરમાં પેદા થઇ છે અને ત્યારેજ હું કાંઇ નવું વધુ શીખ્યો છું અને તે એ શીખ્યો છું કે હું મુજી ધાટકી અને નીચ હવસી ઇનસાન છું. હેનસન મને દગો દઇ તને લઇ ગયો ત્યારથી મેં નવી લાગણીનો અનુભવ મેલવ્યો છે અને તે લાગણીને પ્રતાપે હું ખરેખર મરદ બન્યો છું-હું ધીક્કારો હેવાન હતો, હવે હું હીંમતવાન માણસના રૂપમાં બદલાયો છું. હું હવે તારી આગળ પ્રમાણીક માગણી કરશ કે મારો પ્યાર, મારો હાથ અને મારૂં નામ તને આપ-વાને, હું મારી જીંદગીથી કીંમત આપવાને પણ તઇયાર થઇશ."

"તમે આ ગામડાંમાં કેવી રીતે આવી ગયા?" સઘળું સાંભળવા પછી મેરીયમે સવાલ કરયો.

મોરીસને પોતાની સઘળી વાત કહી સંભળાવી.

"તમે કહો છો કે તમો હીચકારા હેવાન હતા, તોપણ હું જોવું છું કે મને બચાવવાની કોશેશ તમે કરી હતી. વળી તમારી ઠગાઇનો સઘળો એકરાર તમોએ કરયો છે જે એકરાર એક હીચકારો પુરૂશ કરી શકે નહીં. હું એક હીચકારાને ચાહી શકતેબી નહીં."

"તયારે શું તું મને ચાહેછ, મેરીયમ?" ઉમેદભરી જાણી મોરીસન બે પગલાં ચાલી મેરીયમની લગોલગ ગયો.

"આપણે પાછાં જઇશું." મેરીયમ બોલી. "કોરેકને બચાવીશું અથવા તો તેને બચાવવાની કોશેશમાં આપણે પણ મારયા જઇશું. તમો આવશો?

"જરૂરજ. હું તઇયાર છું—ચાલો." મોરીસન હીંમતથી બોલ્યો. પણ તેઓ એકબી પગલું આગળ વધે તે અગાઉ તો એક નાની ઘોડેસવાર થયેલી ટોળી તયાં આવી પુગી અને તે ટોળી માંહેલો એક માણસ બોલ્યોઃ "કોણ? મારી મેરીયમ!"

"મારો બવાન—મારો મોટો બવાન," મેરીયમ બોલી અને બીજીજ પળે તે દોડીને મોટા બવાનની ગરદને વળગી પડી.

હા—તે મોટો બવાન હતો અને તે પોતાની સાથે મેરીયમની શોધમાં આવયો હતો. મેરીયમને પોતાની છાટીએ બવાને દાબી પણ તેટલાં તેની નજર મોરીસનપર પડી. બવાને તેને જોતાં પોતાના ભવાં ચઢાવયાં અને ડોળા કકડાવયા. મોરીસને નામોશી અને ખેજાલતમાં માથું નમાવયું.

"મેરીયમ, મારી પ્યારી બેટી, શું બનયું તે સઘળું મને ખરૂં કહી દે." બવાને કહયું.

મેરીયમે સઘળી વાત અનીથી પની સુધીની કહી સંભળાવી અને મેરીસને તેને મદદ કરવાની ધારણા કેમ રાખી હતી અને મેરીસને કેવો એકરાર કર્યો હતો તે પણ તેણીએ કહ્યું અને કેરેક કેવી રીતે ખરેખર મદદ કરી શકયો હતો તથા કેવી રીતે તેમને બચાવી શકયો હતો તે પણ તેણીએ કહી સંભળાવ્યું.

બવાને સઘળું સાંભળયા પછી પુછ્યું: "તું એમ કહેવા માંગે છે મેરીયમ કે તેં કેરેકને દીઠો? તેં ખરેખર તારી નજરે જોયો?"

"હા; જેમ હું હમણા તમોને જોવું છું તેમ મેં તેને જોયો. તમો આવો પીતા બવાન અને કેરેકને છોડવી લાવવામાં તમારી મદદ આપો."

"તમેબી કેરેકને જોયો કે?" બવાને હવે મેરીસનને પુછ્યું.

"હા સાહેબ." મેરીસને કહ્યું: "મારા કરતાં વધુ ઉંચાઇનો, જબરો ગોટલાંબાજ બદનનો અને કાળા બાલ તથા બલુ આંખનો તે મરદ છે; આશરે પચીસ છવીસ વરસની ઉમરનો હશે."

બવાને પોતાની ટોળીના એક માણુસને બોલાવયો અને કહ્યું: "મેરીયમને અને મેરીસનને લઇને તું આપણે મકાને જા. હું પોતે કેરેકને શોધવા જાવું છું."

"મનેબી તમારી સાથે આવવા દો, બવાન; હું પણ કેરેકની શોધમાં આવવા માંગું છું." મેરીયમે અરજ કીધી.

"નહી" બવાને કહ્યું: "જે પુરૂપને તું ચાહતી હોય તે પુરૂપની પડોશમાં રહેવાની તારી ફરજ છે—માટે જા; તમોને આરામ લેવાની પણ જરૂર છે."

મેરીયમ ચુપ રહી અને હબશી નોકરે ઘોડા તઇયાર કર્યા જે ઉપર મેરીસન અને મેરીયમ સ્વાર થયા અને તે નોકર

તથા મોરીસન અને મેરીયમ પાછાં બવાનના મકાન ભણી રવાનાં થયાં.

બવાન પોતે પણ પોતાના નોકરોના જેવાજ પોશાકમાં સજ થયો હતો અને તેણે કમ્મરપર એક ચામડું લપેટેલું હતું અને હાથમાં ભાલો અને ઢાલ હતી તેની કમ્મરે કટારી અને રીવોલવર લટકતાં હતાં. મોરીસનને અને મેરીયમને જતાં જોયા પછી પોતના માણસો સાથે તે શેખના ગામડાં ભણી ઉતાવળે ચાલવા લાગયો.

પેલી તરફ મેરીયમ, મોરીસન અને હબશી નોકર પાછાં વલતાં હતાં. થોડેક જવા પછી મેરીયમે પોતાનો ઘોડો થોભાવ્યો અને તેણીએ હબશી નોકરને કહ્યું "હું બવાન આગળ પાછી જવા માંગું છું; તમે બેઉ રવાના થાવો."

"તેમ નહીં બનશે બાઇ સાહેબ." હબશી નોકરે જવાબ દીધો; "મને જે હુકમ છે તે મુજબજ હું તો અમલ કરીશ."

"એટલે તું મને એમ કહેવા માંગે છે કે તું મને પાછું ફરવા નહીં દેશે!"

"હાજી." હબશીએ ટુંક જવાબ દીધો.

મેરીયમ કશું બોલી નહીં પણ સહેજ મલકાઇને હસી. તેઓ થોડેક આગળ ગયાં અને એક મોટાં ઝાડની હેઠળથી પસાર થયાં પણ તેજ વખતે પેલા હબશી નોકરે જોયું કે મેરીઅમ ના ઘોડાનું જીન ખાલી હતું. મેરીયમ: ઘોડાપરથી કુદીને ઝાડની ડાંખલીને વળગી ઝાડ ઉપર ચહડી ગઇ હતી.

પેલા હબશી નોકરે પોતાનો ઘોડો દોડાવયો અને જે ઝાડ ઉપર મેરીયમ ચહડી ગઇ હતી તેપર તેણે નજર દીધી. પણ મેરીયમ તો ઝાડોની ગીચ ડાંખલીઓ વચ્ચે ગુમ થઇ ગઇ હતી. હવે કરવું કેમ?

મોરીસન જે હમણા સુધી ચુપ રહયો હતો તેની તરફ હબશી નોકરે જોયું. મોરીસનની તબીયત અતીશય બગડી આવી હતી એવું તેને માલમ પડયું. મોરીસનની લગોલગમાં તેણે પોતાનો ઘોડો લીધો અને મોરીસનના હાથપર તેણે પોતાનો હાથ મુકયો. તેને તરતજ જણાયું કે મોરીસનને અતીશય જોશભેર તાવ ચહડયો હતો અને પેલા હબશીનો હાથ લાગતાંજ મોરીસન લવારા—બકવા લાગયો.

પોતાની અકકલથી કામ લેવાના ઇરાદાથી મોરીસનને પહેલાં મકાને પુગાડવાનું તે નોકરે વાજબી ધારયું અને તેને લઇને તે નોકર બવાનના મકાન ભણી આગળ વધયો.

મેરીયમ પેલી તરફ ઝાડપર ચહડી ગઇ અને પગ ઉંઘાડા હોવાથી તેણી એક ઝાડપરથી બીજાં ઝાડપર કુદતી આગળ વધી. જયાં બવાનને તેણી છોડી આવી હતી તે જગા તરફ તેણી દોડી. આ પ્રમાણે થોડેક છેટે તેણી ગઇ તેટલાં તેણી એકાએક થોભી. કાંઇ અવાજ તેણીને સંભળાયો. ફરીને તે અવાજ આવશે એવું માનીને તેણી ચુપ એક ડાંખલીપર બેઠી. બીજીવાર ખુલ્લો પરગરો અવાજ આવયો. મેરીયમની ખાતરી થઇ કે તે અવાજ તેણીના કોરેકનો હતો—કોરેક મદદ માંગતો હતો—કોરેક પોતાના મીત્ર આકુટને મદદે બોલાવતો હતો.

જેમ આ અવાજ મેરીયમે સાંભળયો તેમ આકુટે પણ અતીશય દુરના છેટાંએ સાંભળયો, અને તેમજ વળી મોટા બવાને પણ દુરનાં છેટાંએ સાંભળયો.

કોરેક મદદ માંગતો હતો—પછી પુછવુંજ શું?—તે અવાજને આધારે મેરીયમ ધસારાબંધ દોડી.

તથા મોરીસન અને મેરીયમ પાછાં બવાનના મકાન ભણી રવાનાં થયાં.

બવાન પોતે પણ પોતાના નોકરોના જેવાજ પોશાકમાં સજ થયો હતો અને તેણે કમ્મરપર એક ચામડું લપેટેલું હતું અને હાથમાં ભાલો અને ઢાલ હતી તેની કમ્મરે કટારી અને રીવોલવર લટકતાં હતાં. મોરીસનને અને મેરીયમને જતાં જોયા પછી પોતના માણસો સાથે તે શેખના ગામડાં બાણી ઉતાવળે ચાલવા લાગયો.

પેલી તરફ મેરીયમ, મોરીસન અને હબશી નોકર પાછાં વલતાં હતાં. થોડેક જવા પછી મેરીયમે પોતાનો ઘોડો થોભાવ્યો અને તેણીએ હબશી નોકરને કહ્યું "હું બવાન આગળ પાછી જવા માંગું છું; તમે બેઉ રવાના થાઓ."

"તેમ નહીં બનશે બાઇ સાહેબ." હબશી નોકરે જવાબ દીધો; "મને જે હુકમ છે તે મુજબજ હું તો અમલ કરીશ."

"એટલે તું મને એમ કહેવા માંગે છે કે તું મને પાછું ફરવા નહીં દેશે!"

"હાજી." હબશીએ ટુંક જવાબ દીધો.

મેરીયમ કશું બોલી નહીં પણ સહેજ મલકાઇને હસી. તેઓ થોડેક આગળ ગયાં અને એક મોટાં ઝાડની હેઠળથી પસાર થયાં પણ તેજ વખતે પેલા હબશી નોકરે જોયું કે મેરીઅમ ના ઘોડાનું જીન ખાલી હતું. મેરીયમ ઘોડાપરથી કુદીને ઝાડની ડાંખલીને વળગી ઝાડ ઉપર ચહડી ગઇ હતી.

પેલા હબશી નોકરે પોતાનો ઘોડો દોડાવયો અને જે ઝાડ ઉપર મેરીયમ ચહડી ગઇ હતી તેપર તેણે નજર કીધી. પણ મેરીયમ તો ઝાડોની ગીચ ડાંખલીઓ વચ્ચે ગુમ થઇ ગઇ હતી. હવે કરવું કેમ?

મોરીસન જે હમણાં સુધી ચુપ રહયો હતો તેની તરફ હબશી નોકરે જોયું. મોરીસનની તબીયત અતીશય બગડી આવી હતી એવું તેને માલમ પડયું. મોરીસનની લગોલગમાં તેણે પોતાનો ઘોડો લીધો અને મોરીસનના હાથપર તેણે પોતાનો હાથ મુકયો. તેને તરતજ જણાયું કે મોરીસનને અતીશય જોશભેર તાવ ચઢયો હતો અને પેલા હબશીનો હાથ લાગતાંજ મોરીસન લવા—બકવા લાગયો.

પોતાની અકકલથી કામ લેવાના ઈરાદાથી મોરીસનને પહેલાં મકાને પુગાડવાનું તે નોકરે વાજબી ધારયું અને તેને લઈને તે નોકર બવાનના મકાન ભણી આગળ વધયો.

મેરીયમ પેલી તરફ ઝાડપર ચઢડી ગઈ અને પગ ઉંધાડા હોવાથી તેણી એક ઝાડપરથી બીજાં ઝાડપર કુદતી આગળ વધી. જયાં બવાનને તેણી છોડી આવી હતી તે જગા તરફ તેણી દોડી. આ પ્રમાણે થોડેક છેટે તેણી ગઈ તેટલાં તેણી એકાએક થોભી. કાંઈ અવાજ તેણીને સંભળાયો. ફરીને તે અવાજ આવશે એવું માનીને તેણી ચુપ એક ડાંખલીપર બેઠી. બીજીવાર ખુલ્લો પરગરો અવાજ આવયો. મેરીયમની ખાતરી થઈ કે તે અવાજ તેણીના કોરેકનો હતો–કોરેક મદદ માંગતો હતો—કોરેક પોતાના મીત્ર આકુટને મદદે બોલાવતો હતો.

જેમ આ અવાજ મેરીયમે સાંભળયો તેમ આકુટે પણ અતીશય દુરના છેટાંએ સાંભળયો, અને તેમજ વળી મોટા બવાને પણ દુરનાં છેટાંએ સાંભળયો.

કોરેક મદદ માંગતો હતો—પછી પુછવુંજ શું?—તે અવાજને આધારે મેરીયમ ધસારાબંધ દોડી.

---

## પ્રકરણ ૩૫ મું.



### "હું જેને ચાહું છું તેના પડોશમાં હું આવી છું."

કોરેક હજુબી થાંભલા સાથે બંધાયલોજ હતો અને ટેનટોર તેને તેવીજ હાલતમાં ઉઠાવીને દોડયો અને સલામતીની જગાએ જઇ પુગવા પછી તે થોભયો. કોરેકના ફરમાવયાથી ટેનટોરે કોરેકને જમીનપર મુકયો પણ તે વફાદાર જાનવર કોરેકને છુટો કરી શકયું નહી. આવી બાંધેલી હાલતમાંજ કોરેકને જમીનપર પડી રહેવું પડયું અને તે સમજયો કે જો આવીજ હાલતમાં તે રહેશે તો ભુખે પયાસે મરણ પામશે. તેણે પોકાર કરીને આકુટને બોલાવયો. આકુટ નજદીકમાં હતો નહી પણ બહુ દુર હતો અને દુરના છેટા પર આકુટે અવાજ સાંભળયો અને તે આ અવાજને સુમારે આવવા લાગયો. પણ કોરેક જયાં પડયો હતો તયાં આકુટ આવી પુગે તે અગાઉ તો મેરીયમ આવી પુગી. ઝાડની ડાંખળી ઉપરથી તેણીએ કોરેકને જોયો અને બહુજ ખુશાલી અને હરખથી તેણી પોકારી "કોરેક"

"મેરીયમ !" કોરેકે જવાબ દીધો અને બીજીજ પળે મેરીયમ ઝાડ ઉપરથી ઉતરી કોરેક તરફ દોડી. જયાં કોરેક પડેલો હતો તયાં ખુલ્લી જમીન હતી અને તયાંથી ઝાડ અને ઝાડીઓ બહુ દુર હતી. નાનું ખુલ્લું મેદાન હોય તેવી તે જગા હતી. મેરીયમ દોડી પણ થોડેજ જતાં તેણીને અટકવું પડયું. ટેનટોર ચીસ પાડીને મેરીયમની સામે ઉભો રહયો અને તે જોઇને મેરીયમ ચોભી અને કોરેક બોલ્યો "પાછી જા— મેરીયમ પાછી જા—એ તુંને મારી નાંખશે."

મેરીયમે થોડેક છેટે રહીને ટેનટોરને કહયું "ટેનટોર, પ્યારા ટેનટોર, તું મને નહી ઓળખતો ! હું મેરીયમ છું.

નાની મેરીયમ તારી પીઠ ઉપર બેસતી હતી તે હું છું. મને નહી ઓળખતો ?"

પણ ટેનટોરે તેણીને ઓળખી નહી, સુધરેલા સંસારી પોશાકમાં અને ઉધર ભાવ વધવાથી તેના બદનના થયલા તદ્દન જ ફેરફારને સબબે તથા સુધરેલાં મકાનમા વરસોના વસવાટથી બદનનો સોંદરમ બદલાયલો હોવાથી ટેનટોરે તેણીને પીછાણી નહી અને કોરેકને હેરાન કરવા કોઇ દુશમન આવે છે એવું ધારી ટેનટોરે સુંઢ ઉંચી કીધી અને જો મેરીયમ એકબી પગલું આગળ ભરે તો તેણીની તરફ ધસી જઇ તેણીને મારી નાંખવાને તે તઇયાર થઇને ઉભો.

મેરીયમે અને કોરેકે અનેક કોશેશ કીધી પણ કશું વળયું નહી. આખરે કોરેકે એક યુકતી કીધી. તેણે મેરીયમને કહયું: "તું પાછી જતી રહેતી હોય તેવો દેખાવ કર અને ઝાડ ઉપર ચહડી જા. હું ટેનટોરને પાણી લેવા મોકલું છું અને ટેનટોર જાય ત્યારે પાછી આવજે ને મને છુટો કરજે."

મેરીયમને આ ગોઠવણુ ઠીક લાગી અને તેણી પાછી ઝાડ ઉપર ચહડી ગઇ અને દુર જતી હોય તેવો તેણીએ દેખાવ કરયો. ટેનટોરે તેણીને જતાં જોઇ અને પછી તે કોરેક આગળ પાછો આવ્યો. કોરેક પડેલો હતો તેના જમણા હાથ ઉપર થોડેક છેટે ઝાડી હતી અને તે ઝાડીની પેલી તરફ પાણીનું નાલું હતું. કોરેકના ડાબા હાથ ઉપર દુર આવેલાં ઝાડ ઉપર મેરીયમ ચહડી ગઇ હતી.

થોડીક મીનીટ જવા દીધા પછી કોરેકે પાણી લઇ આવવાને હાથીને ફરમાવ્યું અને તે અસીલ જાનવર પોતાના પ્યારા દોસ્તના ફરમાન મુજબ પાણી લેવા ચાલ્યું. ટેનટોર પેલી ઝાડીમાં દાખલ થયો અને તેને ગયલો જોઇને મેરીયમ પાછી

ઝાડ ઉપરથી ઉતરી અને કોરેકને છોડવા તેની તરફ જોશભેર દોડી. પણ ટેનટોર ઝાડીમાં દાખલ થવા પછી થોભયો. તેને શક ઉપજયો. પોતાના પ્યારા મીત્રને કશી ધાસ્તી રખેને પુગે એવી તેને ચીંતા થઇ અને તેટલા માટે તે પાછો ફરયો અને તેણે કોરેકની આગળ મેરીયમને ગુટણપર પડેલી દીઠી. મેરીયમ હજી તો કોરેકને બાંધેલાં દોરડાંને હાથ લગાડે તે અગાઉ તો ટેનટોર પોતાનું ભુગળું બેહદ જોશ સહીત વગાડતો ચારે પગે વીજળીક ઝડપે દોડતો આવયો. મેરીયમ ઉઠીને નાઠી પણ ટેનટોર તેણીની પુઠે લાગયો. ઝાડ બહુ દુર હતું માટે મેરીઅમને લાંબુ છેટું કાપવાનું હતું. હાથીની સુંઢથી મેરીઅમ જરૂરજ ઠાર થઇ જશે એવું કોરેકે દીઠું અને તે દીલમાં કમકમયો. ઝાડની લગોલગ મેરીયમ જઇ પુગી અને તેજ ઘડીએ તેનેં પકડવાને હાથીએ સુંઢ લંબાવી અને મેરીયમનું આવી રીતે મોત આવતું જાણી તેવો દેખાવ નહીં જોવાની ધારણાથી પોતાનું માથું ફેરવી નાખયું અને પોતાની આંખ કોરેકે બંધ કીધી..

આ વખતે કોરેકને એક બુલંદ બાંગ સંભળાઇ "ખબરદાર ટેનટોર."

કોરેકે માથું ફેરવીને પાછું જોયું, યા ખુદા! કેવો બચાવ!

કોરેકે જોયું કે મેરીયમ ઝાડની ડાંખળીએ લટકતી હતી અને ટેનટોરે પોતાની સુંઢ ઉઠાવેલી હતી અને ટેનટોર અને મેરીયમની વચે એક રાક્ષસ જેવાં બદનનો ગોરો પુરૂપ પોતાનો જમણો હાથ ઉંચો કરીને ઉભેલો હતો. તે ગોરા પુરૂપના હુકમને ટેનટોર તાબે થયો અને તેણે પોતાની સુંઢ નીચી કીધી. તે ગોરા પુરૂપે મેરીયમ તરફ જોયું અને કહયું, "આવ, મારી આગળ આવ, મેરીયમ."




"ખબરદાર ટેનટોર!"

(જુઓ પાનુ ૨૫૦.)

"મારા મોટા—બવાન" મેરીયમ, પોકારી અને તેણી ઝાડ ઉપરથી ઉતરી બવાનની પડોશમાં આવી ઉભી.

રોન્ટોર પાછો મેરીયમ તરફ જવા માંગતો હતો પણ બવાને તેને ફરીને ફરમાવ્યું જેથી તે ઘેટાં માફક બવાન આગળ ઉભો રહયો.

"તયાં કોરેક છે." મેરીયમ બોલી.

પોતાની પડોશમાં મરીયમને રાખીને બવાન ચાલ્યો અને બાંધેલા કોરેક આગલ જઇ લાગયો અને કોરેકને જોતાંજ બોલ્યો, "જેક મારા જેક."

"પપા, મારા પયારા પીતા, તમે આવયા? અરે તમે નહીં હોતે તો આખાં જંગલમાંનું કોઇભી માણુસ કે જાનવર મેરીયમને બચાવી શકતે નહી."

કોરેકને બાંધેલું દોરડું જેકના પીતાએ (બવાન કોઇજ નહી પણ જેકનો પીતા લોરડ ગ્રેસ્તોક હતો તેણે) કાપી નાંખયું અને બાપબેટાએ હરખથી જોશભેર બગલગીરી કીધી.

તે પછી મેરીયમને બવાને પુછ્યું. "મેં તુંને જવા કહેલું તે યાદ છે કે!"

"તમોએ મને કહેલું બવાન પીતા કે જે માણુસને હું ચાહતી હોવું તેની પડોશમાં મારે રહેવું જોઇયે અને તે તમારા હુકમને તાબે થઇશું અને જે મરદને હું ચાહું છું તેની પડોશમાં હું આવીશું." મેરીયમે જવાબ દીધો અને તેણીએ કોરેક ભણી જોયું.

જેક તેણીની આગળ દોડી ગયો અને ઘુટણપર પડી તેણીનો હાથ લઇ તેની ઉપર એવી પ્રીતી અને માનસહીત બોસો લીધો કે એક રાણીના હાથ ઉપર તેવી રીતે તે બોસો લેતે નહી.

આ વેળા ટેનટોરે કરેલા અવાજથી સઘળાઓએ દુરનાં ઝાડ તરફ નજર કીધી. સંખ્યાબંધ એપ વાંદરા ઝાડ ઉપર કુદાકુદ કરતા હતા અને તેમા આકુટ પણ હતો. સઘળા વાંદરાઓ ધસી આવવા અને જેકના પીતાની આસપાસ ફરી વળીને કુદાકુદ કરવા લાગયા અને પોકારવા લાગયા કે "તારઝન પાછો આવયો—તારઝન—જંગલનો બાદશાહ પાછો આવયો."

* * *

જયારે જોન (લારડ ગ્રેસતોક) જેક અને મેરીયમ પાછા જોનના મકાનની લગોલગ આવી પુગયાં તયારે જેક થોભયો અને મેરીયમ પણ થોભી અને જોન એખલોજ મકાનને લગત બગીચામાં દાખલ થયો.

"કયાં છે? મેરીયમ કયાં છે?" લેડી ગ્રેસતોક બહાર દોડતી આવીને પોતાના ખાવંદને પુછવા લાગી. "હબશી નોકરે મને કહયું કે તમે મેરીયમને પાછી મોકલી હતી પણ તે તો અરધે રસતે પાછી નાસી ગઈ. ઓ જોન, મેં મારા દીકરાને તો ખોદયો પણ મેરીયમને ખોહવશ તો તે ગમ મારાથી ખમી શકાવાનો નથી."

જોને પોતાની ધણીયાણી જેનનુ માથું પોતાની છાતીએ દાબયું અને તેણીના કપાળ ઉપર કીસ લીધી અને તે ખુશાલ હસયો.

"તું હસે છે જોન—બોલની કાંઇ સારી ખબર લાવયો છે કે?"

"હા, ખુશાલીની ખબર છે, પણ ધીરેથી તે કહેવી જોઇયે કારણ કે—"

"કહી દે—કહી દે—ખુશાલીથી માણુસ મરી જતું નથી. પણ ખુશાલીથી તો મરતું માણુસ પાછું સજીવન થાય છે."

"તયારે સાંભળ—મેરીયમબી મળી અને જેકબી મળગો."

"ક્યાં છે? ક્યાં છે! મારો દીકરો ક્યાં છે." આતુરતામાં હરખભેર જેને સવાલ કર્યો.

"બગીચાની બહાર ઝાડની હેઠે જેક અને મેરીયમ ચોભેલાં છે. પોતાના અરધાં નાગાં બદન સાથે અહીં આવતાં તે શરમાયો. એને માટે કપડાં મોકલશું જે પહેરીને એ આવશે."

"તે જેકના કપડાં મારી પેટીમાં છે, તે આપણે મોકલી આપયે" જેન બોલી.

જોને હસીને કહ્યું. "જેક કાંઇ હવે નાનો બુચો નથી જો એ તો મારા કરતાંએ કદાવર બનયો છે. મારાંજ કપડાંની જોડી મોકલવી પડશે."

એક કલાક પછી માતાએ ઘણે વરસે પોતાના વહાલા બેટાને ગળે વળગાડયો અને તેજ મુજબ મેરીયમને પણ જેને પોતાના પાસાંમાં લીધી. શરૂઆતની મલભેટ થવા પછી જેન બોલી "મારી પયારી મેરીયમ, તારે માટે ઘણી દલગીરીભરા ખબર મારે આપવાની છે. મોરીસન બીચારો મરણ પામયો છે."

"એ સાંભળીને હું ખરેખર દલગીર છું." મેરીયમ ધીમેથી બોલી "એને મારૂં નખોદ વાળવાની ધારણા રાખેલી પણ હું ધારૂં છું કે મરણ પામવા અગાઉ એને પુરતો અને ખરાં દીલથી પસતાવો કર્યો .હનો મને એકવાર એવું લાગયું હતું કે હું એને ચાહતી હતી પણ જયારે મેં જાણયું કે કોરેક જીવતો અને સલામત છે તયારેજ પ્યાર તે શું ચીજ તે હું સમજી શકી."

જેન આ સાંભળીને એવી તો ખુશી થઇ કે તેણીએ પોતાની ભત્રીપની વહુને પોતાના પાસાંમાં લીધી અને બોલી. "મેરીયમ મેં તુંને દીકરી કરી લીધી હતી પણ હવે તો તું ખરેખરી દીકરી થઇ."

---

## પ્રકરણ ૩૬ મું.



## બાપ બેટી.

પાંચ છ મહીના વહી ગયા. ઇંગ્લંડના એક ખુશનુમા ગામડાં મધેના રળયામણા મકાનમાં લોરડ અને લેડી ગ્રેસતોક તથા તેમનો દીકરો અને વહુ ખુશાલ રહેલાં હતાં એક દીવસે એક ફ્રેંચ જેનરલ જોનને મળવા આવયો.

જોને તે અમલદારને પોતાના ડરોઇંગ રૂમમાં બોલાવયો અને ઘણા આદરમાનથી આવકાર દીધો.

તે જેનરલ બોલ્યો. "હું તમોને મળવા આવયો છું કારણ કે મારા એડમીરલે મને કહયું છે કે મધય આફ્રીકાની સઘળી બાબતોથી જો કોઇબી માણસ સર્વથી વધારે માહીતગારી ધરાવતો હોય તો તે તમો છો. હું તમોને સઘળી વાત કહું છું. ઘણા વરસોની વાત ઉપર મારી નાની બેટીને હબશીઓ ઉઠાવી ગયા હતા કે જે વેળા હું ફ્રેંચ સરકાર તરફથી આફ્રીકામાં ચોકકસ કામ બજાવવામાં રોકાયલો હતો. મારી દીકરીને શોધી કહાડવાને માટે અમોએ પૈસા જેટલા બન્યા તેટલા ખરચ્યા, મોટાં ઇનામો આપવાનું શરૂ કર્યું અને સરકારી સાધનોનો પણ ઉપયોગ કર્યો પણ કશું વળ્યું નહીં. દુન્યાનાં સઘળાં મોટાં શહેરો મધેના વર્તમાનપત્રોમાં તે બેટીની તસવીર મેં પ્રગટ કરાવી પણ આજ લગન તેનો પતો લાગયો નહી એક અઠવાડયાંની વાત ઉપર અબદુલ કમાક નામનો એક શીધી મારી આગળ આવયો હતો. તેણે મને જણાવયું કે મારી બેટી કયાં હતી તે તે જાણતો હતો અને તે જગાએ લઇ જવાને તે તઇયાર થયો હતો. હું તે માણસને મારા એડમીરલ આગળ લઇ ગયો અને એડમીરલે

આફ્રીકાની ઘણી મુલાકાત લીધેલી હોવાથી તેની સલાહ મેં માંગી. એડમીરલે સઘળું સાંભળવા પછી મને કહયું કે જે જગાએ મારી દીકરી હોવાનું અબદુલ જણાવતો હતો તે જગાની નજદીકમાં તમારૂં મકાન અને જાગીર આવેલાં છે માટે તમો એ બાબતમાં મદદ અને સલાહ આપી શકશો. એમ હોવાથી હું તમારી આગળ આવ્યો છું, તમારી જાગીરની નજદીકમાં કોઇ ગોરી ચામડીની છોકરીને તમોએ જોઇ હતી કે! અથવા કશી તે બાબેની ખબર તમોને મળી હતી કે?"

"અબદુલ કશી નીશાની લાવયો છે કે!" જોને સવાલ કરયો.

"કાંઇ ઝાઝું નહી. તે ફક્ત એક જુનો ફોટોગ્રાફ લાવયો છે જેની પાછળ એક નયુસપેપરનું કટીંગ ચોંટાડેલું છે અને તે કટીંગ મધે તે છોકરીની વીગત અપવામાં આવી છે તથા ઇનામ આપવાનું જાહેર કરવામાં આવેલું છે."

"તે ફોટોગ્રાફ તમો લાવયા છો કે?"

"હા." તે જેનરલે પોતાના ગજવામાંથી તે ફોટોગ્રાફ કહાડયો કે જે ફોટોગ્રાફ માલબીનની પેટીમાંથી મેરીયમે મેળવયો હતો અને જે ફોટોગ્રાફ લઇને અબદુલ નાસી ગયો હતો.

તે જેનરલે આ ફોટોગ્રાફ જોનના હાથમાં આપયો અને તે બહાદુર હીમતવાન ઘરડો લડવયો જોનના ચહેરા તરફ આતુરતાથી જોવા લાગયો અને તેના બંને ગાલ ઉપર એકેક આંસુનો રેલો ઉતરયો.

જોન તે ફોટોગ્રાફ જોવા પછી ઓરડાના બારણા આગળ ગયો અને બારણું ઉંગાડી બહાર ઉભેલા નોકરને ફરમાવયું "મારા બેટાના ધણીયાણીને કહો કે આવીને મને ડરોઇંગ રૂમમાં મળે."

આ ફરમાન આપવા પછી જોન પાછો આવીને જેનરલની સામે બેઠો અને બે મીનીટ પસાર નહી થઇ તેટલાં તો ખુબસુરત મેરીયમ ત્યાં આવી ઉભી.

"શું કહો છો બવાન પીતા?" તેણીએ પુછયું.

"એજ—મારી દીકરી—" જેનરલ બોલી ઉઠયો.

"ઓહો—મને બધું યાદ આવયું—મારા પીતા—મારા પપા" મેરીયમ બોલી અને જેનરલની કોટે તેણી વળગી પડી.

બાકી કહેવાનુ હવે કશું રહયું નથી. જેક અને જોન સાથે મેરીયમના પીતાની ઓળખાણ થઇ અને તે પછી થોડાજ દીવસમાં મેરીયમની માતા પણ ફ્રાનસથી આવી લાગી.

"તયારે ખરેખર, કોરેક, તું એક હબશીની દીકરી સાથે પરણ્યો નથી." મેરીયમે પોતાના ખાવંદને કહયું. "હવે તું કહી શકશે કે રીયલ ફ્રેંચ ઓલાદની છોકરી સાથે તું પરણ્યો છે."

"હબશી હોય, કે ફ્રેંચ હોય કે કોઇબી હોય. પણ તું મારી બંચગીની મીત્ર અને મારી પોતાની મેરીયમ છે એજ ખયાલ મને ખુશાલ બનાવનારો છે." જેકે મેરીયમને પોતાની બગલગીરીમાં લઇ તેણીના હોઠપર પોતાનો હોઠ દાબતાં કહ્યું.



